# ઇતિહાસ

| વિષય | લેખક | કયા માસિકમાં | કયા મહિનામાં |
|---|---|---|---|
| એબિસિનિઆના સ્વાતંત્ર્યનો ઇતિહાસ | શ્રી. દીવાળીબાઈ ગડોક | ગુ. શાળાપત્ર | એપ્રિલ |
| કચ્છનો ક્રોમવેલ ફતેહમહમદ જમાદાર | શ્રી. ડુંગરશી ધરમશી સંપટ | શારદા | ફેબ્રુઆરી |
| ગુજરાતના ગાષ્ટ્રકૂટો ઉપર નવીન પ્રકાશ | શ્રી દેવદત્ત ઇચ્છાશંકર ત્રિપાઠી | બુદ્ધિપ્રકાશ | ઑક્ટો–નવેમ્બર |
| ગુજરાતની સંસ્કૃતિક સ્થિતિ | મી. અબુઝફર નદવીસાહેબ | ત્રૈમાસિક | એપ્રિલ–જુન |
| ગુજરાતના સોલકી રાજ્યો | અનુ. રજનિકાંત કલાધર ભટ્ટ | ” | ઑક્ટો–ડીસેમ્બર |
| ગુજરાત અને લિપિકદમ્બક | શ્રી હીરાલાલ રંગીલદાસ કાપડીઆ | ” | જાન્યુ–માર્ચ |
| ગુજરાતી ભાષાનું ઐતિહાસિક ભડોળ | શ્રી. કોકીલ | નવચેતન | માચ |
| ચીની પ્રવાસી હ્યુનસંગ | શ્રી. ધનપ્રસાદ ચંદાલાલ મુનશી | ગુજરાત | જાન્યુઆરી |
| દ્વારકા | શ્રી. હીરાનંદ શાસ્ત્રી | કૌમુદી | ઓગસ્ટ |
| નાગજાતિ | શ્રી. મણિભાઈ દ્વિવેદી | ” | નવેમ્બર |
| પશ્ચિમ ભારતવર્ષનો પોરસ | શ્રી. ધનપ્રસાદ ચંદાલાલ મુનશી | ” | ” |
| પાટણના બે શિલાલેખો | શ્રી. ભોગીલાલ જયચંદ સાંડેસરા | બુદ્ધિપ્રકાશ | જુલાઈ–સપ્ટેમ્બર |
| પારસીઓનું હિંદમાં આગમન તથા તેમનો ત્યાર પછીનો ઇતિહાસ | ડૉ. એરચશાહ જહાંગીર તારાપોરવાળા | ” | ” ” |
| પ્રાચીન શિલાગ્રંથો | શ્રી. દેવદત્ત ઇચ્છાશંકર ત્રિપાઠી | ” | એપ્રિલ–જુન |
| પોણી સદી પરનું જુનાગઢ | મી. કરીમ મહમદ માસ્તર | શારદા | ફેબ્રુઆરી |
| પૃથ્વી પ્રસરેલો આર્યવંશ | શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિ | કૌમુદી | ઓગસ્ટ |
| પ્રાચીન ભારતમાં ગૌ પૂજા | શ્રી. ગણેશ નાડકર્ણી | સાહિત્યકાર | માર્ચ |
| પ્રાચીન હિન્દમાં મજુરીનું સ્થાન | શ્રી. રતિલાલ મહેતા | કૌમુદી | નવેમ્બર |
| પ્રાચીન ભારતીય વસાહતો | શ્રી. જનાર્દન પ્રભાકર | માનસી | માહ ૧૯૯૨ |
| બાબરનું વસીઅતનામુ | શ્રી. ન્હાનાલાલ મહેતા | ગુજરાત | એપ્રિલ |

| | | | |
|---|---|---|---|
| બારોટને ચોપડેથી ચારણ જાતિ | શ્રી. ટી. એન. દવે | શારદા | નવેમ્બર |
| બૌદ્ધ સાહિત્યમા ગુજરાતનાં નગરો | શ્રી. ધનપ્રસાદ ચંદાલાલ મુનશી | ત્રૈમાસિક | એપ્રિલ–જુન |
| કચ્છના પ્રાચીન નિવાસી | " " " | ગુજરાત | એપ્રિલ |
| ભારતવર્ષના પ્રથમ ઇતિહાસકાર ખ્વાજા નિઝામુદ્દીન મહમદ | શ્રી. કોકીલ | નવચેતન | " |
| ભૃગુકચ્છના ગુર્જર રાજાઓ | શ્રી. ધનપ્રસાદ ચંદાલાલ મુનશી | પ્રસ્થાન | કાર્તિક |
| મધ્યકાલીન ગુજરાતના તોલ, માપ અને નાણા વિષે કેટલીક માહિતી | શ્રી. ભોગીલાલ જયચંદ સાંડેસરા | બુદ્ધિપ્રકાશ | ઓક્ટો–ડીસેમ્બર |
| મથુરા | શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી | કૌમુદી | ઓગસ્ટ |
| મ્હોંજોડેરો | શ્રી. શાન્તિલાલ ઉપાધ્યાય | " | ડિસેમ્બર |
| માળવા ઉપર ગુજરાતનો પ્રભાવ | શ્રી. દત્તાત્રય બા. ડિસકળકર | બુદ્ધિપ્રકાશ | એપ્રિલ–જુન |
| મુસ્લિમ સમયની હિન્દની મહેસુલી પદ્ધતિ | મિ. ઈમામુદ્દીન દરગાહવાળા | કૌમુદી | ડીસેમ્બર |
| મોગલોના સમયમા ગુજરાતની લશ્કરીવ્યવસ્થા | દી. બા. કૃષ્ણલાલ મો. ઝવેરી | ત્રૈમાસિક | એપ્રિલ–જુન |
| લાટ દેશ અને દક્ષિણ ગુજરાતનું દિગ્દર્શન | શ્રી. ધનપ્રસાદ ચંદાલાલ મુનશી | " | જાન્યુ–માર્ચ |
| વલભીના રાજાઓ મેર હતા ? | શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી | " | જુલાઈ–સપ્ટેમ્બર |
| વીરડીનું સં. ૨૯૭નુ તામ્રપત્ર | શ્રી. એ.એસ.ગદ્રે અનેશ્રી.વિષ્ણુપ્રસાદ વેણીલાલ બક્ષી | કૌમુદી | જાન્યુ–માર્ચ |
| વૈદિક સરસ્વતી–ખોવાયલી નદી | શ્રી. અંબાલાલ પુરાણી | ઊર્મિ | પોષ |
| સપ્તદ્વીપા પૃથિવી | શ્રી. ડોલરરાય રંગીલદાસ માંકડ | માનસી | વૈશાખ ૧૯૯૨ |
| સિદ્ધરાજ જયસિંહનો ઉજ્જનનો શિલાલેખ | શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ ડિસકળકર | બુદ્ધિપ્રકાશ | જુલાઈ–સપ્ટેમ્બર |
| સિંધમાં મહાગુજરાતીઓ | શ્રી. ડુંગરશી ધરમશી સંપટ | નવચેતન | એપ્રિલ |
| સુમેર–સંસ્કૃતિની જનની સુરાષ્ટ્રભૂમિ | શ્રી. અમૃત વર્મત | નવચેતન | ડીસેમ્બર |
| હિન્દના પ્રાચીન શિક્કા | શ્રી. ગીરજાશંકર આચાર્ય | ત્રૈમાસિક | એપ્રિલ–જુન |
| હિન્દુસ્તાનમા તોપ | શ્રી. અબુઝફર નદવીસાહેબ | " | જુલાઈ–સપ્ટેમ્બર |

અશ્વ અને અશ્વકાર પૃ. ૮

# ચરિત્ર

| વિષય | લેખક | કયા માસિકમાં | કયા મહિનામાં |
|---|---|---|---|
| અડધે રસ્તે | શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી | ગુજરાત | જાન્યુઆરી |
| ઉદયશંકર | શ્રી કીસનસિંહ હ. ચાવડા | નવચેતન | એપ્રિલ |
| કવિ ન્હાનાલાલ | શ્રી મનસુખલાલ ઝવેરી | કૌમુદી | માર્ચ |
| કલાકાર યજ્ઞેશ્વર શુક્લ | શ્રી. યુસુફઅલી બાલાભાઈ | નવચેતન | એપ્રિલ |
| કુમારીલ ભટ્ટ | શ્રી. ઊર્મિલ | કૌમુદી | મે-જુન |
| ગગો, પખો અને કખો | ગ.સા મગનલાલ દલપતરામ ખખ્ખર | બુદ્ધિપ્રકાશ | જુલાઈ-સપ્ટેમ્બર |
| ગાંધીજી | શ્રી. દર્શક | કૌમુદી | સપ્ટેમ્બર |
| ગોખલેજીના સંસ્મરણો | ડી ઈ વાચ્છા<br>શ્રી. છોટાલાલ કામદાર | નવચેતન | ફેબ્રુઆરી |
| ચિત્રલેખા અમૃતકેસરગિરિ | શ્રી વરદાચરણ વકીલ | નવચેતન | નવેમ્બર |
| ચન્દ્રવદન | શ્રી રતિલાલ પંડ્યા | કૌમુદી | જાન્યુઆરી |
| છોટુભાઈ ગનિઆરા | શ્રી કિસનસિંહ ચાવડા | નવચેતન | મે |
| જયકૃષ્ણ ઇન્દ્રજી | શ્રી નર્મદાશંકર દ્વિવેદી | શારદા | મે |
| જીવનનું પરોઢ | શ્રી પ્રભુદાસ ગાંધી | કુમાર | પોષ |
| જીવન સંભારણા | શ્રી. શારદાબ્હેન સુમન્તભાઈ મહેતા | શારદા | જાન્યુઆરી (ચાલુ) |
| ધનસુખલાલ મહેતા | શ્રી રવિશંકર ભટ્ટ | માનસી | વૈશાખ-૧૯૯૨ |
| " " | શ્રી યજ્ઞેશ શુક્લ | નવચેતન | ઓગષ્ટ |
| ભાવણું | શ્રી. જયેન્દ્રશંકર પંડ્યા | ગુજરાત | એપ્રિલ |

| | | | |
|---|---|---|---|
| પ્રેમાળી | શ્રી દર્શક | કૌમુદી | જુલાઈ |
| મહર્ષિ આગરકર | શ્રી. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય | માનસી | વૈશાખ-૧૯૯૨ |
| માતુશ્રી મહારાણીશ્રી વિષે સંસ્મરણો | ડૉ. સુમન્તભાઈ મહેતા | શારદા | જાન્યુઆરી |
| માસ્તર વસન્ત અમૃત | શ્રી. હરકાન્ત શુક્લ | શારદા | સપ્ટેમ્બર |
| મીસ ફ્લોરેન્સ નાઈન્ટીંગેલ | શ્રી. રમણલાલ સોની | ગુણસુંદરી | જાન્યુઆરી |
| મોતીભાઈ અમીન | શ્રી. શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી | શારદા | ઓક્ટોબર |
| લલ્લુકાકાના સંસ્મરણો | શ્રી. માનશંકર મહેતા | માનસી | વર્ષ ૨ અંક ૧ |
| લોકમાન્ય | શ્રી. આનન્દ | પ્રસ્થાન | શ્રાવણ |
| શાસ્ત્રી મગનલાલને અંજલિ | પ્રો. બળવન્તરાય ક. ઠાકોર | નવચેતન | જાન્યુઆરી |
| શ્રીમદ્ રાજચંદ્ર | શ્રી. રસિકલાલ છોટાલાલ પરિખ | પ્રસ્થાન | ભાદ્રપદ |

## વિજ્ઞાન

| વિષય | લેખક | કયા માસિકમાં | કયા મહિનામાં |
|---|---|---|---|
| આધુનિક વિજ્ઞાનનો પરમાણુવાદ | શ્રી. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક | કૌમુદી | મે-જુન |
| આપણા ખંડનો ઉદ્યોગ | શ્રી. મગનલાલ પારેખ | નવચેતન | જુન |
| આદિ અને અંત | શ્રી. રમણભાઈ પટેલ | કૌમુદી | નવેમ્બર |
| આપણો ખોરાક | ડૉ. કાન્તિલાલ પંડ્યા | ત્રૈમાસિક | જુલાઈ-સપ્ટેમ્બર |
| ઉત્ક્રાન્તિવાદ અને ઉત્ક્રાન્તિ | શ્રી. પ્રિયવદન બક્ષી | કૌમુદી | સપ્ટેમ્બર |

| | | | |
|---|---|---|---|
| ઉદ્યોગ, કળા કે શાસ્ત્ર ? | શ્રી. ભીમભાઈ લા. દેસાઈ | ત્રૈમાસિક | એપ્રિલ–જુન |
| કાળમુખી ઓરી | શ્રી. વનેચર | કુમાર | વૈશાખ |
| કીડીનો કાળ | શ્રી. વનેચર | કુમાર | કાર્તિક |
| કુંજ | શ્રી. વનેચર | કુમાર | જેઠ |
| કિરણોપચાર | શ્રી. મનઃસુખલાલ ઝવેરી | કૌમુદી | ડિસેમ્બર |
| ગુજરાતની વૈજ્ઞાનિક સંશોધનના પ્રશ્નો | શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ | ત્રૈમાસિક | જુલાઈ–સપ્ટેમ્બર |
| ગુજરાતના કેટલાંએક પક્ષીઓ | શ્રી. ગજાનન ઉ. ભટ્ટ | ત્રૈમાસિક | જુલાઈ–સપ્ટેમ્બર |
| ગુજરાતની ભૂરચનાની ઉત્પત્તિ | શ્રી. અરદેશર સોરાબજી | ત્રૈમાસિક | ઓક્ટો–ડીસેમ્બર |
| ગુણરંજકવાદની દૃષ્ટિએ અનુવંશશાસ્ત્ર | શ્રી. નગીનભાઈ પટેલ | પ્રસ્થાન | જેઠ |
| જૂ | શ્રી. વનેચર | કુમાર | ભાદરવો |
| ઘોંકડા અને કૂદીયાંય | શ્રી. વનેચર | કુમાર | ફાગણ |
| દિક્કાળ | શ્રી. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક | પ્રસ્થાન | માગશર–૧૯૯૨ |
| ધૂળમાંથી સોનું | શ્રી. પદ્મકાન્ત શાહ | કૌમુદી | નવેમ્બર |
| નાઇટ્રોજન–પ્રાણપોષક કે પ્રાણહારક | પ્રો. હરિલાલ મુલાણી | નવચેતન | નવેમ્બર |
| પાણી અને તેના સ્વરૂપો | શ્રી. યશવંત ગુ. નાયક | ત્રૈમાસિક | જુલાઈ–સપ્ટેમ્બર |
| પેટ્રોલિયમ | શ્રી. વનેચર | કુમાર | ફાગણ |
| પૃથક્કરણશીલ માનસશાસ્ત્ર | ... | ગુજરાત શાળાપત્ર | ઓગષ્ટ |
| પ્રાચીન સ્તંભ–સ્થાપત્ય | શ્રી. વીરેન્દ્રરાય મહેતા | શારદા | ડિસેમ્બર |
| ફુદાં અને પતંગીયાં | શ્રી. વનેચર | કુમાર | ભાદરવો |
| રૂપીયાનું અર્થશાસ્ત્ર | શ્રી. ડુંગરશી ધરમશી સંપટ | કૌમુદી | જુલાઈ |
| બેકારીની મિમાંસા | શ્રી. ડુંગરશી ધરમશી સંપટ | ગુજરાત | સપ્ટેમ્બર |
| ભમરા | શ્રી. વનેચર | કુમાર | ચૈત્ર |
| મોતી | શ્રી. રામસિંહ રાઠોડ | કુમાર | જેઠ |
| માયક્રોફોન | શ્રી. દ્વારકાનાથ ગુપ્તે | નવચેતન | જુલાઈ |
| રેડીઓ–બ્રોડકાસ્ટિંગ વિષે | શ્રી. દ્વારકાનાથ ગુપ્તે | નવચેતન | મે |

| | | | |
|---|---|---|---|
| રેડીયો | શ્રી ચંદુલાલ શાહ | કૌમુદી | જાન્યુઆરી |
| વર્ષાના બે પૂજારી | શ્રી. વનેચર | કુમાર | શ્રાવણ |
| વસ્ત્ર વિધાન | શ્રી. કાન્તિલાલ ગાંધી | કૌમુદી | ડીસેમ્બર |
| વિશ્વરશ્મિ | શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ | ત્રૈમાસિક | એપ્રિલ–જુન |
| શાહુડી, શેરો, છછુંદર | શ્રી. વનેચર | કુમાર | પોષ |
| સારસ અને તેના સગા | શ્રી. વનેચર | કુમાર | માહ |
| સ્વપ્નસૃષ્ટિ અને તરંગસૃષ્ટિ | શ્રી. નરોત્તમભાઈ પટેલ | પ્રસ્થાન | શ્રાવણ |
| હિમ અને તેના ઉપાય | શ્રી. માર્તંડ પંડ્યા | પ્રસ્થાન | માગશર–૧૯૯૨ |
| હડીલા વાણીયો | શ્રી. "વનેચર" | કુમાર | આસો |

## કેળવણી

| વિષય | લેખક | કયા માસિકમાં | કયા મહિનામાં |
|---|---|---|---|
| ઉંચી કેળવણીનું ધ્યેય | શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી | ગુજરાત | ફેબ્રુઆરી |
| કેળવણી સંબંધી થોડાક વિચારો | પ્રિ. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ | વસન્ત | ચૈત્ર |
| કેળવણી અને અહિંસા | શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર | પ્રસ્થાન | અષાઢ |
| કિન્ડરગાર્ટન શિક્ષણની સંસ્થાઓ માટે બાળસ્વભાવનો અભ્યાસક્રમ | ... | ગુ. શાળાપત્ર | સપ્ટેમ્બર |
| જર્મન શાળાઓ અને પ્રવાસવૃત્તિ | શ્રી. મૂળશંકર નર્મદાશંકર | બુદ્ધિપ્રકાશ | જાન્યુઆરી |
| પ્રાસ્તાવિક ભાષણ [ રિફ્રેશર કોર્સમાં ] | પ્રિ. આનન્દશંકર બા. ધ્રુવ | વસન્ત | કાર્તિક |
| શિક્ષણ સમાજ | ... | ગુ. શાળાપત્ર | જાન્યુઆરી |
| શિક્ષણમા માનસશાસ્ત્રનો ઉપયોગ | શ્રી. કરભાઈ ત્રિવેદી | કૌમુદી | ઓગષ્ટ |
| સહશિક્ષણ | શ્રી. સુશિલ બ. મુનશી | ત્રૈમાસિક | ઓક્ટો–ડીસેમ્બર |
| સહશિક્ષણ | કુ. જયાકુમારી જ. દેસાઈ | " | " |

# ધર્મ અને તત્ત્વજ્ઞાન

| વિષય | લેખક | કયા માસિકમાં | કયા મહિનામાં |
|---|---|---|---|
| ઉપાસના શુદ્ધિ | શ્રી. કિશોરલાલ ઘનશ્યામ મશરૂવાળા | પ્રસ્થાન | કાર્તિક ૧૯૯૨ |
| ગૌડપાદનો સ્પર્શયોગ | શ્રી. પ્રહ્લાદજી ચં. દિવાનજી | કૌમુદી | એપ્રિલ |
| તપસ્નો વિકાસક્રમ | શ્રી. જયંતિલાલ મ. આચાર્ય | બુદ્ધિપ્રકાશ | ઓકટો–ડીસેમ્બર |
| દુનિયાના ઐતિહાસિક સાત મહાન ધર્મો | શ્રી. દેવદત્ત ઉમિયાશંકર ત્રિપાઠી | વસન્ત | ફાગણ |
| બ્રહ્મવેત્તા શ્રી અખાજીનું ગૂઢ તત્ત્વદર્શન | શ્રી. કેશવલાલ ચં. ઠક્કર | બુદ્ધિપ્રકાશ | એપ્રિલ–જુન |
| માયાવાદ પ્રત્યે એક દૃષ્ટિબિંદુ | શ્રી. અંબાલાલ બા. પુરાણી | કૌમુદી | મે–જુન |
| હિન્દુ ધર્મતત્ત્વ | શ્રી. વિજયરાય ક. વૈદ્ય | માનસી | વૈશાખ ૧૯૯૨ |
| ૧૧ માથી ૧૬ શતકની વૈષ્ણવભક્તિનું પૃથક્કરણ | શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી | ગુજરાત | ફેબ્રુઆરી |

# આરોગ્ય–વૈદક

| વિષય | લેખક | કયા માસિકમાં | કયા મહિનામાં |
|---|---|---|---|
| અખાડો | શ્રી. હરિનારાયણ આચાર્ય | કુમાર | પોષ–ચાલુ |
| અજોડ સૂર્યગ્રહ | શ્રી. વકીલ | ગુણસુંદરી | જુન |
| દમ | શ્રી. શિવશંકર શુક્લ | ગુજરાત શાળાપત્ર | એપ્રિલ |
| મધ | શ્રી. રમણલાલ ઇનજીનીયર | કુમાર | કાર્તિક |
| રજોદર્શન | શ્રી. બાપાલાલ ગડબડદાસ વૈદ્ય | પ્રસ્થાન | ભાદ્રપદ |
| સૂર્યસ્નાન | શ્રી. ઘનશ્યામ મહેતા | સાહિત્યકાર | જુન |

# ભૂગોળ—પ્રવાસ

| વિષય | લેખક | કયા માસિકમાં | કયા મહિનામાં |
|---|---|---|---|
| અમરનાથ | શ્રી. પ્રેમલીલા મહેતા | પ્રસ્થાન | માગશર |
| અજબ એ દ્વીપ છે બાલી | સ્વામી સદાનન્દગીરી | નવચેતન | ફેબ્રુઆરી |
| ઉત્તર ગુજરાતની સફર | શ્રી " કલ્યાણ " | કુમાર | ફાગણ |
| કાશ્મીરના સ્મરણો | શ્રી. પ્રતાપરાય વૈદ્ય | શારદા | જુન |
| જાવા | સ્વામી સદાનન્દગીરી | નવચેતન | એપ્રિલ |
| નંદીદુર્ગ | શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર | કૌમુદી | મે–જુન |
| નૈરોબીથી સ્વાન્ઝા | શ્રી. ઉછરંગરાય ઓઝા | શારદા | જાન્યુઆરી |
| પંચાસર અને રામેશ્વર | શ્રી. હરિનારાયણ આચાર્ય | કુમાર | મહા |
| પ્રાચીતીર્થ | મી. કરીમ મહમદ માસ્તર | શારદા | ઓક્ટોબર |
| બિશ્વાશ્રમનું પુર્દશનઃ | શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર | કૌમુદી | માર્ચ |
| મદુરા | શ્રી. સુન્દરમ્ | કૌમુદી | ઓક્ટોબર |
| મંગમશોભના સાબરમતી | શ્રી. રામપ્રસાદ શુકલ | કુમાર | વૈશાખ |
| માગનાથની યાત્રા | શ્રી. દુર્ગાશંકર કે શાસ્ત્રી | કૌમુદી | ફેબ્રુઆરી |
| સુએઝની નહેર | શ્રી. મોહનલાલ હરજીવન પંચોળી | કુમાર | મહા |

# પ્રકીર્ણ

| વિષય | લેખક | કયા માસિકમાં | કયા મહિનામાં |
|---|---|---|---|
| અમદાવાદના ગવૈયા | શ્રી. નરેન્દ્ર. ન. શુક્લ | ત્રૈમાસિક | જાન્યુ-માર્ચ |
| અવિભક્ત કુટુંબ | શ્રી. ઉમેદભાઇ પટેલ | સાહિત્યકાર | માર્ચ |
| આપણી સંસ્કૃત ગાથા | કવિ ન્હાનાલાલ દલપતરામ | કૌમુદી | એપ્રિલ |
| આનન્દબજાર પત્રિકા | શ્રી. બનારસીદાસ ચતુર્વેદી | નવચેતન | સપ્ટેમ્બર |
| કળા-પ્રાચીન અને અર્વાચીન | શ્રી. મનેશ ક. શુક્લ | નવચેતન | જાન્યુઆરી |
| કળા અને કુદરત | શ્રી. ફિરોજશાહ મહેતા | નવચેતન | નવેમ્બર |
| કેટલાક સંસ્મરણો-વડોદરા રાજ્ય | શ્રી. છગનલાલ મોદી | પુસ્તકાલય | જાન્યુઆરી |
| ગુજરાતી સ્ત્રી પાત્રો | શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી | ગુજરાત | સપ્ટેમ્બર |
| ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ | ,, | નવચેતન | ઓકટોબર |
| જહાજો બાંધનાર એક પ્રખ્યાત પારસી કુટુંબ | શ્રીમતી વિદ્યાગૌરી દેસાઈ | પ્રસ્થાન | ફાગણ |
| જાપાનની ચિત્રકળા | શ્રી. રવિશંકર મહાશંકર રાવળ | કુમાર | આસો |
| જાલંધર કન્યા મહાવિદ્યાલય | શ્રી. લજ્જાવતીદેવી | નવચેતન | ઓકટોબર |
| જાહેરજીવનના ધર્મો | શ્રી. મણિલાલ મો. ઝાલા | સાહિત્યકાર | માર્ચ |
| નારી સમાજની પ્રગતિકૂચ | શ્રી. મનેશ શુક્લ | નવચેતન | ઓકટોબર |
| નૃત્ય સંગીત અને અભિનય | | | ડિસેમ્બર |
| બર્મામાં ગુજરાતી વસાહત | શ્રી. „ કાશીરામ „ જાની | „ નવચેતન | |
| બામણી ડાક | મુનિશ્રી હિમાંશુવિજય | કૌમુદી | „ નવેમ્બર |
| બંગાળી સાહિત્યની એક છેતરપીંડી | શ્રી. " સાહિત્ય પ્રેમ "-પ્રજાબંધુ- | ત્રૈમાસિક | જાન્યુ-માર્ચ |

| | | | |
|---|---|---|---|
| ભારતીય સાહિત્ય પરિષદ | ... | ગુજરાત | ફેબ્રુઆરી |
| ભારતીય સંગીત સંબંધી થોડાક વિચાર | ... | પ્રસ્થાન | ભાદ્રપદ |
| મહાકવિ કાલિદાસનુ નીતિશિક્ષણ | શ્રી. ઉર્મિલ | સાહિત્યકાર | માર્ચ |
| મહાગુજરાતના સંસ્થાનો | શ્રી. ડુંગરશી ધરમશી સંપટ | ગુજરાત | ફેબ્રુઆરી |
| મેવાડના પુસ્તકાલયો અને મ્યુઝિયમ | મુનિ હિમાંશુવિજય | કૌમુદી | એપ્રિલ |
| માનસીઃ નામ અને ધ્યાનમુદ્રા | શ્રી. બચુભાઈ પોપટભાઈ રાવત | માનસી | વૈશાખ |
| મુંબાઈમા નવરાત્રના ઉત્સવો | શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક | પ્રસ્થાન | કાર્તિક |
| મહાગુજરાતની અમરવેલ | શ્રી. ડુંગરશી ધરમશી સંપટ | ઊર્મિ | ફાગણ |
| રાજકારણ અને અધ્યાત્મ | શ્રી. મગનલાલ દેસાઈ | કૌમુદી | ડિસેમ્બર |
| લગ્નની વય | 'રસનિધિ' | ગુણસુંદરી | ઓકટોબર |
| લેડી વિદ્યાબ્હેન મણિમહોત્સવ સમારંભ | શ્રી. હીરાલાલ ત્રિ. પારેખ | બુદ્ધિપ્રકાશ | જાન્યુ–માર્ચ |
| વડોદરાનુ આર્યકન્યા મહાવિદ્યાલય | શ્રી સુશિલાકુમારી પંડિત | નવચેતન | ઓકટોબર |
| વડોદરા પ્રગતિને પથે | રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ | પુસ્તકાલય | જાન્યુઆરી |
| વિલેપાર્લામા વાર્તાલાપ | પ્રિ. આનન્દશંકર બા. ધ્રુવ | વસન્ત | ચૈત્ર |
| વિદ્યાપીઠની આશા | શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર | પ્રસ્થાન | ફાગણ |
| વીણા પ્રાચીન અને અર્વાચીન | શ્રી હરકાન્ત શુકલ | પ્રસ્થાન | વૈશાખ |
| શામળદાસ કૉલેજના પ્રારંભવર્ષો | શ્રી. શંભુપ્રસાદ મહેતા | માનસી | માહ–૧૯૯૨ |
| સ્વ સૌ સુશીલાબ્હેન-એક પ્રાર્થના | શ્રી. જયસુખલાલ મહેતા | ગુજરાત | સપ્ટેમ્બર |
| હિન્દી સંગીતનુ રૂપ | શ્રી. હરકાન્ત શુકલ | કૌમુદી | ઓકટોબર |
| હિન્દની આર્થિક અવનતિ | શ્રી. ડુંગરશી ધરમશી સંપટ | નવચેતન | જાન્યુઆરી |
| હિન્દના જુદા જુદા પ્રાંતોની મહિલાઓ | " " " | નવચેતન | ઓકટોબર |
| શ્રીમતી નાથીબાઈ મહિલા વિદ્યાપીઠ | શ્રી. ચીમનલાલ બકુભાઈ | પ્રસ્થાન | મહા |
| શ્રીમંત મહારાજા સાહેબ અને સાર્વજનિક પુસ્તકાલયો | શ્રી. મોતીભાઈ નરસિંહભાઈ અમીન | પુસ્તકાલય | જાન્યુઆરી |

## પુસ્તકાલય



| વિષય | લેખક | કયા માસિકમાં | કયા મહિનામાં |
|---|---|---|---|
| એક નવી વર્ગીકરણ પદ્ધતિ | શ્રી. ચંદ્રકાન્ત ગી. ભટ્ટ | પુસ્તકાલય | જાન્યુઆરી |
| ગ્રંથપાલનનું શાસ્ત્રીય જ્ઞાન | શ્રી. ભક્તિપ્રસાદ ત્રિવેદી | માનસી | વૈશાખ |
| પુસ્તકાલય પ્રવૃત્તિ | શ્રી. ન્હાનાભાઈ દિવાનજી | પુસ્તકાલય | જાન્યુઆરી |
| પુસ્તક પ્રદર્શન | ” ” ” | ,, | માર્ચ |
| પ્રાચીન પુસ્તકો અને પુસ્તકાલયો | મુનિશ્રી હિમાંશુવિજય | ,, | જાન્યુઆરી |
| વડોદરા રાજ્યની સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિ અને એના પ્રચારની વિધિ | શ્રી. રંગીલદાસ કાપડીઆ | ,, | ,, |
| હસ્તલિખિત પુસ્તકો અને પુસ્તકાલયો | શ્રી. સો. મ. દેસાઈ | ,, | ,, |



# નવલના મૂલગત સિદ્ધાંતો

૧

## વાર્તાકારની કલા

અનુભવ નહિ પણ પોતાને થયેલા અનુભવ પરનો કર્તાનો નિર્ણય એ વાર્તાની આવશ્યક વસ્તુ છે; પોતે જે કાંઈ જુવે છે તે નહિ પણ પોતે જે કાંઈ જુવે છે તેના ઉપરનું કર્તાનું અંતર્જ્ઞાન ( Intuition ) અને વિમર્શ. અનુભવ તરીકે સાબરમતીની રેતીમાં રાષ્ટ્રોત્થાનની ઘોષણા માટે ભરાતી અનેકરંગી અને વિવિધ માનવ સભા એ પાટણ પાસે આવેલા સુના ખંડેરો અને સુના સરસ્વતી તટના પરિભ્રમણ કરતા સરખામણીએ અનેક રીતે રસભરી, રંગભરી, નવીનતાભરી, ઉત્તેજનાભરી, અને પ્રોત્સાહન ભરી લાગે; પણ પાટણ પાસે આવેલા સુના ખંડેરો અને સુના સરસ્વતી તટના પરિભ્રમણ અંતે આપણને કદાચ "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" સાંપડે, જ્યારે સાબરમતીની રેતીમા ભરાયેલી માનવસભા કદાચ સારી, શિષ્ટ, આકર્ષક ભાષામા લખાયલો વર્ણનાત્મક હેવાલ દૈનિક કે અઠવાડિક પત્રોને પુરો પાડે અને એમ પણ બને કે સાબરમતીની રેતીમા ભરાયલી કે ભરાતી માનવસભાઓ શ્રી. રમણલાલ વ. દેશાઈ પાસે "દિવ્ય-ચક્ષુ" જેવી નવલકથા લખાવે. આપણે કશું કહી ન શકીએ કેમકે અનુભવ નહિ પણ તે અનુભવ પરનો કર્તાનો નિર્ણય એ વાર્તાની આવશ્યક વસ્તુ હોવાથી કર્તા પોતેજ એ બાબતનો નિર્ણય કરી-શકે અને કરે છે.

કલા એટલે સૃષ્ટિનુ પ્રતિબિંબ એટલે કે કલાનો આવશ્યક વ્યાપાર સૃષ્ટિનું પ્રતિબિંબ પાડવાનો છે એવા સામાન્યતઃ ખુબ સ્વીકારાયેલા મત સાથે કલાનું આ દૃષ્ટિબિંદુ વિરોધ ધરાવતું આપણને લાગે. આપણે જોઈ શકીએ છીએ કે આપણા માનવના આ સામાન્ય જીવનમા વ્યક્તિ ઉપર સંભવિતતાઓથી થતા પ્રત્યાઘાતો વધુ અર્થસૂચક છે. દાખલા તરીકે ભય જોઈ નાસી છુટવાની ઇચ્છા. પણ કલાકારના કાલ્પનિક જીવનમા કોઈ પણ ક્રિયાની જરૂર રહેતી નથી કારણ કે કલાકારની સર્વ ચેતના અનુભવના વિષય-ગ્રહણસમર્થતાના અને ઉર્મિજન્યતાના પ્રકારો પર કેન્દ્રિત થયેલી હોય

કે ક્યા તો એ અલ્પ-વિકલ-મતિ છે કે ક્યા તો એની સામે લાદવામા આવેલા અપરાધથી સાવ નિર્દોષ છે

ઐતિહાસિક પાત્રો વિષે પણ આમ જ બને છે. આપણને એમ લાગ્યા કરે છે કે જો આપણે સંપૂર્ણ સત્ય જાણી શકીએ તો 'પાટણની પ્રભુતા' વાળો મુજાલ ખરેખર હૃદય-પ્રેમી પરમ પ્રેમી હતો કે ગેરુ કશો શરીર પ્રેમી માનવક્ષમ્ય ભુલોને આધીન માનવ સળેખડો હતો તે આપણે જાણી શકીએ, પણ જે કાઈ વસ્તુ આપણી પાસે આજે શ્રી મુનશીની નવલત્રયીમા છે તે બન્ને બાજુ બતાવી શકે એમ છે, અને સંપૂર્ણ સત્ય શ્રી નાગરભુ વિસનજી ઠક્કુર કહે છે તે પ્રમાણે એ પણ હોય કે મુંજાલ અને મીનળ વચ્ચે કશો હૃદય પ્રેમે ન્હોતો અને શરીર પ્રેમે ન્હોતો.

જીવનને પોતાની સાથે સવાદી રહેવાની જરૂર નથી; પણ વાર્તા પર તો તેનામા સવાદીપણું હોવુ જોઈએ એવી બળજોરી નાખવામા આવેલી છે એનો અર્થ એવો નથી કે વાર્તાની અદર આવતા પાત્રોએ હમેશા અનુરૂપે રીતે જ વર્તવુ જોઈએ-એથી ઉલટુ હોય છે એનો અર્થ એવો તો છે જ કે વાર્તાનો અત આવી જાય ત્યા સુધીમા દરેક વ્યક્તિગત પાત્રોની જ નહિ પણ વાર્તાપ્રવાહની પણ વિસવાદીતતાઓ સર્વાગમુખી સંવાદીતતાને આધીન બને કે તેમા સમાઈ જાય

અને વિસંવાદીતતામા સવાદીતતા ધારણ કરવી, આકૃતિહીણતા ઉપર આકૃતિ ગોઠવવી, જીવનમાથી જે તત્વો ભેગા થઈને કાઈક અર્થ-મહત્વ ઉત્પન્ન કરે તેજ તત્વોને ચુટવા, ગાઈક અવધારવુ, આ બધાના પરિણામે આપણે 'વિચાર' શોધી શકીએ, જે પરિણામે નવલમા કે નાટકમા સ્ફુટ કરી શકાય

વાર્તામા પોતાની સાથે સમગ્રતા અને સવાદીતતા એ બન્ને અર્થ મહત્વના આવશ્યક પ્રાથમિક અશો છે જીવનમા એ અસ્તિત્વ ધરાવતા નથી-અલબત્ત આપણુ ધ્યાન પહોચે છે ત્યા સુધી પોતાની સચોટ દૃષ્ટિ, વિજય મેળવાની શક્તિ, અને મુશ્કેલીમાથી માર્ગ કાઢવાની આવડત વિષે કાકને 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ'મા જેટલી ખાત્રી છે એટલી ખાત્રી વાસ્તવિક જીવનમા બીજા કોઈને નથી હોતી પોતાના જીવનમા "કોકિલા ના નાથબાવા જેટલા અનેક વેશ પરિવર્તનો, વેશપટા તરો કે રહસ્યમય બનાવો કોઈ માનવી નહિ અનુભવતું હોય વાર્તા આ

દષ્ટિએ આવશ્યક રીતે જીવનથી વેગળી છે. માનવીની ઇચ્છા અને ક્રિયા વચ્ચે એવો એક પ્રતિભેદ છે જે જીવનમાં કોઈપણ પ્રકારની ઘટના શોધવાના પ્રયત્નોમા અંતરાય નાખે. જીવન આપણને પરાજિત કરે છે; પણ વાર્તા જીવનનું પુનર્વિધાન કરે છે જેમાં પ્રસંગને અનુરૂપ ન હોય તેવી લાગણીઓને દૂર કરવામા આવી છે. જેથી આપણે સંપૂર્ણ શાંત બનીએ છીએ અને આપણે ઇચ્છીએ તો તે વિષે નિર્ણય કરી શકીએ છીએ.)

(જો ભુલ કરવી એ માણસને માટે સ્વાભાવિક છે; તો કોઈ વસ્તુ વિષે નિર્ણય પર આવવું તે પણ માણસ માટે એટલું જ સ્વાભાવિક છે. ખરી વાત એ છે કે નવલ વાચનાર વાચક જે નિર્ણય પર આવે તે આવશ્યક રીતે નવલકાર જે નિર્ણય તેના પર લાદે છે તે છે; પણ સામાન્ય રીતે વાચક તે વાતથી અજાણ હોય છે અને એનો સંતોષ પોતાને થતી લાગણી ખરેખર પોતાની નથી એવા જ્ઞાનથી ખરેખર ઓછો થતો નથી.

નિર્ણય પર આવવુ કે જાણી જોઈને નિર્ણય પર ન આવવું. વર્તમાન યુગમાં માનવ–માનસના સર્વ ગુણોમા સહિષ્ણુતાનો ગુણ સહુથી વધુ માનને પાત્ર ઠરે છે તેથી અત્યારનું વર્તમાન નવલકથા સાહિત્ય એવા પ્રસંગો ઊભા કરે છે જે પ્રસંગોનું વાચક નિરીક્ષણ કરે અને નિર્ણય આપવાની જરૂરિયાત તેને ન રહે. વાચકને થતા સંતોષનો થોડોઘણો ભાગ તો પોતે ઉદારમતવાદી છે એવા જ્ઞાનથી થતો હોય છે. વાસ્તવિક રીતે નવલો ઓછા પ્રમાણમાં અધ્યાત્મિકવાદ વગરનીજ હોય છે. કોઈ વસ્તુ પર નિર્ણય પર આવવું તેના કરતા તે વસ્તુને સમજવી તે વધુ સારું છે અને સમજશક્તિ તે સ્વેચ્છાથી નિર્ણય પર આવતા અટકાવવા માટે જરૂરી છે. નવલ આપણી સમક્ષ કાલ્પનિક સૃષ્ટિ રજુ કરે છે જે આપણે સમજીએ, ગ્રહણ કરી શકીએ; અને નવલનો મુખ્ય હેતુ પણ એ જ છે. નવલ નિર્ણયપર આવવા માટે જરૂરી સર્વ હકીકતો આપણને પૂરી પાડે છે.)

પણ આપણે જે સમજીએ છીએ તે તો લેખકનીજ વિભાવના છે. લેખક ભૈયાદાદાને સ્ટેશન નજીકની એક ઓરડીમા રહેતા જુવે છે અને તેના જીવનના સર્વ પ્રસંગોને તે ગોઠવી કાઢે છે.* જે પ્રસંગો એ ગોઠની

* ધુમકેતુ: 'તણખા મંડળ' પહેલું વાર્તા–ભૈયાદાદા.

છે. એટલે જરા ઉંડાણથી જોશું તો કલા એટલે સૃષ્ટિનુ પ્રતિબિંબ એ શેક્સપીયરશાહી મત અને ઉપર દર્શાવ્યા દષ્ટિબિંદુમાં કશો વિરોધ નથી.

'કલા એટલે સૃષ્ટિનું પ્રતિબિંબ' એ હેમ્લેટનું ઉચ્ચારણ જો તેના ઉપરટપકેથી દેખાય તેવા અર્થમા જ સ્વીકારીએ તો આપણે માની લેવુ પડશે કે ફોટોગ્રાફ એ ચિત્રાત્મક કલાનું પરમ સ્વરૂપ છે; કારણ કે કેમેરા દર્પણની જેમ જે કાંઈ છે તેનુ આબેહુબ પ્રતિબિંબ પાડે છે; કેમેરામા આપણી આખ વડે જે કાંઈ દેખાય છે તે સર્વ આવે છે એમ નથી કારણ કે આંખ તો વિદ્યમાન વસ્તુઓમાથી અમુકને જ પસંદગી આપે છે. આથી કેમેરામા જે કાંઈ વિદ્યમાન વસ્તુઓ છે, અને જે કાંઈ દેખી શકાય તેમ છે તે સર્વ સારા દર્પણની જેમ ઝડપાય છે. પણ જો હેમ્લેટ ઓચરી વ્યાખ્યા તેના અન્વયમા લઈએ તો તેને આપણે આપીએ છીએ તેના કરતા કઈક જુદુજ અર્થમહત્વ આપવું જોઈએ હેમ્લેટ કહે છે કે નાટ્યાભિનયનો હેતુ –"સૃષ્ટિનું જાણે પ્રતિબિંબ પાડવાનો છે; સદ્ગુણને પોતાનુ સ્વરૂપ બતાવવાનો છે, પોતાની પ્રતિમાની વિકૃતિને તીરસ્કારવાનો છે અને કાળના યુગ શરીરને તેનુ શુદ્ધ સ્વરૂપ અને પ્રભાવ બતાવવાનો છે." *

ત્યારે 'કલા એટલે સૃષ્ટિનુ પ્રતિબિંબ' એમા હેમ્લેટનું દર્પણ એ એવું સામાન્ય દર્પણ નથી કે જેમા આપણે દરરોજ સવારે ઉઠીને જોઇએ ને જે જોવા ટેવાયલા છીએ તે દેખાય હેમ્લેટના કલારૂપી દર્પણનો હેતુ સૃષ્ટિને તેનુ પ્રતિબિંબ દેખાડવાનો છે-જે પ્રતિબિંબ સૃષ્ટિને પરિચિત નથી. ખરી વાત કે એ પ્રતિબિંબમા સૃષ્ટિનુ પોતાનું પ્રતિબિંબ જીવનાત્મક અને ઓળખી શકાય તેવુ હોય છે પણ એ પ્રતિબિંબ લેવાય છે કોક અજાણ્યુ કોણથી અને કોક અજાણ્યુ પ્રકાશ વડે-સૃષ્ટિનું પોતાનુ એ પ્રતિબિંબ એકદમ નિર્ણાયક પણ પૂર્વાસ્વાદન વગરનું અને મંત્રમાત્મક હોય છે.

અને જોકે કલાકારનું માનસ તેના વિચારમય જીવનમા ક્રિયાની જરૂરીયાતથી પર હોય છે તોપણ તે હીરાકશી ઘસેલો સાદો કાચનો કકડો નથી બની જતુ કે જેથી પોતા પાસે પડેલ સૃષ્ટિની ઝીણામા ઝીણી વીગત રજુ કરી શકે. તેથી ઉલટુ છે કલાકાર પોતાની પ્રકૃતિ જોવા અને રજુ

* "To hold, as 'twere, the mirror upto Nature, to shew virtue her own feature, scorn her own image, and the very age and body of the time his form and pressure."

કરવા દે તેજ વસ્તુને જુવે છે અને રજુ કરે છે. જોવાની એ જે વિધિ કરે છે તે વિધિમાંજ તે પોતાનો નિશ્ચય પણ કરી લે છે. એક ઝાડ છે. આપણી સામાન્ય દૃષ્ટિ ઝાડ જુએ. આપણે બધા ઝાડની શાખામાંથી પર્ણો અને પ્રશાખાઓ ફૂટતી જોઈએ-અને ઝાડની શાખાઓ ઝાડના થડમાંથી ફૂટીફાલી એમ પણ જોઈએ. પણ કલાકાર એ ઝાડને જુદીજ રીતે જુવે-જે સૃષ્ટિ છે તેનું પ્રતિબિંબ હુબહુ અને ઓળખી શકાય તેવું છતાં-કોઈક અજાણ્યા કોણથી અને અજાણ્યા પ્રકાશ વડે તે આપણી સમક્ષ રજુ કરે. એને ઝાડમાં જેને જુદું અને સ્વતંત્ર વ્યક્તિત્વ ભોગવવા દેવાની ના પાડવામાં આવી છે તેવું પૃથ્વિના પેટાળમાં પુરાઈ રહેલ પ્રાણતત્ત્વ બંધનભર્યા જીવનમાથી છુટી નીકળવાને જાણે તરફડીયા મારી રહ્યું હોય તેમ દેખાય છે. એ આ વસ્તુ જુએ ત્યારે ચીતરી શકે. જ્યાં સુધી એ ન જુવે ત્યાંસુધી એ વસ્તુ અસ્તિત્વ ધરાવતીજ નથી. અને જે કાંઈ એ જુવે તે એ કલાકારનો એ જોઈ વસ્તુ વિશેનો નિર્વિવાદ નિર્ણય છે. કલાકારનું માનસ એ કાચ જેવું છે. ટુંકી દૃષ્ટિવાળા માટે જે કામ ચશ્મા કરે છે અને તેની ટુંકી દૃષ્ટિને સાચી દૃષ્ટિ આપે છે તેમ તેવું જ કામ કલાકાર આપણે માટે કરે છે. ગમે તેમ હો. કલાકાર વાસ્તવિક ઝાડને જેમ જુવે છે તેમ વીગતે વીગતવાર તો ન જ ચિત્રિત કરી શકે-એટલે એણે એ ઝાડને ચિત્રિત કરવા માટે અમુક વસ્તુઓની પસંદગી કરવી રહે જ છે અને વસ્તુઓની પસંદગી કરવાનું હોય ત્યાં કઈ વસ્તુ પસંદ કરવી અને કઈ વસ્તુ ન પસંદ કરવી એ બાબતનો નિર્ણય પણ કલાકારને કરવાનો રહે જ છે. કલાકારથી જુદા પડતા સામાન્ય માણસના જીવન પ્રત્યેના પ્રત્યાઘાત સાવ જુદા હોય છે-એ એને જે જોવાનું શીખવવામાં આવ્યું છે તેજ જુવે છે-થોડે કે વધતે અંશે-અને જે કાંઈ એ જુવે છે તેનો જ એ પ્રત્યાઘાત કરે છે.

આ 'નિર્ણય' શબ્દ હું અધ્યાત્મિક અર્થમાં નહિ પણ મુલ્ય-નિરૂપણ એવા અર્થમાં વાપરૂં છું. આપણે કહી શકીએ કે કલાકારને વૈજ્ઞાનિક સાથે ઘણું સામ્ય છે. ખરા વૈજ્ઞાનિક સાથે, નહિ કે પ્રયોગશાળાનાં યંત્ર સમા વૈજ્ઞાનિક સાથે. કલાકાર અને વૈજ્ઞાનિક બન્ને અંતર્જ્ઞાનમાંથી પ્રતિપાદનમાં વળે છે; માત્ર બન્નેના અંતર્જ્ઞાન અને પ્રતિપાદનના સાધનાના પ્રકાર જુદા છે. બન્નેનો હેતુ એક જ છે-જીવનમાં જે કાંઈ સાર્થ છે પણ જેની ગંધ

કોઈને પણ નથી તે શોધવાનો અને તારણ કરવાનો. પોતાના પી ક્રાફ્ટ ઓફ ફીકશન' (જોનાથન કેપ ૧૯૩૫) ના પુસ્તકમાં શ્રી. પર્સી લબક એક ઠેકાણે કહે છેઃ—

"નવલકથાકાર માનવ સ્વભાવમાંથી, પ્રસંગમાંથી, કે વિચારની મંજૂષામાંથી પોતાનું વસ્તુ કેવી રીતે શોધી કાઢે છે તે આપણી જાણ બ્હારનો વિષય છે; ટોલ્સ્ટોયે જે જગત જોયું તે જગતમાં આપણે દીર્ઘકાળ સુધી જોઈએ પણ જે અણલખ્યું પુસ્તક ટોલ્સ્ટોયને તેમાંથી મળ્યું તે આપણને કોઈ દીવસ જડશે નહિ; અને તે (તે અને એવા બીજા બધા) તે પોતે કઈ રીતે શોધી કરી શકયો તેના કશા કારણો આપી શકશે નહિ. જે શક્તિ અમોઘ વિચારને ઓળખી લઈ પોતાનો કરી લે છે તે શક્તિ એક જુદીજ વાત છે. આ કારણથી વિષયને પકડી લેવાની નવલકથાકારની દૃષ્ટિને અમે તેનું મુખ્ય દાક્ષિણ્ય માનીએ છીએ."

શ્રી. લબક ઘણી જ સુંદર રીતે સર્જનાત્મક અને અસર્જનાત્મક માનસ વચ્ચેનો તફાવત દોરે છે. એની વેધક દૃષ્ટિ છતાં એનું વક્તવ્ય એક રીતે ભ્રમકારી છે. આપણે ટોલ્સ્ટોયે જોયું તે જગતમાં ખુબ ખુબ જોઈએ અને છતાં ટોલ્સ્ટોયને જે અણલખ્યું પુસ્તક મળ્યું તે ન મેળવી શકીએ કારણ કે એવું અણલખ્યું પુસ્તક અસ્તિત્વમા હતું જ નહિ. નવલકથા એ જીવનનું પુનર્જનન નથી પણ પુનર્વિધાન છે. એ જીવનનું પુનર્વિધાન એવી તરેહનું છે કે વાસ્તવિક જીવનમાં જે અમુક કાંઈક અસ્તિત્વમાં નથી તે અમુક કાંઈક આમાં અસ્તિત્વમા આવે છે—આ અમુક કાંઈકને આપણે નિરૂપણ કહીએ, નિર્ણય કહીએ, ચેષ્ટા કહીએ કે મુલ્ય નિરૂપણ કહીએ. વાસ્તવિક રીતે આ અમુક કંઈક જ નવલકથામાં દોરેલા જીવનને કાંઈક નવું મુલ્યાંકન આપે છે.

જેમા સુવિખ્યાત ગુન્હાઓની વાતો ફરીવાર કહેવામાં આવી હોય છે તેવા ગ્રંથો વખતોવખત બ્હાર પાડવામાં આવે છે. ઘણીવાર દરેક ગુન્હા વિષે ઝીણામા ઝીણી હકીકત મેળવવા માટે લેખક ઘણી ઘણી મ્હેનત લે છે; જે કાંઈ વક્તવ્ય એ રજુ કરે છે તેના આધારભુત પ્રમાણો હોય છે; જે કાંઈ વસ્તુ એ રજુ કરે છે તેની તથાતથ્યતા ઘણી કાળજીપૂર્વક તપાસવામા આવી હોય છે. માણસથી બની શકે તેટલી કાળજીથી એ વાતમાં બધી આવશ્યક વસ્તુઓ આવી જાય છે અને સત્ય સિવાય બીજું કશું

એમાં નથી હોતું. છતાં ગુન્હાનું એ પુનર્નિમાણ વાંચતાં આપણને એક પ્રકારની અવાસ્તવિકતા ન લાગે એવું કોકવારજ બને છે. એમાં માન્યતા ધરાવ્યા વગર આપણે એ વાત માની લઈએ છીએ. વસ્તુઓની સત્યાસંભવતાનો આપણે વિરોધ નથી કરતા; વધુ હકીકતો પણ આપણે માંગતા નથી. મુશ્કેલી એજ હોય છે કે એમાં ઘણી હકીકતો હોય છે. પણ હકીકતોથી સંવિધાન થતું નથી; યથા સ્થળે હકીકત ગોઠવાઈ જતી નથી અને સંપૂર્ણ સમગ્રતા સધાતી નથી.

આવી જ હકીકત સવિખ્યાત ઐતિહાસિક પાત્રોને મધ્યબિંદુમાં રાખી લખાયલી નવલકથાઓમાં મળી આવે છે. એમાં સત્યનો ભાસ આપણને થતો નથી; અને તેનું કારણ કર્તાએ ઇતિહાસ જોડે છુટ લીધી છે તે નથી; પણ કર્તાએ ઇતિહાસના, ખાસ કરીને વધુ મહત્વના બનાવો પરત્વે છુટ નથી લીધી તે છે.

ઇતિહાસ, હકીકતો, જીવન, એનાથી પુનર્વિધાન નહિ થઈ શકે. એમ કહેવાય છે કે રંગભૂમિમાં જે પ્રસંગો ન માગે તે લાગણીઓને આવકારાતી નથી અને આ વાત વાર્તાને પણ લાગુ પાડી શકાય. વાસ્તવિક જીવન પ્રસંગ ન માગે તેવી લાગણીઓને સ્થાન આપે છે) સામાન્ય રીતે કોઈ પણ કાયદાના દાવામાં એકલો પુરાવો વાંચીને પ્રતિવાદીએ અપરાધ કર્યો છે કે નથી કર્યો તે નિર્ણયપર આવવું અશક્ય છે. મુકેલી હકીકતોના ગુંચળામાંથી કોઈ સ્પષ્ટ અને સંવાદી હેતુની ક્રિયા શોધી કાઢવી મુશ્કેલ થઈ પડશે. પોતાની સમક્ષ અપરાધ બાબત દંડ વિધિ શાસન કરવાને એકત્ર થએલા પ્રમાણપુરૂષગણની વાત જુદી છે; કેમકે તેઓ અપરાધ વિષેના પુરાવા પરથી જ માત્ર નિર્ણય કરતા નથી પણ અપરાધની તપાસ ચાલતી હોય તે તપાસ દરમિયાનનું અપરાધીનું અને સાક્ષીનું ત્યારનું આચરણ, મુખપર થતા ફેરફાર તેનો પણ ઉપયોગ કરે છે. માત્ર હકીકતો પરથી જ કોઈ ચોક્કસ પરિણામ પર આવવું ભાગ્યે જ શક્ય છે. હકીકતો ઘણી છે. તે ઘણું બધું પુરવાર કરે છે. તે સાબીત કરે છે કે અપરાધી માત્ર ભયંકર હત્યારો છે એટલું જ નહિ પણ એ હૃદય–હીન કંગાળ છે કે જેનામા પોતાની માશુકને પોતે પરિણીત છે એટલું કહેવાની પણ જેનામાં હિંમત નથી. એ અપરાધિને પોતાના પદચિહ્નો પૈશાચિક ચાતુર્યથી છુપાવતો બતાવે છે અને વિકલ્પે એમ આચરણ કરતો બતાવે જે એમ બતાવે

કે કયા તો એ અલ્પ-વિકલ-મતિ છે કે કયા તો એની સામે લાદવામા આવેલા અપરાધથી સાવ નિર્દોષ છે.

ઐતિહાસિક પાત્રો વિષે પણ આમ જ બને છે. આપણને એમ સાગવાજ કરે છે કે જો આપણે સંપૂર્ણ સત્ય જાણી શકીએ તો 'પાટણની પ્રભુતા' વાળો મુંજાલ ખરેખર હૃદય-પ્રેમી પરમ પ્રેમી હતો કે કોક ક્ષણે શરીર પ્રેમી માનવક્ષમ્ય ભુલોને આધીન માનવ સળેખડો હતો તે આપણે જાણી શકીએ; પણ જે કાંઈ વસ્તુ આપણી પાસે આજે શ્રી. મુનશીની નવલત્રયીમાં છે તે બન્ને બાજુ બતાવી શકે એમ છે; અને સંપૂર્ણ સત્ય શ્રી. નારાયણ વિસનજી ઠક્કુર કહે છે તે પ્રમાણે એ પણ હોય કે મુંજાલ અને મીનળ વચ્ચે કશો હૃદય પ્રેમે ન્હોતો અને શરીર પ્રેમે ન્હોતો.

જીવનને પોતાની સાથે સંવાદી રહેવાની જરૂર નથી; પણ વાર્તા પર તો તેનામાં સંવાદીપણું હોવું જોઈએ એવી બળજોરી નાખવામા આવેલી છે, એનો અર્થ એવો નથી કે વાર્તાની અંદર આવતા પાત્રોએ હમેશા અનુરૂપ રીતે જ વર્તવુ જોઈએ-એથી ઉલટુ હોય છે. એનો અર્થ એવો તો છે જ કે વાર્તાનો અત આવી જાય ત્યા સુધીમાં દરેક વ્યક્તિગત પાત્રોની જ નહિ પણ વાર્તાપ્રવાહની પણ વિસંવાદીતતાઓ સર્વાંગમુખી સંવાદીતતાને આધીન બને કે તેમા સમાઈ જાય.

અને વિસવાદીતતામાં સવાદીતતા ધારણ કરવી; આકૃતિહીણતા ઉપર આકૃતિ ગોઠવવી; જીવનમાથી જે તત્વો ભેગા થઈને કાઈક અર્થ-મહત્વ ઉત્પન્ન કરે તેજ તત્વોને ચુંટવા; કાઈક અવધારવુ; આ બધાના પરિણામે આપણે 'વિચાર' શોધી શકીએ, જે પરિણામે નવલમા કે નાટકમા સ્ફુટ કરી શકાય.

વાર્તામાં પોતાની સાથે સમગ્રતા અને સવાદીતતા એ બન્ને અર્થ-મહત્વના આવશ્યક પ્રાથમિક અંશો છે. જીવનમા એ અસ્તિત્વ ધરાવતા નથી-અલબત્ત આપણું ધ્યાન પહોચે છે ત્યા સુધી પોતાની સચોટ દૃષ્ટિ, વિજય મેળવાની શક્તિ, અને મુશ્કેલીમાથી માર્ગ કાઢવાની આવડત વિષે કાકને 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ'મા જેટલી ખાત્રી છે એટલી ખાત્રી વાસ્તવિક જીવનમા બીજા કોઈને નથી હોતી. પોતાના જીવનમા "કાકિલા"ના નાયબાવા જેટલા અનેક વેશ પરિવર્તનો, વેશપલટા-તરો કે રહસ્યમય બનાવો કોઈ માનવી નહિ અનુભવતુ હોય. વાર્તા આ -

દૃષ્ટિએ આવશ્યક રીતે જીવનથી વેગળી છે. માનવીની ઇચ્છા અને ક્રિયા વચ્ચે એવો એક પ્રતિભેદ છે જે જીવનમા કોઈપણ પ્રકારની ઘટના શોધવાના પ્રયત્નોમા અંતરાય નાખે. જીવન આપણને પરાજિત કરે છે; પણ વાર્તા જીવનનું પુનર્વિધાન કરે છે જેમા પ્રસગને અનુરૂપ ન હોય તેવી લાગણીઓને દૂર કરવામા આવી છે. જેથી આપણે સંપૂર્ણ જ્ઞાત બનીએ છીએ અને આપણે ઇચ્છીએ તો તે વિષે નિર્ણય કરી શકીએ છીએ.)

(જો ભુલ કરવી એ માણસને માટે સ્વાભાવિક છે; તો કોઈ વસ્તુ વિષે નિર્ણય પર આવવુ તે પણ માણસ માટે એટલુ જ સ્વાભાવિક છે. ખરી વાત એ છે કે નવલ વાચનાર વાચક જે નિર્ણય પર આવે તે આવશ્યક રીતે નવલકાર જે નિર્ણય તેના પર લાદે છે તે છે; પણ સામાન્ય રીતે વાચક તે વાતથી અજાણ્યુ હોય છે અને એનો સતોષ પોતાને થતી લાગણી ખરેખર પોતાની નથી એવા જ્ઞાનથી ખરેખર ઓછો થતો નથી

નિર્ણય પર આવવુ કે જાણી જોઈને નિર્ણય પર ન આવવુ. વર્તમાન યુગમાં માનવ-માનસના સર્વ ગુણોમા સહિષ્ણુતાનો ગુણ સહુથી વધુ માનને પાત્ર ઠરે છે તેથી અત્યારનુ વર્તમાન નવલકથા સાહિત્ય એવા પ્રસગો ઉભા કરે છે જે પ્રસગોનું વાચક નિરીક્ષણ કરે અને નિર્ણય આપવાની જરૂરિયાત તેને ન રહે. વાચકને થતા સતોષનો થોડોઘણો ભાગ તો પોતે ઉદારમતવાદી છે એવા જ્ઞાનથી થતો હોય છે. વાસ્તવિક રીતે નવલો ઝાઝા પ્રમાણમા અધ્યાત્મિકવાદ વગરનીજ હોય છે. કોઈ વસ્તુ પર નિર્ણય પર આવવું તેના કરતા તે વસ્તુને સમજવી તે વધુ સારૂં છે અને સમજશક્તિ તે સ્વેચ્છાથી નિર્ણય પર આવતા અટકાવવા માટે જરૂરી છે. નવલ આપણી સમક્ષ કાલ્પનિક સૃષ્ટિ રજુ કરે છે જે આપણે સમજીએ, ગ્રહણ કરી શકીએ; અને નવલનો મુખ્ય હેતુ પણ એ જ છે. નવલ નિર્ણયપર આવવા માટે જરૂરી સર્વ હકીકતો આપણને પૂરી પાડે છે.)

પણ આપણે જે સમજીએ છીએ તે તો લેખકનીજ વિભાવના છે. લેખક ભૈયાદાદાને સ્ટેશન નજીકની એક ઓરડીમા રહેતા જુવે છે અને તેના જીવનના સર્વ પ્રસગોને તે ગોઠવી કાઢે છે * જે પ્રસગો એ ગોઠવી

* ધુમકેતુ 'તણખા મંડળ' પહેલુ; વાર્તા-ભૈયાદાદા.

કાઢે છે તે એ જુના ભૈયાદાદાના જીવનમા બનેલા ખરેખરા પ્રસગો નથી પણ અત્યારની તેની જે સ્થિતિ આવી પડે છે તેનો સંપૂર્ણ અને સમગ્ર ખુલાસો આપતા કાલ્પનિક યથાક્રમ પ્રસગો છે. વાર્તા સાચી નથી; ત્યારે તે લખવા લેખક આકર્ષાય છે શા માટે? તેનો પ્રત્યુત્તર નીચે પ્રમાણે આપી શકાય. પહેલું કારણ એ હોય કે લેખક પોતે આ પ્રકારની સામાજિક ઐતિહાસિક બાજુમા રસ છે અને અર્થમહત્વ છે એમ માનતા હોય. બીજું કારણ ભૈયાદાદાના જીવનમા આદર્શ રીતે સામાજિક ઇતિહાસની બાજુ બતાવતો એક પ્રસંગ જે તે સામાજિક બાજુને નવી દષ્ટિ અને પ્રકારથી આપણી સમક્ષ રજુ કરી શકે તે ઉભો કરી શકાય એમ લેખક માનતો હોય. અને ત્રીજું કારણ તે પ્રસગ બીજી કોઈ પણ રીતે કે પ્રકારે રજુ કરી શકાય તેના કરતા વધુ વિશદ અને નિર્ણાયક રીતે રજુ કરી શકાય એમ લેખક માનતા હોય વાસ્તવિક જીવન સવિધાન નહિ કરી શકે વર્તમાન જીવનમા કેટલીક વસ્તુઓના મૂળ ભૂતકાળમા જોડાયલા છે, અને એમા ઘણી વસ્તુઓ એવી છે જે માત્ર ભવિષ્યમા જ સમજી શકાય આથી અત્યારના જીવનનો એક પણ સમય તે ઐતિહાસિક સમયના સંપૂર્ણ ભૂત, વર્તમાન કે ભવિષ્યનો ઇતિહાસ જાણ્યા સિવાય સમજી શકવો અશક્ય છે. સમય વિષેનો, સ્થાન વિષેનો કે સામાજિક સમુદાય વિષેનો ઇતિહાસ સપૂર્ણ નજ હોઇ શકે. પણ નવલમા અમુક માનવજીવનને સપૂર્ણતા આરોપી શકાય અને એમ કરવાથી જે કાંઈ તેના જીવનમાં આવે કે બને તે સર્વ ઉપર સપૂર્ણતા આરોપી શકાય.

આ વાસ્તવિક માનવજીવન નથી પણ કાલ્પનિક માનવ જીવન છે લેખકને* કોકિલા અને જગદીશનું વાસ્તવિક જીવન જરા પણ ઉપયોગી નીવડત તે કહેવુ ઘણું અસભવિત છે. લેખક જીવનની વાસ્તવિકતાથી બધાતો નથી, લેખક જીવનની હકીકતોથી પણ બધાતો નથી કોકિલાને પોતાના હેતુનું તે આદર્શ પ્રતીક બનાવે છે. વાસ્તવિક કોકિલાનું જીવન કે કોકિલાના અનુભવમા લેખકને રસ નથી, પણ પોતાના માનસમા રહેલી સ્ત્રી વિષેની અમુક ભાવનાઓ, સ્ત્રી અને પુરૂષના આદર્શ સબધ વિષેના પોતાના અંતર્ગત વિચારોને લેખક નવલકથામા રજુ કરવા માગે છે. અને આ ભાવનાઓ, આ અંતર્ગત વિચારો તેના માનસમા અસ્પષ્ટ રીતે અને

* શ્રી. રમણલાલ દેસાઈ 'કોકિલા'

નિરાકાર રૂપે ચોક્કસ રહ્યા હશે જ–જેથી તક મળતાં પ્રસગને ઝડપી લઈ પોતાના હેતુને પૂર્ણ કરવા આપણી સમક્ષ 'કોકિલા' રજુ કરે છે.

વિચાર એ બે વસ્તુના સમવાયથી બને છે–વસ્તુ (matter) અને આકાર (Form). તેથી જેને આપણે કેટલીકવાર પ્રેરણા કહીએ છીએ તે તેના આવિષ્કરણમા ઘણી ભ્રમણશીલ અને સવિગમ હોય છે. પ્રેરણા ભાવના અને તેને વ્યક્ત કરવાની તક કે પ્રસગના દૈવાધિન સયોગ પર આધાર રાખે છે શ્રી. રમણલાલની કોકિલા એ તેમને કોકિલા લખવાની તક આપી પણ જો તેમનું માનસ જીવનના અવલોકનોથી ભરપુર રચાયુ ન હોત–જીવનનુ એજ અમુક પ્રકારનું જીવન જેને વિષે એને થોડું જ્ઞાન હતુ અને બાકીનું ઘણુ જે એણે અનુમાની લીધુ હતુ–તો કોકિલાને રસ્તા પર ચાલતા જોઈ હોત છતા તે 'કોકિલા' ન લખી શકત. બીજી રીતે જો કોકિલાને રસ્તાપર ચાલતા ન જોઈ હોત–જેના કાલ્પનિક યથાક્રમ જીવન ઈતિહાસે તેની લાગણીઓને અને અભિપ્રાયને આકાર અને સશ્લેષ ન આપ્યા હોત–તો તેનુ માનસ ભલેને જીવનના અવલોકનોથી ભરપુર રચાયુ હોત–તોપણ તે 'કોકિલા' ન આપી શકત.

નવલનો આલેખક એક એવી વ્યક્તિ છે જેને જીંદગી વિષેની નિજ વિચારણા એ નિજ માનસનું ગુપ્ત અર્થ મહત્વો અને શક્યતાઓ ઢુંઢી કાઢવાનું અવિરત સાહસકર્મ છે. જીવન નહિ પણ મિ. ડી એચ. લોરેન્સ કહે છે તેમ આપણે જેને જીવન કહીએ છીએ તેવા આ અર્ધમૃત દેહમા જે જીવનનો અજ્ઞાત દેહ ગુપ્ત છે તેજ લેખકને તેની કલાના સાધન પુરા પાડે છે.

અભિપ્રાયોની, તર્કવિતર્કની, નિર્ણયની, લાગણીની, અને મુલ્યાકનની સમગ્રતા જે લેખકે પોતાના અભિજ્ઞાનમા ભરી રાખી હોય છે તેમાથી નવલકથા આવિર્ભુત થાય છે. પાત્રો કે બનાવો જ નહિ પણ લેખકની પાત્રો વિષે અને બનાવો વિષે શુ લાગણી અને વિચાર છે તે જ નવલનો કાચો માલ છે, અને લેખકની વસ્તુને પકડી લેવાની દૃષ્ટિની મુખ્ય સિદ્ધિના વિચાર અને લાગણી અને તર્કવિતર્કની શક્તિ એ આવશ્યક અંશો છે ભાવાર્થ વગરનો આકાર નકામો છે, અને વિષય, વિચાર, એ ભાવાર્થ છે–જીવનનો અજ્ઞાત દેહ–જેને આકાર આપવામા આવ્યો છે અને જેના વક્તવ્ય માટે યોગ્ય પ્રસંગ મળ્યો છે કે શોધવામા આવ્યો છે.

## ૨

## રચના ઘડતર



નવલને તેના યોગ્ય સ્વરૂપમા સમજી શકવા માટે સર્જક પોતાના સર્જનને સ્વાભાવિક રીતે જે રૂપ કે આકાર આપે છે તે સમજવો જરૂરનો છે. જો વાચકને તે એક નવલ વાચી લે ત્યાર પછી થોડા કલાકમા જ તેનો જો નવલ વિષેનો સમગ્ર ખ્યાલ રજુ કરવાનું કહેવામા આવે તો તેને મુશ્કેલી પડે એવું ઘણીવાર બની આવે છે. નવલની સમગ્રતા તેના ખ્યાલ બ્હાર હોય છે. વાચતી વખતે જીવનની કાલ્પનિક બાજુનો જે સુગંઠિત અને સાવ સંશ્લિષ્ટ અનુભવ લાગતો હતો તેને જબાનમા રજુ કરવાના તેમના બધા પ્રયત્નો વ્યર્થ નીવડે છે; તેઓ થોડા ખ્યાલ કદાચ પાત્રો, ઉપકથાઓ, પ્રાસંગિક વાક્યો, વાતાવરણ અને કદાચ સામાન્ય અર્થમહત્ત્વનો લાવી શકે પણ સમગ્ર રીતે તેઓ ભાગ્યે જ રજુ કરી શકે.

સંગીતથી અનભિજ્ઞ વ્યક્તિઓ એક સુંદર ગગણી કે રાગ સાંભળે ત્યારે આ પ્રકારનો જ અનુભવ લેવે છે. એવી રીતે જેઓ વાસ્તુ-વિદ્યા-વિશારદ નથી તેઓ ઘણી રીતે, વિધાન થયેલા, મકાનની ખુબી નહિ જ સમજી શકે. નિયમ નિષ્ટ કલા ન હોય તો કલામા જે ઉદ્દેશ હોય છે તે સ્પષ્ટ નથી હોતો પણ ગર્ભિત હોય છે, કલામા રહેલો એ ઉદ્દેશ વાચકે, શ્રાવણિકે, કે નીરિક્ષકે પોતાની મેળે શોધી કાઢવાનો રહે છે; અને એ ઉદ્દેશ શોધી કાઢવા માટે વાચક, શ્રાવણિક, કે નીરિક્ષકમા પુનર્સર્જન પ્રયત્નની શક્તિ હોવી જોઈએ.

એક બિંદુથી બીજા બિંદુ પર આપણે લેખકને અનુસરીએ છીએ અને જે રસ્તે એ જાય છે તેનુ તર્કશાસ્ત્ર સમજવા માટે આપણે વિષય પર હંમેશા દૃષ્ટિ નાખીએ છીએ. આપણને વચાઈને પુરૂં થયેલું પ્રકરણ જ્યારે તેની યથાયોગ્ય સ્થિતિમા ગોઠવાઈ જાય ત્યારે માલમ પડે છે કે આપણે નાની યા મોટી, સરળ યા સંકુલ એવા પ્રકારની એક યોજના સર્જીએ છીએ; અથવા વસ્તુવિકાસને દોપવાળો અથવા સવિરામ જોઈએ છીએ, અથવા વિષયની ઉપેક્ષા કરે તેવુ અને વિષયને પ્રતિકુલ એવુ વલણ કર્તાને લેતો જોઈએ છીએ. આપણા મનમાં ત્યારે ગુણદોષ વિચાર-

-યુક્ત એક પ્રશ્ન ઉઠે છે. કર્તાનું આ નિર્વહણ યોગ્ય છે ? એ વિષયને માટે સર્વોત્તમ છે ? એનાથી વધારે સારૂં નિર્વહણ સંભવી શકે છે ? આપણાથી કહી શકાય એમ છે ? કર્તાને જે શ્રમ લેવો પડયો તે બધો શ્રમ આવા ગુણદોષ વિચારયુક્ત પ્રશ્નો ઉઠાવી વાચક જાણે પોતે જ ફરીવાર લે છે. સર્જનનો આનંદ પુનઃ પ્રારંભ કરતો થાય છે.

આવા જ ઉપાયો વડે વાચક નવલને તેના વાસ્તવિક સ્વરૂપમાં સમજી શકે; આજ રીતે કર્તાના હેતુને પૂરેપૂરી રીતે પોતે પ્રત્યક્ષ કરી શકે. નવલ વાંચનારામાંના ઘણા અને નાટક જોનારામાંના ઘણા—આમાં હું વિવેચન–વ્યવસાયીની સારી સંખ્યા પણ ગણી લઉં છું—ખરેખર રીતે લેખકનો અર્ધો હેતુ પણ પુરેપુરો સમજતા નથી. નવલના બંધારણનું થોડું સહજ જ્ઞાન હોયા વગર કર્તાના સંપૂર્ણ હેતુને સમજવા માટે જે સર્જનાત્મક પ્રયત્ન કરવો પડે તે કરવો અશક્ય નહિ પણ મુશ્કેલ તો છે; કર્તાનો હેતુ સંપૂર્ણ રીતે સમજવા માટે કર્તાની જેમ વાચકમાં કે નાટક જોનારમાં કથા–કથનનું સહજ જ્ઞાન વિકસિત થયું હોવું જરૂરી છે.

અહીંયા રૂપ અથવા રચના બંધારણ અને આકાર વચ્ચેનો તફાવત સમજી લેવાની જરૂર છે. રૂપ શબ્દનો કલા વિષયક વહેવારોમાં ખાસ અર્થ કરવામાં આવ્યો છે. નવલમાં મૌલિક વિચારની સાથે રૂપને સંબંધ છે. નવલના રૂપમાં નવલમાં શેનો સમાવેશ કરવો જોઈએ અને શેનો સમાવેશ ન કરવો જોઈએ તેનો નિર્દેશ કરવામાં આવે છે. મીસીસ સરા ગટુડે ચાતુરીપૂર્વક જણાવ્યું છે કે "પ્રોડીગલ સન" જો નવલ કથાને બદલે જીવનકથા હોત તો તેમાં જે અનેક પ્રકારની બાબતો અને અનેક સૂચનો મુકી દેવામાં આવ્યાં છે તેનો સમાવેશ તેમાં થવો જોઈએ. "પ્રોડીગલ સન" ના નાયકના માનમાં તે આવ્યો ત્યારે ગ્રામ્યલોકોએ ખુબ ખુશાલી પ્રદર્શિત કરી પણ જ્યારે તેના આગમનનો પ્રાથમિક ઉત્સાહ ઓસરી ગયો હશે ત્યારે દરેક વ્યક્તિને આશ્ચર્ય થવા માડયું હશે કે એ આટલા બધા વરસોના ગાળા પછી પાછો આવ્યો એમા આટલું બધું મનને ગમે એવું શું હતું ? તેમના પ્રોત્સાહનનું કારણ તે આવ્યો તે હતું નહિ કે તેમના ભેગો રહેવાનો હતો તે હતું.

આજ આ "પ્રોડીગલ સન" ની નવલનું અર્થ મહત્વ હોય. પણ નવલકારને જુદું જ અર્થમહત્વ વ્યક્ત કરવાનું છે; અને એ અર્થમહત્વે

નવલનો અંત કયાં આગળ લાવવો તેનો આદેશ કર્યો. નવલકારે નવલના આ અર્થમહત્વમાં કશો વિકાસ ન કરે એવી કે વિક્ષેપ કરે એવી અનેક બાબતો છોડી દીધી–જેમ ચિત્રકાર તેના ચિત્રમાંથી જે કાંઈ ચિત્રના એકત્વને હાની કરે તેને છોડી દે છે તેમ. નવલકારે આદિમાંથી (નાયકના જીવનના) થોડું છોડી દીધું. "પ્રોડીગલ સન"ના નાયકને ખરાબ રીતે ઉછેરવામાં આવ્યો હોવો જોઈએ. નહિ તો એ આવી રીતે ઉધે રવાડે ચડે નહિ. આ પણ "પ્રોડીગલ સન"ના નવલનું અર્થ મહત્વ હોઈ શકત–પણ અલબત્ત જો એ અર્થમહત્વ હોત તો નવલ કાંઈ જુદા પ્રકારે જ લખાઈ હોત.

બીજી બાજુએ નવલ પર સાધનની જ પરિમિતતા દ્વારા લાધવામાં આવેલ કંઈક તે રચનાઘડતર એમ આપણે કહી શકીએ. ખરી વાત કે સાધનની પરિમિતતાઓ એ નવલનો લાક્ષણિક વિશિષ્ટ ગુણ છે. અને એ પરિમિતતાઓનો ઉપયોગ કર્તા પોતાની કૃતિની કલાત્મક (Aesthetic) અસર વધારવામાં કરે છે.—પોતાને મકાનનાં બાંધકામમાં રીઈનફોર્સ્ડ સીમેન્ટ કોંક્રીટ વાપરવી જ પડશે એમ માલુમ પડ્યા પછી શીલ્પીઓ રીઈન્ફોર્સ્ડ કોંક્રીટમાંથી વધારેમાં વધારે કલાત્મક સંતોષ મેળવવા માટે તેના લાક્ષણિક વિશિષ્ટ ગુણોનો ઉપયોગ કરવા પ્રયત્ન કરે છે. તેવી રીતે નવલકાર પણ સાધનની પરિમિતતાઓમાંથી વધારેમાં વધારે સંતોષ મેળવવાનો પ્રયત્ન કરે છે.)

પણ પ્રથમતઃ રચનાઘડતર આશય દર્શાવવાનું એક સાધન જ છે. આપણે ચિત્રને જોઈએ ત્યારે સામાન્ય રીતે તે સમગ્ર ચિત્રને જ જોઈએ છીએ. ખુબ બૃહદ ચિત્રના સંબંધમાં પણ આપણે ભલે આપણું મુખ્ય ધ્યાન તેમા દોરેલી વિગતોમાં પરોવીએ તોપણ પહેલી નજરે તેની આખી રૂપરેખા જોઈ જોવાનું આપણે ભાગ્યે જ ચુકીએ છીએ. ખરી વાત કે કલાકાર જાણી બુઝીને પોતાની વીગતો એવી રીતે ગોઠવે કે જેથી આપણી દષ્ટિ અમુક વિશિષ્ટત્વ પર જ દોરાય અને બીજી બધી વિગતોને તે વિશિષ્ટત્વને ગૌરવાન્વિત કરવા માટે ગૌણ સ્થાન આપવામાં આવે; પણ આખું ચિત્ર, આખી રૂપરેખા નીરિક્ષકની સમક્ષ આ આખા સમય દરમિયાન પડી છે. એ હકીકત તો ખડી જ છે. આખું ચિત્ર, આખી રૂપરેખા તેની સમક્ષ રજુ કરવામાં આવી છે. એમ તે હકીકત બતાવી આપે છે.

નવલની વાત આથી જુદી છે. ચિત્રકાર બે પરિમાણની અથવા જો સૂક્ષ્મ લોકદૃષ્ટિનો રૂઢ લોકમત સ્વીકારીએ તો ત્રણ પરિમાણની કલાવધિમાં કામ કરે છે. નવલકાર પરિમાણની એક કાલાવધિમાં કામ કરે છે. વાક્યે વાક્યે પરિચ્છેદે પરિચ્છેદે, દૃશ્યે દૃશ્યે એણે પોતે જે બીજાને કહેવા માગે છે તે વિચારના નિર્ણયના ઉર્મિજન્ય અનુભવના અંતિમ વક્તવ્ય પ્રતિ જવું જ જોઈએ. ચિત્રકામનું મધ્યબિંદુ કેનવાસમાં ગમે ત્યા હોય. નવલનું મધ્યબિંદુ વ્યાજબી રીતે તેના અંતમાં જ આવી શકે. નવલમાં જ્યારે ઉદ્દેશ અંતે સ્ફુટ થાય છે ત્યારે નવલ પૂરી થાય છે.—પુરી થવી જોઈએ. વાક્ય ઉપર વાક્ય યોજીને આ અંતિમ વિધાનની અસર ઉપજાવાય છે. નવલનું સંપૂર્ણ અર્થમહત્વ વાચકને નિર્દેશ કર્યા પછી કાંઈપણ વિશેષ ઉમેરણ કરવું તે તે અર્થમહત્વને નિર્બળ અને અસ્પષ્ટ બનાવવા બરાબર બને છે. બીજી બાજુ પોતાને જે અંતિમ અર્થમહત્વ વાચકને નિર્દેષ કરવું છે તે વાચકને નિર્દેષ કરવાનો સમય આવી જાય તે પ્હેલાં નિર્દેષ કરી નાખવું તે પણ અર્થમહત્વની અસરને અવશ્ય નુકશાન કરે છે.

ક્રમે ક્રમે વસ્તુ વિકસતી જાય છે. દરેક ક્રમ પોતાને ઉપજાવવી જોઈએ તે અસર ઉપજાવે છે પણ જે અનુસરતી બીજી ક્રમ ભૂમિકા આવે ત્યારે અદૃશ્ય થઈ જાય છે. તેથી જ્યારે અમુક કાર્ય ક્રિયા પૂરી થાય છે ત્યારે વાચકની પોતાની નજર સમક્ષ તો માત્ર છેલ્લીજ ભૂમિકા હોય—જો કે વાસ્તવિક રીતે આગળ આવી ગયેલ દરેક ભૂમિકાઓ આ છેલ્લી ભૂમિકામાં આવવા માટે જરૂરી હતી અને આ પૂર્વ ભૂમિકાઓ વડે જ છેલ્લી ભૂમિકાની અંતિમ અવસ્થા થઈ શકી. તેથી ખાસ કરીને નવલના વાચકો ઘણીવાર અન્ત ભૂમિકાને યાદ રાખે છે અને તેને વધુ પડતું મહત્વ આપે છે અને પૂર્વ ભૂમિકાઓ ભૂલી જાય છે. વાસ્તવિક રીતે નવલનું અંતિમ નિષ્પન્ન જે સર્વ અગાઉ આવી ગયેલ છે તેની પરાકાષ્ટા છે. શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠીના સરસ્વતીચંદ્રનો હેતુ આત્મ-લક્ષની મહત્તા બતાવવાનો છે. તે નવલનું અર્થમહત્વ કે નીરૂપણ જે કહો તે આ છે કે વ્યક્તિ સમાજના અને તે યુગમા પોતાની વિદ્વતા અને લક્ષ્મિના યોગે માન અને કીર્તિ મેળવે, પોતાની આસપાસ ભાવનાભર્યુ કલ્યાણગ્રામ સેવી યુવાનોનું મંડળ ભેગું કરી શકે પણ વ્હેવારિક જ્ઞાનના અભાવે અનેક કડુ પ્રસંગો અને ગડમથલો ઉભી કરે. સરસ્વતીચંદ્ર મુખ્યત્વે એક કરૂણ રીતે વ્હેવારીક જ્ઞાનવિહીન પણ શુભનિષ્ટ હેતુવાળા યુવાનની

કયા છે. સરસ્વતીચંદ્ર ગમે તે યુગમા આપણને મળી શકે. અને સરસ્વતીચંદ્રની મુર્ખતાને પરિણામે દુભાયલી કુમુદ પણ આપણને મળી શકે છતા આપણે એમ કહી શકીએ કે અગાઉ આવી ગયેલી ભૂમિકાઓ સરસ્વતીચંદ્ર અને કુમુદના લગ્નની ભૂમિકા તૈયાર કરે છે. જ્યારે અંતિમ ભૂમિકા વાસ્તવીક રીતે અગાઉ આવી ગયેલ પૂર્વ ભૂમિકા જોડે અસંબદ્ધ અને અજુગતી છે તેથી આપણને તે અન્ત ખટકે છે. આપણે ચોક્કસ કહી શકીએ કે જે અન્ત કરતા લાવે છે તે અન્ત નવલની અસરને બગાડે છે અને કર્ત્તાનો જે ખરો ઉદ્દેશ છે તેને હાની પહોંચાડે છે. જો આપણા હૈયામાં કુમુદ અને કુસુમ વિષે અગાઉથી પૂર્વ પ્રસંગોથી સહાનુભૂતિ ઉત્પન્ન ન કરવામા આવી હોત તો જે અંત લાવવામાં આવ્યો છે તેથી નવલની જે ઘણીખરી સુંદર અસર તેમાથી આપણે મુક્ત જ રહેત.

મૂળભુત રીતે નવલ કે નાટક સકારણ વસ્તુ છે; તે ઘડી શકાતા નથી; અંતર્જ્ઞાનથી તે શરૂ થાય છે અને ઉમેરણ અને નિરસણના પર્યાય વડે સંપૂર્ણ વિચાર બને ત્યાસુધી વિકાસ પામે છે; પણ નવલના સાધ્યની પરિમિતતાઓ માગી લે છે કે તેની વાસ્તવિક રજુઆતમાં નવલ વાચક સમક્ષ ક્રમે ક્રમે ઉઘડે. ઘણી રીતે નવલમા જેને રચના-ઘડતર સામાન્ય રીતે કહેવામાં આવે છે તેનો અર્થ એટલો જ હોય છે કે નવલકારે નવલનું વ્યાવર્તન કરી લેવું જોઈએ એ વ્યાવર્તન એવી રીતે કરવું જોઈએ કે જેથી નવલની વિવૃત્તિ વાચક સમક્ષ તે વધુ અસરકારક રીતે રજુ કરી શકે સ્વાભાવિક રીતે નવલ પોતાના માનસમા અવધારવાનો અને તેની વિવૃત્તિ અસરકારક રીતે થઈ શકે તેવી રીતે તેનુ વ્યાવર્તન કરવાનો પર્યાય એ બન્ને કેટલેક અંશે કર્તાના મગજમા એકી સાથે ઉદ્દ્ભવે છે. પોતાને ઉદ્દ્ભવેલ વિચારનો વિકાસ કરતી વખતે નવલ આખરે તો વાંચકને કહેવાની છે એ હકીકત તરફ સર્જક દુર્લક્ષ કરી નથી શકતો. ઘણીવાર પોતાનો વિચાર લોકમાન્ય વિચારથી અત્યંત જુદો પડી જતો હશે અને લોક સંમાનિત પ્રકારથી પર પડતો પોતાનો વિચાર અસરકારક રીતે નવલમા રજુ કરવો અશક્ય થઈ પડશે. એ ભય કર્તાના મનમાં ઘણીવાર પ્રધાનપણે વિલસી રહે છે. એથી ઘણીવાર એવું બને છે કે કર્તા પોતાની કલ્પનાને આવશ્યક વિહાર કરવા દેતા નથી જેને પરિણામે નવલ કે નવલિકા મૌલિકતા વગરના બને છે.

✓ નવલને પોતાના માનસમાં અવધારવાના અને તેની વિવૃતિ અસરકારક રીતે કરવાના બે પર્યાયો સિદ્ધાંતની દૃષ્ટિએ જોઈએ તો ભિન્ન છે. કર્તા પોતાના માનસમાં વિચારને અવધારે છે અને પછી જ તેને અસરકારક રીતે રજુ કરવાના પ્રશ્નો પર ધ્યાનપૂર્વક વિચાર કરે છે. અસરકારક રીતે વિવૃતિ થાય એવી રીતે નવલનું વ્યાવર્તન કરવું-જે પર્યાયને જ આપણે રચના-ઘડતર કહી શકીએ-આ સાધ્ય સર્વને એક સરખી રીતે લાગુ પડે છે આ સર્વને એક સરખી રીતે લાગુ પડતું સાધ્ય સર્વ નવલસર્જક પર અમુક પ્રકારના સામાન્ય બંધનો કે પરિમિતતાઓનો બોજો નાખે છે અને કેટલેક અંશે તેમને માટે એકસરખી રીતે લાગુ પડતા ઉપાયો પણ યોજે છે. નવલ સમગ્રના દેહમાં મુળભુત રીતે સામાન્ય આકાર કે ઘડતર જોઈ શકાય છે. એ જે કાંઈ દેખી શકાય છે તે સર્જકના વિચાર અવધારણનું પરિણામ નથી પણ તે વિચારને વ્યક્ત કરવાના અને રજુ કરવાના સાધ્યે રોપેલ પરિણામ છે. સાધ્યમા અમુક પરિમિતતાઓ હોય-પછી રજુઆત કરવા માટે અમુક પ્રકારની રીત અસ્તિત્વમાં આવે એમા કશી શંકા નથી.

✓ એ રીત-નવલમાં આવતા આકાર કે રચના ઘડતર-હંમેશા એક પ્રકારની ન યે હોય. નવલ વિષેની, તેના હેતુ અને લક્ષ્ય વિષેની જુદી ભાવના રજુ કરવા માટે જુદી રીત કદાચ વધુ અસરકારક નીવડે. દાખલા તરીકે ભુતકાળમા નવલમા રચના ઘડતરનો ઉપયોગ જેને નાટકમાં અનિશ્ચય ( Suspense ) કહે છે તે કરવામા થતો. કથા જેમ જેમ ક્રમે ક્રમે વિકાસ પામતી જાય તેમ તેમ વાચક હૃદયમાં આગામી પરાકાષ્ટા ( Climax )ની આગાહીની લાગણી ઉત્પન્ન કરવી તેને કથાકથનનું એક આવશ્યક અંગ અને વાચકના હૃદયને આકર્ષવાનું અને વશ કરવાનું આવસ્યક તત્ત્વ ગણવામા આવ્યું છે. નવલ તેના શુદ્ધ સ્વરૂપમા આ એક ઉપર કથ્યા અંશને આવશ્યક માને છે. અને એ ગુણ ઉત્તમ નવલકારનું ઉંચામા ઉંચું લક્ષણ છે. પણ જે મહત્તા આગાઉ આ લક્ષણને આપવામાં આવતી તે હવે ઓછી થવા માડી છે. કથાની અંદરનો વાર્તાભાગ-નવલમા તો સવિશેષે-જપાટાબંધ ગૌણ વિષય બનતો જાય છે. જેને વસ્તુ ( Plot ) કહેવામાં આવે છે. તેનો જરૂરીઆત રીતે રહે જ છે-કારણ આપણે આગળ કહી ગયા તેમ સાધ્ય માગે છે કે નવલ જેમ જેમ વિકસતી જાય તેમ તેમ તેની અસર જમાવતી જાય-અને જો પોતા પાસે પડેલા બહોળા સાધનોનો

ઉપયોગ નવલકાર સંભાળપૂર્વક ન કરે તો અસર નીપજાવી ન શકાય અને એ પાસે પડેલા સાધનોનો ઉપયોગ કરવો એટલે વસ્તુ નિરૂપણ કરવું. (Plotting) પણ આ વસ્તુનિરૂપણની કલાએ પણ પોતાના અગાઉના એક અંગની મહત્તા ઓછી કરી છે તેનું કારણ નવલના વાંચકવર્ગમાં સત્યાભાસની વૃદ્ધિ છે. નવલ-વાંચનના લાંબા ગાળા દરમિયાન શ્વાસોશ્વાસ થોભાવી હવે શું બનશે, આ બનાવનું અંતિમ પરિણામ શું આવશે, શું થશે, એ વિચારમાં મશગુલ થવાની આપણને જરૂર હવે જણાતી નથી. સારી વાર્તાવાળી નવલની માંગણી હંમેશાં રહેવાની જ પણ તે દિવસે દિવસે વધુ ઓછી થવાની.

૬ આ સંક્રાંતિ કાળમાં કેટલાક બીજા કલાકારોની જેમ નવલકારો પણ અત્યારના સાધ્યની પરિમિતતાઓ સામે ખુલ્લો બળવો કરે છે. અને એ સાધ્યની પરિમિતતાઓ દૂર કરવા અનેક પ્રકારના હંમેશા પ્રયોગો કરે છે. તેઓ વિજય પામે અને નવલની રચના-ઘડતરની રીતમાં કોઈ અતીવ નુતન તત્ત્વ દાખલ કરવા શક્તિમાન બને. પણ અત્યારે તો એ નવીન તત્ત્વ વિષે કશું ચોક્કસ કહી શકવાની સ્થિતિ નથી. છેવટે આખરે તો એમ બનશે કે જુના રચના ઘડતરને બદલે એઓ નવું રચના ઘડતર દાખલ કરશે. પણ રચના ઘડતર તો રહેશે જ. સાધ્ય તો તેની શરતો અને પરિમિતતાઓ વડે નવલકારને હંમેશાં બાંધી રાખશે જ.

નવલનું સર્જન કાલ્પનિક બનાવોની હારમાળાઓ જે કાલ્પનિક વ્યક્તિઓના સમુહને અસર કરે છે અને તેનાથી અસર પામે છે તેને વર્ણવે છે. એ નવલનું સ્થુલ શરીર-વિચારને વ્યક્ત કરવાનું સાધનઃ સર્જકની સમક્ષ શાસ્ત્રીય પ્રશ્ન હંમેશાં એક રહેવાનો જ-કેવી રીતે બનાવોની હારમાળા ગોઠવવી કે જેથી તે બનાવ-ક્રમ વિચારના સ્ફોટની સાથે તાલબદ્ધ રહે. રૂપ એ જે સ્થળે ભાર મુકવાનો હોય તે સ્થળે બરાબર ભાર મૂકે. નવલસર્જકનું એ આવશ્યક કાર્ય છે કે તેણે વાર્તાનું રચનાઘડતર એવી રીતે કરવું જોઈએ કે કાર્ય પ્રવાહના અંત પહેલા નહિ પણ તેના અંત સાથે જે વિચાર સ્ફુટ કરવાનો છે તે સંપૂર્ણ અને અસરકારક રીતે સ્ફુટ થાય ત્યાં સુધી યોગ્ય પ્રમાણમા અને યોગ્ય સ્થળે જે ભાર મૂકવો જોઈએ તે મૂકાય.

આ પર્યાય ઘણીવાર કર્તાને અંતર્ગત હોય છે. એને કોઈ ચોક્કસ પદ્ધતિમા મૂકવાનો પ્રયાસ કરવાથી જે અચોક્કસ અને પ્રવાહી છે તેને નિયમાનુસારી અને

નિયત બનાવાય. તેમ છતા વાસ્તવિક રીતે દરેક નવલમાં જે ભાર મુકવાનો હોય છે તે સંગત અને યોગ્ય રીતે અમુક નિર્દિષ્ટ ક્રમો પર મુકાય જ છે–દરેક નવલને જીવનનું ચક્ર રજુ કરવાનુ હોય છે. માનવ જીવનની બાબતમા–બાલપણ એ એ પરાશ્રિતતાનો અને તૈયારીનો કાલ છે; તારૂણ્ય કાલ એ સ્વતંત્ર વ્યક્તિત્વની ખીલાવટનો શરૂઆતનો કાળ છે; પુરૂષત્વ એ સંપૂર્ણ ખીલાવટનો કાળ છે; પ્રૌઢાવસ્થા એ પરાકાષ્ટનો કાલ છે અને વૃદ્ધાવસ્થા એ અપગમ છે અન્ત છે. આ બધી ક્રમિક ભૂમીકાઓ સ્પષ્ટ રીતે દોરાયલી છે. એક ભૂમીકામાથી બીજી ભૂમીકામાં થતો વીકાસ આપણે જોઈ શકીએ છીએ. જુદી જુદી વ્યક્તિઓમા જુદી જુદી ભૂમીકાઓના સમય કોઈમાં દીર્ઘ, કોઈમા ઓછો હોય એમ બને પણ દરેક વ્યક્તિ સામાન્ય આયખા દરમિયાન દરેક ભૂમિકામાથી પસાર થાય છે અને એ ભૂમિકાના સામાન્ય રીતે એક જ હેતુ, એક જ અર્થ, એક જ કાર્ય હોય છે. આ જ રીતે નવલમાં પણ વાર્તાની સ્થિતિ સાધારણ રીતે ચોક્કસ અભિજ્ઞાન થઈ શકે તેવા રૂપાંતરોની એક હારમાળા સહે છે–જે દરેક વાર્તાને માટે આવશ્યક છે, જે દરેક પોતપોતાના પ્રકારને યોગ્ય એવા વિશિષ્ટ ભાર-વલણવાળા છે, અને જે વાર્તાની સમગ્ર અસરમા પોતાનો વિશિષ્ટ ફાળો આપે છે. આ જ અર્થમા નવલને રચના ઘડતર છે એમ આપણે કહી શકીએ. વિકાસ એ વધુ સારો શબ્દ છે પણ તેનો ગેર અર્થ કે ગેર ઉપયોગ થવાનો સંભવ છે. એક રીતે કહીએ તો નવલને આવશ્યક રીતે સમજવા ખાતર વાંચકે રચના ઘડતરને આવશ્યક ગણેલું છે. આરામથી જીવવા માટે દરેક વ્યક્તિએ જન્મ્યો. તે મૃત્યુ પામ્યો ત્યાં સુધીના દરેક ક્રમિક વિકાસથી ભિન્ન રહેવાની જરૂર નથી. પણ મનુષ્યનું અસ્તિત્વ સમજવા માટે આ દરેક ક્રમિક ભૂમિનું અસ્તિત્વ સ્વીકારવું એ જરૂરનું છે. આજ રીતે વાર્તા પોતાના રચના ઘડતરનું સ્પષ્ટ અંગીકરણ ન કરે; પણ તેને સંપૂર્ણ રીતે સમજવા અને પીછાનવા તે સમજવું આવશ્યક છે.

જેને નવલમા આપણે રચનાઘડતર કહીએ છીએ તે સામાન્ય રીતે નીચેની ગોઠવણ સ્વીકારે છે:—

(૧) વિદ્યમાન સ્થિતિનું પ્રાથમિક વર્ણન જેમા નવલમા રહેલ વિચારનું કે વિષયનું પુરતુ તત્ત્વ હોય–જેથી વાચક જે અનુસરવાનુ છે તેમા બુદ્ધિપૂર્વક રસ લઈ શકે.

(૨) મુખ્ય કાર્ય પ્રવાહનો એક ક્રમ જેમાં નવલમા રહેલો વિચાર થોડો વધુ સ્ફુટ કરવામાં આવે.

(૩) નવીન અને સામાન્ય રીતે ન પુર્વાસ્વાદન કરેલું એવું કાર્યનું આક્ષેપણ જે નવલમાં રહેલા વિચારના મહત્વના ભાગનો સ્ફોટ કરે છે અને ઘણીવાર સમગ્ર વાર્તાને નવું સ્વરૂપ આપે છે.

(૪) બનાવ જે વાર્તાના મૂળભૂત નિર્ણય (Issue)ને સુસ્પષ્ટ અને પરાકાષ્ટાના રૂપમાં રજુ કરે છે.

(૫) કાર્ય પ્રવાહની સંપૂર્ણતા અને વાર્તાના અંતિમ ચરિતાર્થનો પરિસ્ફોટ.

કર્તા નવલ કે નાટક લખતી વખતે આ બધી ક્રમિક વિકાસની ભૂમિકાઓથી જાણકાર હોય એમ નએ બને કારણકે વાર્તા કથનની કલા મુખ્યત્વે રીતે અંતર્જ્ઞાનથી જ મળે છે. ઘણીવાર વાચક પણ આ ક્રમિક વિકાસની ભૂમિકાઓથી અનભિજ્ઞ હોય છે. પણ નવલ આ ક્રમિક ભૂમીકાઓથી વિશ્વત થયેલી છે એમ જે કોઈ નવલના રચના ઘડતરને તપાસશે તેને ચોક્કસ માલુમ પડશે.

આ પાંચ ક્રમિક વિકાસની ભૂમિકાઓ નવલમાં નાટકમા અને નવલિકામા સામાન્ય છે. નવલમાં પ્રાથમિક ભૂમિકા અને નિર્ણયની પરાકાષ્ટા ભૂમિકા એ બે વચ્ચે ઘણા નાના નાના બનાવો બની જાય. પણ હંમેશા મહત્ત્વનો અને વાર્તા પ્રવાહને મૂલભુત રીતે દીશા પરિવર્તન કરતો પ્રસંગ આવશે જે આપણને ક્રમિક વિકાસની ત્રીજી ભૂમિકામાં લઈ જશે. કેટલીક વાર બે કે ત્રણ દીશાપરિવર્તનો આવે; પણ જો આથી વધુ દીશાપરિવર્તનો આવે તો આપણે માનવું કે નવલ એ નવલ મટી "સાહસની કથા" બને છે.

---

## ૩

## વસ્તુ

અગાઉ આપણે રૂપ અને રચના ઘડતર વચ્ચેનો તફાવત જોઈ ગયા છીએ. રૂપ અને રચના ઘડતર બન્ને વાસ્તવિક રીતે વાર્તાના પ્રયોજનના (occasion) બે પ્રકાર જ છે. આપણે જેને વાર્તાની અસિદ્ધ સ્થિતિ કહીએ છીએ તેમાં પ્રયોજન વાર્તાનું સ્વરૂપ નિર્દેશે છે. શ્રી. કનૈયાલાલ

મુનશીની "પૃથિવિવલ્લભ" ની નવલનું પ્રયોજન માલવપતિ મુંજ અને તૈલંગણપતિ તૈલપ વચ્ચેની પૃથિવિવલ્લભ થવાની હરિફાઈ, માલવપતિ મુંજનું અણનમ મોત, અને તૈલપની અપકીર્તિ. જે બનાવો આ નવલને રચે છે તેનો આ ક્રમ. એરીસ્ટોટલ જે સંપૂર્ણતા માગે છે તેવી સંપૂર્ણતા એમાં છે, એને આદિ છે, મધ્ય છે અને અન્ત છે, જે એને રૂપ છે એમ બીજી રીતે કહેવાનો રસ્તો છે. પ્રયોજનને નવલના સાધનદ્વારા અસરકારક રીતે રજુ કરી શકાય તે પહેલાં રચનાઘડતરના સાધનની જરૂરીઆત જોડે પ્રયોજનને અનુરૂપ થવું પડશે, એને એવી રીતે ગોઠવવું પડશે કે જેથી તે પદ્ધતિસર વિવૃત્ત થાય; નવી ક્રમ ભુમિકા જુની ક્રમભુમિકાને સ્થાને આવે સંપૂર્ણ વિભાવનામાં પોતાનો હિસ્સો આપે છતાં જે આગામી છે તેનું પૂર્વાસ્વાદન ન કરાવે. દાખલા તરીકે તે નિર્ણય કે પરાકાષ્ટા ભણી વાર્તાને લઈ જાય જેથી વિચારનો-વાર્તામાં રહેલા વિચારનો અંતિમ પરિસ્ફોટ થાય તે પહેલાં વાંચકનો રસ કેન્દ્રિત થાય.[1]

પ્રયોજન આમ તેની અસિદ્ધ સ્થિતિમાં હવે નથી. નવલનું સાધ્ય માગે છે તેવા આકારમાં કે રચના ઘડતરમાં તેને ઘટાવવામાં આવ્યું છે. પણ હજુ એક પર્યાય બાકી છે જેની જોડે જરૂરીયાત રીતે રજુ થતા પહેલાં પ્રયોજને અનુરૂપ થવું જરૂરનું છે એટલે કે પ્રયોજને જેને જેને આપણે વસ્તુ કહીએ છીએ તે સ્થિતિએ પહોંચતા પહેલાં એક વધુ પર્યાયને અનુરૂપ થવું જરૂરનું છે.

જો કે રચના ઘડતર અને વસ્તુ વિષેનો તફાવત એ ઘણીવાર બહુ અગત્યની વાત નથી તો પણ જેમ બને તેમ એ તફાવત જેટલી સ્પષ્ટતાથી સમજી શકાય તેટલી સ્પષ્ટતાથી સમજવો એ ઈચ્છવા યોગ્ય છે. નવલનું કે નાટકનું રચનાઘડતર કે આકાર નવલને કે નાટકને યોગ્ય રીતે સમજવા માટે આવશ્યક છે. જે વસ્તુને સાદા સીધા રચના ઘડતર પર સમારોપવામાં આવી છે તેમાંથી ઘણું રસાસ્વાદન (Aesthetic Satisfaction) મેળવી શકાય-વાર્તાને અનુરૂપ લાક્ષણિક રસાસ્વાદન મેળવી શકાય. વસ્તુ જેમ જેમ વિકસતી થતી જશે તેમ તેમ વાચકના માનસની યાદશક્તિ ઘુમરાશે અને એ વસ્તુને વારંવાર જુદી જુદી રીતે ગોઠવશે, તેના પર વિચાર કરશે એ નવી નવી કુંચીઓ શોધશે, કાર્ય કારણની નવી શૃંખલાઓ શોધશે. જો વસ્તુ સુંદર હશે તો તેનું અંતિમ અભિધાન માત્ર કુંચીઓ કે

કાર્યકારણની શૃંખલાઓનું જ નહિ હોય પણ જે કાંઈક રસમય રીતે સુસંહત છે તેનું હશે. જે કાઈક નવલકાર તરતજ વાચકની સમક્ષ રજુ કરી શકત તેનું એ અભિજ્ઞાન હશે. અને એ કાંઈક જે નવલકારે વાંચક સમક્ષ જો એકદમ રજુ કર્યું હોત તો જે સૌન્દર્ય તેમાં અત્યારે વિલસે છે તે ન આવી શકત તેનું એ અભિજ્ઞાન થશે.

કલા જે રસમય રીતે સંતોષ આપે છે તેને હમેશાં આલોકનની સાથે સંબંધ હોય છે—નવલના સંબંધમાં સર્જક જ્યારે ઇચ્છે ત્યારે એ આલોકન સૌદામિનિના ઝબકારાની જેમ વાંચક સમક્ષ ઝબકાવે છે—જેના પરિણામે વાંચકને ઓચીંતો પ્રકાશ મળે છે. આ વસ્તુ નિરૂપણનું એક ક્ત્તેહ-કાર્ય છે. ઘણીવાર વાર્તાનું પ્રયોજન નર્મના સ્વરૂપમાં આપણી સમક્ષ રજુ થાય છે. નર્મ એટલે સમજ-શક્તિનો ઓચિંતો ઝબકારો. નર્મની વ્યાખ્યા કરવી હોય તો આપણે એમ કરીએ કે નર્મ એ વિચારો જેમાં કશું જોડાણ નથી અથવા જે અજોડાયા છે તે એનું જોડાણ કરી આપે છે. નવલિકામા નર્મનું આ ઉપયોગી કામ છે. જે બે અજોડાયા વિચારો વચ્ચે વાર્તાકાર જે અંતરાય જાણી જોઈને ઉભો કરે છે તેને દૂર કરવામાં આ નર્મનો ઉપયોગ થાય છે જેને પરિણામે વાંચકના માનસમાં રસનો સંતોષ ઉદ્દભવે છે.

ઓ. હેન્રીની એક નવલિકા છે. "છેલ્લુ પાન." એક ગામડામાં કલાકાર કન્યા રહે છે. તે ન્યુમોનીઆથી પીડાય છે. જે ઓરડામાં એનો ખાટલો છે તેની બારીમાંથી પથારીમાં સુતા સુતા વૃક્ષલતાના પાન એક પછી એક ખરતા જુએ છે. તેના મગજમાં એક દુષિત તરંગ ઉદ્દભવે છે. તેને ખાત્રી થાય છે કે જેમ જેમ પાન ખરતા જાય છે તેમ તેમ એની જીંદગી ઓસરતી જાય છે અને જ્યારે છેલ્લું પાન ખરશે ત્યારે એનું જીવન પણ અસ્ત પામશે. એક બીજી સખી જે તેની સાથે એકજ ઓરડામાં રહે છે તે તેના મગજમાંથી આ મુર્ખ તુક્કો દૂર કરવા વ્યર્થ પ્રયત્ન કરે છે. અને આખરે એ વૃક્ષલતા પર એક જ પાન રહે છે ત્યારે પેલી માંદી કલાકાર કન્યાને લાગે છે કે તેનું મોત આવી ચૂક્યું છે.

પણ વિચિત્ર સંજોગોમાં તે છેલ્લુ પાન ખરતું નથી. દીવસ પછી દીવસ ચાલ્યા જાય છે અને પેલું પાન વૃક્ષલતા પર હજુ રહેલજ છે. અને પેલી માદલી કન્યા ધીમે ધીમે, આરોગ્ય મેળવતી જાય છે અને આખરે એ ભયમાંથી દૂર થાય છે.

સોયતળાયે વૃદ્ધ ચિત્રકાર રહે છે જે ઘણીવાર ઉપર રહેતી કન્યાઓ માટે પ્રતિમા તરીકે ઉભો રહે છે. એ સાવ દુઃશ્રિત છે અને દારૂ પીવાની અમૂત આદતને લીધે પોતે સર્વોત્તમ ચિત્ર ચિતરવાની બડાશ હાંકે છે તે સિદ્ધ કરવાની જે કાંઈ તક હતી તે ગુમાવે છે. જે દિવસે પેલી કલાકાર કન્યાને ભયવિમુક્ત જાહેર કરવામા આવે છે તેજ દિવસે તે વૃદ્ધ ચિત્રકાર દવાખાનામા મૃત્યુ પામે છે. અને પેલી માદલી છોકરીની સખી તેને તે કેવા સંજોગોમા મૃત્યુ પામ્યો તે વિષે ખુલાસો કરે છે

એમ બન્યુ હવા ભેજવાળી હતી અને તોફાની પવનથી ધુંધવાતી તે રાતે જ્યારે ખરેખર છેલ્લુ પાન ખરી ગયુ હતુ ત્યારે એક નીસરણી પર ચઢી વૃક્ષલતાના પાન જેવુ એક પાન તેણે ચીતર્યું અને પેલા ખરી ગયેલા પાનને સ્થાને ગોઠવ્યુ રાત ભેજવાળી અને ઠંડી હતી-એને શરદી લાગી અને એ મૃત્યુ પામ્યો

આ વાર્તા-પણ ખરી રીતે એ એક વાર્તા નહિ પણ બે વાર્તા છે જ્યારે વાર્તાનો અન્ત આવે છે ત્યારે વાચક સમજીજ જાય છે કે વૃદ્ધ ચિત્રકારે તેનું સર્વોત્તમ ચિત્ર ચીતર્યું (જો કે તેમ કરતા તેને જીદગીનો ભોગ આપવો પડયો) અને પેલી માદી કલાકાર કન્યાનો દુષિત તરગ કશી પણ સંભવિતતા વગરનો હતો કેમકે વાસ્તવિક રીતે છેલ્લુ પાન ખરી ગયુ છતા એ પોતે તો સજીવ હતી વાર્તા ખરી રીતે બે વાર્તા છે એક રીતે એ દુ ઃશીલ વૃદ્ધ ચિત્રકારની વાત છે-વૃદ્ધ ચિત્રકાર કે જેણે કલાકાર કન્યાને બચાવવા પોતાનો જીવ આપ્યો-અને એમ કરીને પોતાનુ સર્વોત્તમ ચિત્ર પણ આપ્યુ. બીજી રીતે એ કલાકાર કન્યાની વાત છે-કલાકાર કન્યા કે જે પોતાના એક દુષિત તરંગ ખાતર પોતાનો જીવ લગભગ ખોવાની તૈયારીમા હતી. છતા આ બે વાત ભેગી થઈને એક વાત બને છે પણ એક વાતનો બીજી વાત સાથે સબધ છે તે તો વાર્તા જ્યારે અન્ત પામે છે ત્યારે ઓચિંતો આપણા માનસમા પ્રકાશિત થાય છે આ અસર ઉપજાવવામા નર્મનો જ ઉપયોગ થયો છે, અને સજ્ઞાન અને સયુક્તિક રીતે સાધનોનો વસ્તુમા ઉપયોગ કરવામા આવ્યો છે

નવલ લખનારમા અમુક પ્રકારની શક્તિ જોઈએ, એનામા અમુક નૈસર્ગિક શક્તિ હોવી જોઈએ જેથી એ નવલના માધ્યમનો અસરકારક રીતે ઉપયોગ કરી શકે ઘણા આગ પ્રશસનીય ગણાતા લેખકોમા આ અમુક

પ્રકારની શક્તિ નથી હોતી, અને જીવનભર અભ્યાસ કરવાથી એ શક્તિ કોઈનામાં આવી શકતી નથી. પણ જે નવલસર્જકમા આ અમુક પ્રકારની નૈસર્ગિક શક્તિ છે તે શક્તિનો વિકાસ અજાણ્યુ રીતે તે જે જે નવલો બાળપણથી તે અત્યાર સુધીમા વાંચે છે તેને લીધે થાય છે. અસરકારક રીતે વાત કહેવા માટે અમુક શક્તિ હોવી જોઈએ, અમુક નૈસર્ગિક વલણવૃત્તિ હોવી જોઈએ; પણ જેણે કોઈ દિવસ નવલ વાચી નથી કે સાંભળી નથી તે અતિશય શક્તિશાળી કે ગંભવનીય નવલ-કથક હોય તે શક્ય છે છતાં નૈસર્ગિક શક્તિના વિકાસ માટે તેણે નવલસાહિત્યનો અભ્યાસ કરવો આવશ્યક છે. આપણે જો સૂક્ષ્મ રીતે જોશું તો માલુમ પડશે કે નવલમાં પણ પરંપરાગત પ્રાપ્ત સંપ્રદાયને સંપૂર્ણ અવકાશ છે. અને નવલ-સર્જક જ્યારે નવલ ગુંથે છે કે લખે છે ત્યારે મુખ્યત્વે કરીને આ પરંપરાગત પ્રાપ્ત સંપ્રદાયનો અને પોતાની નૈસર્ગિક શક્તિનો જ ઉપયોગ કરે છે. અમુક પ્રકારની નવલ રીતને અનુકૂળ સ્વરૂપ આપવા માટે જ એ જાણી જોઈને નવલ ઘડતો નથી. ઘણીવાર નવલ અમુક નવલ રીતને કે અમુક સ્વરૂપને મળતી આવે છે તેનું પહેલું કારણ તો એ આપી શકાય કે જે સાધ્ય છે તે પરિમિતતાઓવાળું છે; બીજું કારણ એ આપી શકાય પરંપરાગત પ્રાપ્ત સંપ્રદાય પણ તેમાં અગત્યનો ભાગ ભજવે છે. પણ આ પ્રકારની નવલ ઘડતરની એકરૂપતા એ નવલસર્જકના વિચારપૂર્વક કરાયેલા પ્રયત્નને આભારી નથી જ હોતી. આથી આમ બની આવે કે નવલનો ઘણો સમુદાય અમુક વિશિષ્ટ સ્વરૂપને મળતો આવતો દેખાય પણ એ જેને મળતો આવતો દેખાય છે તેના જેવો તો નથી જો એ મળતો આવતો દેખાય છે—જેમ શીકારી કુતરો સસલાના શીકાર પાછળ દોડે, પાછળ પાછળ દોડે પણ એનાં પગલાં સસલાના પગલામાં જ બરાબર ચપોચપ પડતા નથી, કોક કોકવાર એના પગલાં પડે પણ ખરા.

આવું જ કાઇક વસ્તુ સંબધમા કહી શકાય. સર્જક સામાન્ય રીતે જેને કલામય-રસમય-અસર માને છે તે પ્રાપ્ત કરવા માટે જ નવલ સર્જવા મથતો નથી—પણ એ તો પોતાને જે વાત કહેવી છે તે જેમ બને તેમ અસરકારક રીતે કહી શકાય તે માટે મથે છે. અને આમ અસરકારક રીતે પોતાની વાત કહેવાનો ઉદ્દેશ સફળ કરવા અજાણ્યુ રીતે પરંપરાગત પ્રાપ્ત સંપ્રદાયના સ્વરૂપનો લાભ લે જ છે. નૈસર્ગિક રીતે મળેલી શક્તિ કે

અભ્યાસ વડે મેળવેલી શક્તિ તેને ચેતવણી આપે છે કે જો નવલ અસરકારક રીતે રજુ કરવી હોય તો તેણે તેને કાલક્રમાનુસારિ ધોરણે રજુ કરવી જોઈએ—અથવા વિકાસની ભૂમિકાઓના સુયોગ્ય પ્રબંધમાં રજુ કરવી જોઇએ. નવલસર્જક માત્ર પોતાના અંતિમ વિચારનો પરિસ્ફોટ યોગ્ય પળ આવે ત્યાં સુધી મુલતવી નથી રાખતો પણ નવલમાં રહેલ અંતિમ વિચારના પરિસ્ફોટનો અમુક અંશ તે વાચકના માનસ પર સુસ્પષ્ટતાથી ઠોકી બેસાડે છે. રચનાઘડતરમા આપણે જોયું કે નવલના યોગ્ય મુલ્યાકન માટે તેમા વાચકનો સર્જનાત્મક સહકાર આવશ્યક છે. એજ રીતે વાચકના સર્જનાત્મક સહકારની જરૂર વસ્તુના રસમય અંશોના ગુણગ્રહણ માટે જરૂરી છે, ફ્લોબેરે પણ આ વાતનો સ્વીકાર કર્યો છે. સૌન્દર્યને તેઓ માત્ર પોતામા રહેલા તત્વ તરીકે ગણતા નથી—પણ સૌન્દર્ય હેતુને લક્ષ્યમા રાખીને યએલા સાધનોના સંપૂર્ણ સંવિધાનમા છે એમ માને છે—અને જો સૌન્દર્યની ગુણગ્રહણતા એ ચોક્કસ બૌદ્ધિક પ્રવૃત્તિ છે.

---

## ૪

## ચરિતાર્થ

તેની સામટી અસરમાં નવલ એક રીતે ભૂપ્રદેશ કે મંદિર જોડે સરખામણી ધરાવે છે; અથવા બીજી રીતે વધારે સારી રીતે સરખામણી કરીએ તો એને કાજળ કાળી રાતે ઘનઘોર આકાશમા તેજરેખા કરતા અને અન્તે અંજાઈ જવાય તેટલું ઝબકી ફૂટતા અગ્નિબાણ (rockets) સાથે સરખાવી શકાય. "સરસ્વતીચંદ્ર" જેવી નવલના આખા સમૂહ અને સ્વરૂપમાથી તેનો ચરિતાર્થ છૂટો પાડી શકવો અશક્ય જણાશે, પણ ઘણી નવલો, નાટકો, અને નવલિકાઓનો ચરિતાર્થ સમજવામા એટલી બધી અશક્યતા નહિ જણાય. નવલ પૂરી થાય કે વાચકને, અને નાટક પુરૂં થાય કે સભાગૃહને એમનો ચરિતાર્થ ઓચિંતોજ ઝબકી જણાય છે. આપણે એને ચેષ્ટા કહીએ—કાકાની શશીમા શશીનુ કાકાની સાથે અન્તે પરિણય—જયા અને જયન્તમા જાહ્નવીના જળમધ્યમા નોખા નોખા દીવડા ધુમાવતા જયા અને જયન્તનું આત્માનુ અદ્વૈત અથવા શ્રી રામનારાયણ

પાઠકની "મુકુન્દરાય" નવલિકામા વિમળાશાની દંતકથાથી લવાયેલ સૂચક અન્ત-અથવા આપણે એને માનવજીવનનું કે માનવસ્વભાવનું ભાષ્ય કહીએ, તેના છેલ્લા બે ચાર પાનામા તેના ચરિતાર્થને નીતિબોધના સ્વરૂપમા આપતી નવતેનો જમાનો હવે ક્યારનો જતો રહ્યો છે. અત્યારના નવનકારોનો ઝાઝો સમૂહ ચરિતાર્થને નવનના અન્તમા અવૈકલ્પિક રાખે છે ઘણીખરી લોકોના સામાન્ય માનસમા પ્રિય થયેલી લોકપ્રિય નવલેનો ચરિતાર્થ લગભગ આવો કે આવા અર્થનો હોય છે-પરમેશ્વર સ્વર્ગમા વિરમે છે, વિશ્વમા બધુ નિયમસર અને સુયોગ્ય ચાલે છે, સત્ય અને અસત્યના સંઘર્ષમા અન્તે સત્ય અસત્ય પર વિજય મેળવશે જ,-જો કે યૌવન અને સૌન્દર્ય તરફ સ્હેજ સ્હાજ પક્ષપાત અને દયા બતાવવામા આવે એ સંભવિત છે બીજા શબ્દોમા કહીએ તો લોકપ્રિય નવલોનું સાહિત્ય જેમા લોકાચારગત નીતિમયતા ચાલી રહી છે એવા અસ્તિત્વને સાચા અસ્તિત્વ તરીકે રજૂ કરી બેસાડે છે, એ અસ્તિત્વ એવુ છે જેમા જે ધર્મમા સામાન્ય જનતા માને છે તેને વિજય વરે છે અને જો કે નીતિબોધ ખુલ્લે ખુલ્લી રીતે રજુ કરવામા નથી આવતો તો પણ તે સમાજમા જેને નીતિ માનવામા આવે છે અથવા લોકસમુહનો ઝાઝો ભાગ જેને નીતિ તરીકે ઓળખે છે તેને અનુરૂપ જ હોય છે. પણ જે હોય તે ચરિતાર્થ સ્પષ્ટ અને ચોક્કસ હોય છેજ પરસ્પર વિરોધી ધર્મના સંઘર્ષણ થાય છે, અને જે ઉત્તમ ધર્મ છે તે ફાવે છ-આપણે જાણતા હતા અને જેની આપણને ખાત્રી હતી તે પ્રમાણે જ બને છે જો કે જો નવલસર્જકે પોતાનું સર્જન સફળ રીતે કર્યું હોત તો અન્ત સુધી આપણે સાવ ચોક્કસ તો નજ હોત ઉચ્ચ કોટિના અને કલાલિપ્ત નવલસર્જકો પોતાની કલામય અખંડતા જાળવવા માટે-અથવા બીજી રીતે કહીએ તો અગાઉ આવી ગયેલ ક્રમભૂમિકાઓ જે કનામય અન્ત નિર્દેશે તેથી વિપરીત અન્ત લાવવા માટે-સામાન્ય લોકસમૂહને ગમે તેવો સુખમય અન્ત લાવવાની ના પાડે છ-તેમની આ પ્રકારની સુયોગ્ય વર્તણુ પણ લોકપ્રિય નવલકારોને સારી સ્હાય આપે છે જો કે લોકપ્રિય નવનકારો એ સ્હાયનું ઋણ કોઈ દિવસ સ્વીકારવાના નથી જો દરેક નવનના અન્ત સુખમય જ આવે-જો દરેક નવનમા છેવટે નાયક અને નાયિકા પરણી શકે અને ખાયપીએ ને મોજ કરી શકે-તો લોકપ્રિય નવનમાર માટે તેના વાચકવર્ગનો નવલમા ઘણો અને શુદ્ધ અનિશ્ચય ટકાવી રાખવો મુશ્કેલ થઈ પડે

એ અનિશ્ચય ટકાવી રાખવો મુશ્કેલ છે; ઘણો મુશ્કેલ છે. વાચકને ગેરરસ્તે દોર્યા વગર અને એમ કરી વાર્તામાંથી તેને મળતા સંતોષનો રસ ઓછો કર્યા વગર આ મુશ્કેલીઓ દૂર કરવા માટે નવલસર્જકમાં ઘણી પારિભાષિક શક્તિની આવશ્યકતા છે. ઘણી નવલોમા બે પ્રકારના પ્રવાહો આપણે જોઈએ-બે પ્રકારના દૃષ્ટિબિંદુઓ, અમુક પ્રશ્નની બે બાજુઓ આપણે જોઈએ "સરસ્વતીચંદ્ર" એક રીતે જોઈએ તો મુગ્ધ, ભોળી, શશીમસ્ત, વિભાવરીની કથા છે, ચંદ્રને ખાતર તપતી કુમુદની કથા છે, આકરા મનોમન્થનો અનુભવતી, પતિરત રહેવુ કે પ્રેમીગત થવુ એ પ્રશ્નનો ઉકેલ લાવવા મથતી કોમળ બાળકીની કથા છે, અને બીજી રીતે જોઈએ તો કુમુદને ખાતર જ ઘરમસારનો ત્યાગ કરી જહાંગીરી ફકીરી ધારનાર, પોતાની રાહ જોવા એક સૂચક શ્લોક પ્રિયાને મોકલનાર, અને દૈવ દુર્વિપાકે મોડો પ્હોચતા સ્વકિયાને પરકીયા બની અનેક દુઃખદ મનોમન્થનોમા ગુંચવાતી, દુખી થતી જોઈ દુખ પામનાર, જે નીવેડો સર્વરીતે યોગ્ય નીવડત તે નીવેડો સમાજ ભયે ન લાવી શકનાર સરસ્વતીચંદ્રની પણ એ કથા છે.

"ગુજરાતનો નાથ" જોઈએ એ નવલમા એક રીતે જોઈએ તો પાટણની ગાદી જતી કરનાર ત્રિભુવનપાલ જેવા રાજ્યભક્ત દંડનાયકની ઈર્ષ્યા કરતા, અનેક મહાન પુરુષોની વચમા વિરાજેલા પોતે એવાની લઘુતા અનુભવતા, ગુજરાતની પ્રતિષ્ઠાને અયોગ્ય આચરતા, પોતાના દરબારમા શોભે તેવા રત્નોને દૂર દૂર હડસેલતા નિર્મળ લાગતા સિદ્ધરાજ જયસિંહની વાત છે, તો બીજી રીતે જોઈએ તો મહાન મહેલના સ્વપ્ન ખાતર પોતે જ રચેલા પાટણની મહુલીની ગૌરવ પ્રતિષ્ઠા સતત સાચવી રાખવા મથતા એ પ્રતિષ્ઠા સાચવી રાખવાની મથામણની અપૂર્વ રાજ્યભક્તિમા પોતાની ઝીંદગીનો ભોગ આપતા, બેનને મરવા દેતા, બનેવીને ડુબવા દેતા, દીકરાને પણ વિદાય દેતા, વિફરે તો પાટણને પાધર બનાવે તેવા શક્તિશાળી, સુખના અનધિકારી માત્ર વિશાળ જગતમા તાડ જેવા ઉભેલા પરમ મુત્સદ્દી મુંજાલની એ વાત છે. ઘણીવાર નવલની અંદર આવતા જુદા જુદા પ્રવાહો પણ એક સંપૂર્ણ વાત જેવા હોય છે દા ત સરસ્વતીચંદ્રમા તો ઘણા પ્રવાહો છે ગુજરાતનો નાથ તેમા ત્રણ પ્રવાહો સુસ્પષ્ટ રીતે જોઈ શકાય છે એક પ્રવાહ મીનળ અને મુંજાલની હૃદય-કથાનો, બીજો પ્રવાહ ત્રિભુવનપાલ અને કાશ્મીરા દેવીના સુપ્રસન્ન ગાર્હસ્થ્ય જીવનનો, ત્રીજો પ્રવાહ કાનાશ્મિમિત્ર દુ સહ થવા

મથના કાક અને કવિકુલ-શિરોમણીની કવિત્વભરી સરકારમય મંજરીની અદ્ભુત પ્રણય-કથાનો આ દરેક પ્રવાહ એકેક છૂટી છૂટી વાત જેવો છે એમ કહી શકાય

ઘણીવાર પોતાની કથાના ચરિતાર્થને છેવટ સુધી ગુઢ રાખવા માટે નવલસર્જક ખરા નિર્યાયને સ્થાને વ્યક્ત નિર્યાયને ગોઠવે છે "છેલ્લા પાન" (Last Leaf) ની નવલિકા એ વૃદ્ધ ચિત્રકારના સર્વોત્તમ ચિત્રની નવલિકા છે-જો કે સમગ્ર વાત દરમિયાન તે માંદી કલાકાર કન્યાની વાત હોય એમ આપણને લાગે છે, શ્રી રામનારાયણ પાઠકની "જક્ષણી" એ પરણોત્સુક વીશીવાળા બ્રાહ્મણની વાત છે, જો કે આખી વાત દરમિયાનનું વાતાવરણ તે વાત જક્ષણી અને તેના પતિમોર્તુક પતિની હોય એમ સૂચવે છે "ગુજરાતનો નાથ" એ ગુજરાતની મહત્તા સાધતા મુંજાલની એ વાત છે જો કે આખી નવલ દરમિયાન સાક્ષરશ્રી નરસિંહરાવ જે કોયડો રજુ કરે છે તેવો કોયડો ગુજરાતનો નાથ કોણ-જયસિંહ, મુંજાલ કે વિશુ વનપાલ તે વિષેનો આપણા મનમાં ઉદ્ભવે છે. "કોકિલા" એ પરમ પ્રેમી આર્યાની સંસાર-કથા છે જો કે આખી વાત દરમિયાન તે આર્યાનો પતિ સમગ્ર ધ્યાન આકર્ષતો હોય એમ આપણને લાગે છે

કેટલીક નવલોમા ચરિતાર્થ આગળ આવી ગયેલી ક્રમભૂમિકાઓમાથી ફલિત થતા છેલ્લા બનાવમાથી વ્યક્ત નથી થતો પણ તે જાણે કે આખી નવલ સાથે વિરોધ ધરાવતા છેલ્લા બનાવથી વ્યક્ત થાય છે કૃત્રિમ રીતે ઉપયોગ થવાથી આ યુક્તિ કૃત્રિમ શોભન જણાય તોપણ તેમા કૃત્રિમ શોભન જેવું કશુ નથી પરમેશ્વરની પાપીના પાપ માફ કરવાની ઉત્સુકતા જોવી હોય તો પાપના પાપી પર અસર કરતા ભયંકર પરિણામો જોવાની પણ જરૂર છે વીશીવાળા મહારાજની (જક્ષણી) એ સામાન્ય સ્ત્રી છે તે ન સમજી શકાનું રહસ્ય તપાસવુ હોય તો આપણે તેની પરણોત્સુકતા તપાસવી પડશે અને તેને માટે પેલા ગરીબ બ્રાહ્મણ પર ક્રુર પ્રયોગ કરતા પતિઘેલા પતિ મોર્તુકના પાત્રની જરૂર પણ પડશે વૃદ્ધ ચિત્રકારને તેનું સર્વોત્તમ ચિત્ર ચિતરવા દેવા માટે દુખિત તરંગવાળી માંદલી કલાકાર કન્યાની પણ એટલી જ જરૂર રહેશે

નાટ્યાત્મક નવલમા-નવલ જેમા પરસ્પર વિરોધી ધર્મો, દષ્ટિબિંદુઓનું સંઘર્ષણ થાય છે-જો અન્ત ચોક્કસ જ હોય તો તે શુદ્ધ સંઘર્ષણ ગોઠવ

વામાં આવે કે તરતજ સમજી શકાય છે. એ પક્ષ વચ્ચે સર્જક ગમે એટલી તટસ્થ વૃત્તિ રાખે પણ નીતિમય વિજય તરતમા થઈ જવામા જ છે, જો કે એ નીતિમય વિજય પ્રચિત પ્રથાથી નીતિથી વિરુદ્ધનો હોય. "પૃથિવિ-વલ્લભ" મા મુંજ અને તૈલપ એ બે વચ્ચેના સંબંધમા વાચક પોતાનો નિર્ણય કરી જ નાખે છે-એની સહાનુભૂતિ હમેશાં મુંજ તરફ જ રહેવાની, અને જો એ નવલનો અન્ત સામાન્ય લોકમાનમની ઇચ્છા પ્રમાણે જ આવ્યો હોત-એટલે કે જો મુંજ મૃણાલવતીને લઈને, તૈલપને થાપ આપીને, ભાગી જવામા ફાવ્યો હોત તો એ નવલ ઘણી રીતે અનઅસરકારક અને કલાની દૃષ્ટિએ અપૂર્ણ જ રહેત. સંઘર્ષણ મુંજ અને તૈલપ વચ્ચે એમાં ગોઠવવામા આવે છે-તૈલપ નીતિમય યોગીશા સ્વસ્થ જીવનમા માનનારો છે, જ્યારે મુંજ જેને નીતિના દૃષ્ટાંતોની પરવા નથી અને સૌન્દર્ય પીતાં જે ધરાતો નથી એવા જીવનમા માનનારો છે છતા વાચકની સહાનુભૂતિ સતત રીતે નફ્ટ મુંજ તરફ જ વહેતી રહે છે, એમા કલાકારનો વિજય છે એમ જ કહેવું પડશે. મેલોડ્રામાથી સંતોષ નથી થતો તેનું કારણ પણ એ જ છે-રૂપસુંદર નાયિકા મેળવવા માટે નાયક અને ખલાત્મન મુક્કીઓ વડે, છરાઓ વડે કે બંદુક વડે લડે પણ જ્યાં શરૂની શરૂના આખી વાતમાં નાયકના ઉમદાતત્વ જોડે સરખાવવામાં આવી છે-ત્યા આવશ્યક નિર્ણય ઘણા વખત પહેલા વાચકના મનમા થઈ ગયો છે અને એ નિર્ણય નાયક દુરાત્મન શઠ સાથે ઝપાઝપીમા કદાચ હારી જાય તોપણ નાયકની તરફમા જ હોવાનો છે. જોવાનું એ જ રહે છે કે નવલસર્જક નીતિમય વિજય કે વાસ્તવિક વિજયને અનુમોદે છે. કુશળ નવલકાર જ્યાંસુધી તે જ વખતે એ અન્ત રજુ કરવાને તૈયાર ન હોય ત્યાંસુધી ખરા નિર્ણયનો અમુક અંશ અવરોધી રાખી ઉભય-સંભવની શક્યતાને વર્ણે છે. પછી જો એણે યોજના બરાબર યોજી હોય તો જ્યારે વાર્તાનો વાસ્તવિક નિર્ણય અન્તે રજુ કરવામા આવે ત્યારે તે વ્યક્ત વિષયના વિસ્તાર અને વૃદ્ધિ જેવો લાગે-અને જે પહેલા મુખ્યત્વે વૈકલ્પિક હતો તે નિર્ણયનું વધુ ચોક્કસ અને ઉત્તરોત્તર ઉત્કર્ષનું પરમ સ્વરૂપ લાગે.

અવૈકલ્પિક-સાવ ગેરહાજર નહિ અર્થ વગરના કાર્યો કે બનાવોની પરપરા રજુ કરે એવી નવલ ઘણા થોડાને જ વાચવી ગમે પાત્ર શુ કરે છે તેમા આપણો રસ નથી પણ પાત્ર શા હેતુથી એ પ્રમાણે કરે છે તેમાં

આપણો રસ ચોક્કસ છે જ.- નવલ પોતાનામાંથી નીતિના કે મુલ્યાંકનના પ્રશ્નો ઝાઝો વખત સુધી દૂર રાખી શકે જ નહિ. નવલમાં અંતિમ ચરિતાર્થ ન હોય તો ચાલશે પણ નવલની ક્રિયાની પ્રાયશઃ ભૂમિકાઓ અર્થશૂન્ય હોય તે નહિ ચલાવી લેવાય.

અને ઘણી નવલોમાં ચોક્કસ સ્વરૂપમાં અંતિમ ચરિતાર્થ હોતો જ નથી. એટલે એમ નથી સમજવાનું કે નવલસર્જકે રજુ કરેલ નિર્ણયને વર્જ્ય કરેલ છે. એનો હેતુ જ નિરાકરણ માટે કોઈ નિર્ણય રજુ કરવાનો ન્હોતો તેજ એનું કારણ છે. નવલસર્જક એમ કહેવા માંગતો હોય એમ લાગે છે– જીવનમાં અંતિમ ચરિતાર્થ ઘણીવાર હોતો નથી–જીવનમાં ઘણા પ્રશ્નોનું નિરાકરણ થતું નથી અને જો નવલે વાસ્તવિક જીવનનું પ્રતિબિંબ પાડવું હોય તો નવલે વાસ્તવિક જીવન જ રજુ કરવું જોઈએ. હેમ્લેટના નાટકનું જ દૃષ્ટાંત લઈએ. આખા નાટક દરમિયાન સત્ય કઈ બાજુ તરફ છે અને અસત્ય કઈ બાજુ તરફ છે તે વિષે આપણા કોઈના મનમાં શંકા નથી; પણ એ આખા નાટકના પરિણામ અન્તે આપણને કોઈ પણ પ્રકારનો ચોક્કસ સંદેશો મળી નથી શકતો. અંતિમ કરૂણાજનક પરિણામ આપણને જાણે એમ સમજાવે છે કે માનવીના ચારિત્ર્ય વણાટમાં અનિશ્ચયતા અને દીર્ઘસૂત્રતા એ પ્રાણવિનાશક દૂષણો છે; લાંબો વખત સુધી અમુક બાબત પર વિચાર કર્યા કરવા કરતાં ક્રિયામય બનવું એ વધુ સારૂં છે. પણ નાટક આ ઉપર કથ્યું તત્વ ચોકખા અને સ્પષ્ટ સુરોમાં આપણી સમક્ષ રજુ કરતું નથી.

છતાં નવલમા ચરિતાર્થ નથી જ હોતો એમ કહેવું એ બરાબર નથી. વ્યાખ્યાયિત, મર્યાદિત કે પ્રયોજન વડે વેષ્ટિત દરેક નવલ કે નાટક એક સંપૂર્ણ અનુભવ રજુ કરે છે, અને તેનો ચરિતાર્થ એ છે કે એ અનુભવ પૂર્વભોગોથી અને અપ્રસ્તુતતાઓથી પર છે. પૂર્વભોગો અને અપ્રસ્તુતતાઓ વાસ્તવિક અનુભવનું મુલ્ય ઘણું ઓછું કરી નાખે છે. એટલે આવા પૂર્વ-ભોગ અને અપ્રસ્તુતતાઓથી પર એવો અનુભવ એ ચરિતાર્થિત અનુભવ છે એમ કહી શકાય. આથી વધારે ચરિતાર્થની નવલસર્જક પાસે આશા રાખવી તે વધુ પડતું છે.

તેની સામટી અસરમા અને તેના ચરિતાર્થમાં નવલ બે જુદા પંથે વહે છે અને એ બે વચ્ચેનો તફાવત પ્રયોજનને અનુલક્ષીને વિશાળ દૃષ્ટિએ

કહી શકાય. એકમાં પ્રયોજન પોતે જ ચરિતાર્થ આપે છે. બીજામાં પ્રયોજન નવલની કે નાટકની ક્રિયાને સ્વરૂપ આપે પણ તે પોતે કોઈ ચોક્કસ ચરિતાર્થ રજુ ન કરે–ચરિતાર્થ ખરી રીતે જે સમગ્ર રજુ કરવામાં આવ્યું છે અથવા જે સમગ્ર અનુભવ વ્યક્ત કરવામાં આવે છે તેમાંથી મેળવી શકાય. આ તફાવત ન સમજવાને પરિણામે નવલવિવેચકો ઘણી વાર ચરિતાર્થ નવલમાં શોધવા પ્રયત્ન કરે છે–જેવો ચરિતાર્થ નવલસર્જકનો રજુ કરવાનો વિચાર જ ન્હોતો.

૫

## પાત્ર નિરૂપણ

પાત્રનું નિરૂપણ કરવું એ પોતાના વિચારને વ્યક્ત કરવાનું નવલકારનું આવશ્યક કાર્ય છે. જો નવલકાર પોતાના પાત્રોને વિશ્વસનિય, માની શકાય તેવા, અને વાસ્તવિક famed જીવનમાં જાગતા ન બનાવી શકે; જો નવલકાર વાચકને પોતાના પાત્રોમા શ્રદ્ધા ધરાવતા ન બનાવી શકે, તો તેના પાત્રો જે કોઈ સ્થિતિ કે સંજોગોમાંથી પસાર થાય તેમાં વાચકને કોઈ તીવ્ર રસ રહેવાનો નથી. જે પાત્રોમાં આપણે ખુબ ખુબ રસ લઈએ તે પાત્રો બીજી રીતે અનાકર્ષક અને ધિક્કારને પાત્ર હોય એમ પણ ઘણીવાર બની આવે છે. મુંજના જેવું નીતિભ્રષ્ટ પળે પળે સૌન્દર્યની આરાધના કરતું, નફટ જીવન ગાળવાની અથવા "રાઈનો પર્વત" ની જાલકા જેવી કુટ-જાળ ગોઠવવાની કોઈને ઈચ્છા નહિ થાય. છતાં મુંજમાં આપણે રસ લઈ શકીએ છીએ, તેની શક્તિમા વિશ્વાસ ધરાવી શકીએ છીએ, તેના જીવનમાં રહેલા ઉર્મિતત્વ સાથે રમી શકીએ છીએ. તેવી જ રીતે જાલકા એક સ્ત્રીના શિયળની કિંમત પણ ન સમજી શકવા જેટલી હદે જાય છે છતાં આપણી સહાનુભૂતિ તેના તરફ પ્રેરાય છે–ખ્યાતો વરી ચૂકેલ હરામખોરો અનેક રીતે પાપિષ્ટ દુરાધમ વ્યક્તિઓ, જેઓ નવલના પાને પાને દેખાવ દે છે; તેમની સાથે સંબંધ રાખવાનું, તેમને પોતાને ઘેર આમંત્રણ આપવાનું કોને ગમશે? છતાં નવલમા તો આ પાત્રો આપણને રસમાં તરબોળ રાખે છે. ઠીક, "સરસ્વતીચંદ્ર" ના મુખ્ય પાત્ર સરસ્વતીચંદ્ર-

નો જ દાખલો લઈએ જ્યારે તક મળે ત્યારે દીર્ઘ વ્યાખ્યાન કરતો, દરેક વિષય પર લાંબી વિચાર-ચાસનાઓ અને મનોમન્થનો રજુ કરતો સરસ્વતીચંદ્રને જો અત્યારના કૉલેજીયનોની કે યુવાનોની સોબતમા કે પીકનીક પાર્ટીમા રેઢો મૂકવામા આવ્યો હોય તો એ એના અતિજ્ઞાનથી ચોક્કસ કટાળો જ આપે છતા "સરસ્વતીચંદ્ર" વાચીએ છીએ ત્યારે તેના બહુશ્રુત સર્જક કશી પણ આજ્ઞા કર્યા વગર કોઈ અજબ જાદુ વડે આપણને એ vagabond મા રસ લેતા કરે છે અને પ્રકરણો ઉપર પ્રકરણો સરસતાથી વાચતા આપણને બનાવે છે

એક પ્રખ્યાત અગ્રેજી નવલ "ફોરસાઈટ સાગા" નો સોમ્સ ફોરસાઈટ લઈએ એ પણ એક મર્યાદિત પાત્ર છે હેમ્લેટના પ્રમાણમા એ ચોક્કસ મર્યાદિત છે છતા ફોરસાઈટ સાગાના લાબા નવલમા આખા નવલના પ્રવાહ દરમિયાન એ મુખ્ય મહત્વનું પાત્ર બને છે એટલું જ નહિ પણ બીજી નવલોનું અને ઘણી નવલિકાઓમા પણ અગત્યનો ભાગ ભજવે છે અને વાચના રસમા જરાયે ક્ષતિ થતી નથી શ્રી ગૅાલ્સવર્ધી આવુ સરસ પરિણામ બે રીતે લાવી શકયા—એક બાજુ એમણે ક્ષણે ક્ષણે પલટાતી જતી દુનિયા પ્રત્યેના સોમ્સના પ્રત્યાઘાતો રજુ કર્યા, અને બીજી બાજુ એમણે પચાસ વર્ષ જેટલા લાબા ગાળા દરમિયાન સોમ્સના વ્યક્તિત્વમા જે વિકાસ થયો તે વર્ણવ્યો બીજી રીતે આ વાત રજુ કરીએ તો ગૅાલ્સવર્ધીએ પલટાતી જતી દુનિયા પ્રત્યેના સોમ્સના પલટાતા જતા પ્રત્યાઘાતો રજુ કરી તેની નવલમા સરસતા આણી અને જ્યારે ગૅાલ્સવર્ધીને એમ લાગ્યુ કે સોમ્સમા હવે કશુ નવીન જાણવા જેવુ રહ્યુ નથી ત્યારે એણે શ્રી સોમ્સને મરણને શરણ બનાવ્યો

પાત્ર વિશેના આવા પ્રગતિદાયક અન્વેષણ લાબી નવલોમા અથવા એવી નવલની હારમાળામા થઈ શકે, પણ પાત્રની વિવૃત્તિ કરવી એ દરેક નવલકારનું અને નવલિકાકારનું મુખ્ય આવશ્યક કાર્ય છે—શ્રી કનૈયાલાલ મુનશીમા અને શ્રી ધુમકેતુમા આ પાત્રની વિવૃતિ જોવામા આવે છે—જે તેમને વર્તમાન ગુજરાતી નવલ અને નવલિકાકારોમા અનોખા પાડી બતાવે છે

વાસ્તવિક જીવન અને નવલમા જીવાતા જીવન વચ્ચેનો તફાવત આ પાત્રવિવૃતિથી વધુ સ્પષ્ટતાથી સમજી શકાય છે વાસ્તવિક જીવનમા સાધારણ રીતે માણસ-સ્ત્રી યા પુરુષ-પોતાના મનમા રમતી છુપી આશાઓ,

આત્મામા રહેતી ભીતિઓ અને શરીરમા રહેતી વાસનાઓનો રહસ્ય-સ્ફોટ કોઈ આગળ કરતો નથી; દીલની વાતો એ દીલમાજ શમાવી રાખે છે. એને એવી રીતે જ ઉછેરવામા આવ્યો છે કે એવી બાબતોમા એ મૌનાવલંબન કરવાનુ જ પસંદ કરશે અને જેઓ પોતાના હૃદયની વાતો કોઈ આગળ ખુશ્શી મૂકે છે તેઓનામા પોતાની વિશ્રંભ-કથા ક્રમબદ્ધ ભૂમિકાઓ મા-નવલમા બને છે તેમ-રજુ કરવાની કલામય નૈસર્ગિક શક્તિ હોતી નથી

પોતાના Aspects of Novel ના પુસ્તકમા મી ફૉસ્ટર નવલમાં બે પ્રકારના પાત્રોના ભેદ સમજાવે છે એક Drawn in flat, અને બીજા drawn in round વર્તુળમા નિરૂપાયેલા પાત્રોમા પણ સપાટ નિરૂપણની આવશ્યકતા રહે જ છે. અને પાત્ર નિરૂપણને પાત્ર નિરૂપણ કહેવુ એ યોગ્ય છે? સરસ્વતીચંદ્રના પાત્ર વિષે થોડા શબ્દો કહીએ એટલે સરસ્વતીચદ્ર એના શુદ્ધ સ્વરૂપમા આપણી સમક્ષ રજુ થઈ જશે પહેલા તે તેના સ્થૂલ શરીરમા જોવાશે, તેના અવાજ અને રીતભાતથી તે પીછાનાશે; અને પછી તેના ઉર્મિમય અને માનસિક તત્વોથી તે પ્રમાણાશે "સરસ્વતીચદ્ર" ની નવલમા વાર્તાતત્વ છે જ નહિ એમા જો કે ઝાઝું પાત્રાધ્યયન નથી તો પણ સામાન્ય રીતે એમા પાત્રાધ્યયન (character Study) છે એમ કહીએ તો ચાલે એટલે સરસ્વતીચંદ્ર વિષે ત્રીસ પાનામા અને વધુ સરસતા અને સચોટતાથી જે કહેવુ હોય તે કહી શકાય એમ છે તો પછી આવડા મોટા થોથાઓ વાચવા શા માટે? અને સરસ્વતીચદ્ર જેવા નહિં મનુષ્યો નહિં દેવયક્ષો જેવા નિજબોધરૂપ પાત્રમા એવુ તે શુ છે કે કલાકોના કલાકો સુધી તેના ચારિત્ર્ય નિરૂપણ પાછળ ખુવાર થવુ? શ્રી ગૉલ્સવર્ધીનો સોમ્સ ફોરસાઈટ વાચકની સહાનુભૂતિ પ્રેરે પણ વ્યક્તિ તરીકે તે એટલો બધો આકર્ષક નથી મેરુમેથ પણ વ્યક્તિ તરીકે આકર્ષે નહિ; કુરૂપ મૃણાલ મુજને આકર્ષિ શકી પણ જો હાડમાસ અને લોહી ભરેલી અને ચામડે મઢેલ અંગવાળી આપણને રસ્તામા ભેગી થઈ હોત તો એ શાળીનાગુ મોઢુ આપણને આકર્ષત? અને કાકાની શશી આમ સહેજત લાગે, એ બોલે ત્યારે સ્ત્રી સ્વાતંત્ર્ય-વાદીઓ હીપર હીપર કરે પણ કાકા કહે છે તેવા વેશ્યા જેવા આત્માવાળી શશી સમી પુત્રીઓ ઘણા માબાપો સહી ન જ લે

એટલે ખરી વાત એ છે કે નવલમા પાત્ર નિરૂપણ નહિ પણ પાત્રનુ આવિષ્કરણ આપણને મુખ્યત્વે રસિક લાગે છે પાત્રની નૈર્ણુક નિરીક્ષા;

તેનો વાર્તાલાપ શ્રવણ કરવો; તેવા વ્યક્ત હેતુમાં ગૂઢ રહેલા તેના ખરા હેતુઓને પ્રમાણવા; કેટલું કહેવાનું એ નથી કહેતો તે વિષે કલ્પના કરવી; તેની મર્યાદાઓ, તેના ઢોંગ, તેના આડંબરો, તેની ભાવતરતતાઓ એ બધા ખુલ્લે ખુલ્લી રીતે નહિ પણ અગમ્ય રીતે જાણતા હોઈએ તેમ જાણવા; આ બધામાં આપણને આનંદ આવે છે. તેનું પહેલું કારણ એ કે તે મનપસંદ માનસિક કસરત છે–શબ્દવ્યુહના કરતાં ઓછી મહેનતવાળી કેમકે જે કુંચીઓ આપવામાં આવી છે તે શબ્દ–વ્યુહમાં આપવામાં આવતી કુંચીઓ કરતાં વધુ સુસ્પષ્ટ છે; આ મનપસંદ માનસિક કસરત શબ્દ-વ્યુહના કરતાં વધારે સંતોષજનક છે કેમકે શબ્દ–વ્યુહના પરિણામમાં જે ચરિતાર્થ નથી તે આમાં આવે છે. તે આનંદ આપે છે તેનું બીજું કારણ એ છે કે ચરિતાર્થને પામ્યા પછી વાચક તેમાં એક પ્રકારનો ચોક્કસ ઉર્મિનો પ્રત્યુત્તર અનુભવે છે. એની સમક્ષ માનવક્રિયા રજુ કરવામાં આવી છે જે એ સમજી શકે છે; અને જો તેના પર નિર્ણય કરવાની ઈચ્છા થાય તો તે વિષે નિર્ણય પણ આપી શકવાની સ્થિતિમાં છે; અથવા જાણી–જોઈ ને તે તે માનવક્રિયા પર નિર્ણય પર આવવાનું એ કરે જ નહિ. વાચક તો એમજ માને છે કે નિર્ણય આપવાની બાબતમાં પોતે સ્વતંત્રપણે વર્તે છે જો કે વાસ્તવિક રીતે નવલ વાચતી વખતે વાચક સર્જકે નિશ્ચિત કર્યો હોય તેજ નિર્ણય પર તે આવે છે; અથવા સર્જકે ઇચ્છ્યું હોય તે પ્રમાણે તે નિર્ણય પર આવતાં અટકે છે.

ત્યારે જેને આપણે પાત્રનિરૂપણ કહીએ છીએ. તેનો આવશ્યક અંશ એ હોય છે કે જે પાત્રને માટે એવા પ્રસંગો ગોઠવે, જે વડે તે જીવન પરના પોતાના પ્રત્યાઘાતો રજુ કરી શકે; પાત્રના જીવન પ્રત્યેના પ્રત્યાઘાતો જેના પર વાચક નિર્ણય પર આવી શકે; અથવા એમ અનુભવે કે પોતે નિર્ણય પર આવે છે અને નિર્ણય–(પછી એ નિર્ણય ગમે તે સ્વરૂપ ધરે,–ધૃણાનું, સહાનુભૂતિનું કે મહેરબાની બતાવ્યાનું, કે પ્રશંસાનું–) પર આવવામાં જે આહ્લાદ થાય છે તે એ અનુભવે છે. અથવા બીજી દૃષ્ટિએ જોઈએ તો નિર્ણય પર આવવામાંથી વાચક અટકે તો તેમાં પણ નિર્ણય પર આવવામાં જે જાતનો આહ્લાદ અનુભવાય છે તે જાતનો આહ્લાદ અનુભવે. આ બધા પ્રત્યાઘાતોની અસર–સામટી અસર, નવલ પૂરી થાય ત્યારે વાચકને પાત્ર વિષેની તેની સંપૂર્ણ વિભાવના આપે છે.

પાત્રોએ તેમની અનેકવિધતામાં પણ પૂરતી સંગતતા સાચવવી જોઈએ. યોગ્ય રીતે તો નવલના પાત્રોમાં આપણે જે રસ લઈએ છીએ તેનો ઘણો અંશ એક પાત્રમાં જે જુદા જુદા પ્રકારનાં લક્ષણો જોવામાં આવે તેનો સુમેળ કરવામાં બુદ્ધિનો જે ઉપયોગ આપણે કરીએ છીએ તેને લીધે છે. શ્રી. મુનશીની "વેરની વસુલાત" નો નાયક જગતકીશોર રાગ ભયક્રોધથી ભરેલો, વેર વસુલ કરવાની ધુનવાળો જણાવાયો છે; તો તેની બીજી બાજુમા તે શુભેચ્છાવાળો, કલ્પનાશીલ, પરમ પ્રેમપૂર્ણ પણ છે. જગતકીશોરના ચારિત્ર્યની આ બે બાજુઓમાની ગમે તે એક નોખી નોખી લઈએ તો તે આપણને નહિ આકર્ષે. પણ જો આ બે બાજુઓનો સુમેળ થાય, આ બે બાજુઓ એકરૂપ થાય તેવી વ્યક્તિ જ આપણને આકર્ષી શકે.

આપણી સામાન્ય જનતા પાત્રના આવા શુભ અને અશુભના સંમિશ્રણમાં સાધારણ રીતે અગાઉ માન્યતા ન ધરાવતી. તેમના માનીતા પાત્રો બધા શુભ અંશવાળા જ હોય. તેમના શઠો બધા પૂરેપૂરી રીતે દુષ્ટ અને અધમ હોય. તેમના નાયકો ઉદારાત્મન, શૂરાત્મન, ઉમદાત્મન; આવા માનસવાળી સામાન્ય જનતા અસારે આપણે જેને પાત્ર નિરૂપણ કહીએ છીએ તેમાં રસ ન ધરાવતી હોય એ બનવા જોગ છે.

પાત્રના નવલની અંદર આવતા પ્રત્યાઘાતોની સામટી અસરનો હેતુ વાચકના મનમાં જેનો એ સમગ્ર રીતે નિર્ણય કરી શકે તેવી વિભાવનો સર્જવાનો છે. વેરની વસુલાતનો જગતકીશોર આપણી સમક્ષ ઉભો છે, આપણે તેની પ્રબળ છાપ પાડે તેવા, વિદ્વતા અને સંયમથી અંકિત એવા વ્યક્તિત્વને ઓળખી શકીએ છીએ અને તેનામાં એક પ્રકારની એવી ગોચર માણસાઈ છે જેને લીધે તેને વિષે વિચાર કરતા આપણે એક પ્રકારનો વિશિષ્ટ સંતોષ અને આનંદ અનુભવીએ છીએ. એનામા ઘણી ઘણી ત્રુટિઓ છે. સંસારી તરીકે પાશેરામા પહેલી પુણી કરવા જેટલું જ્ઞાન એને નથી કે ન હોવાનો એ ડોળ કરે છે તોપણ રમા તેની પાછળ ઘેલી બને છે. આપણે તેનાથી આકર્ષાઈએ છીએ કારણ એ સામાન્ય માનવ જેવો એક માનવ છે. જેને આપણે સમજી શકીએ અને જેના ખરા મુલ્યનું મુલ્યાંકન આપણે કરી શકીએ; એમ છતા તે જ વખતે જે પૂરતી રીતે અનેક એકબીજાથી વિરોધી એવા તત્વોથી ભરેલો છે, એકદમ

સમજવા માટે પૂરતી રીતે અધરા એવા લક્ષણોથી આવરાયેલો છે. આપણા માનસમાં તે એવો સ્પષ્ટ રીતે સુરેખ પડેલો છે કે જેના પ્રત્યેના આપણા ઉર્મિના પ્રત્યુત્તરો તદ્દન સંતોષજનક છે કેમકે એનું વ્યક્તિત્વ ચોક્કસ, સમજી, અને અપલટાય તેવુ છે. આપણા અંગત મિત્રો જેમના વ્યક્તિત્વ ઘણા પલટાતા છે તેમના કરતા પણ ઉર્મિના પ્રત્યુત્તરમા એ વધુ સંતોષજનક છે અમુક વ્યક્તિને આપણે સમજીએ એટલે તેનામા રહેલા અનેક દોષો દુર્ગુણો ા ક્ષમાપના આપણે આપી શકીએ; પણ નવ લમા આવતા પાત્રોને એ વિશેષ લાગુ પડે કેમકે આપણે તેમનાથી સદા સતોષ પામીએ, તેમના પ્રત્યે સદા સમભાવી રહીએ, તેમના પ્રત્યે સદા કૃપા વરસાવતા રહીએ કેમકે તેઓ આપણા વિષે કશો નિર્ણય બાધી શકે તેમ નથી પણ આપણે તેમના વિષે સપૂર્ણ પરલક્ષ રહી નિર્ણય બાધી શકીએ છીએ

જે નવલ વાચતા હોઈએ તે વાચી લઈએ ત્યારે તેમા આવતા એક પાત્ર કે ઘણા પાત્ર વિષેની સપૂર્ણ વિભાવના આપણા માનસમા લઈએ જ છીએ પણ આપણે વાચીએ છીએ તે માત્ર સમાપ્ત સુધી પ્હોચવા માટે જ વાચતા નથી અને એમ કરીને આ કે પેલી સપૂર્ણ વિભાવનાઓ મેળવવા માટે જ વાચતા નથી પાત્રની વિભાવનાનું વિગતવાર થતુ ઘડતર અને તેના અન્તે તેના પરિણામમા ઉભી થતી અતિમ સુરેખ છબી આપણુને નવલ વાચતા કરે છે "ગુજરાતનો નાથ" નો વાચક મુઝાલ શુ ગત ગ્ગશે, શુ કરશે તે વિષે સપૂર્ણ કશુ નથી જાણતો હોતો પણ એને ખાત્રી હોય છે કે એ જે કાઈ કરશે તેમા કાઈક આકર્ષક હશે, કાઈક રૂઢ લોકમતથી જુદુ પડતું લાક્ષણિક મતપ્રદર્શન હશે, કાઈક સ્વતત્ર હશે, એક શબ્દમા કહીએ તો કાઈક જેમા એનો પોતાનો ચરિતાર્થ હશે જે કાઈ એ કરે તે વાચક સમક્ષ તેના હેતુના નિર્ણય માટે આવે જ અને જો કે વાચક આવશ્યક રીતે તેને અનુમતિ આપશે અથવા જો અનુમતિ નહિ આપે તો પોતાનો નિર્ણય મોકુફ રાખવાનું સ્વીકારશે અને છતા પોતાને નિર્ણય આપવાનો છે તેવી આવશ્યકતાનું ભાન તેને નહિ હોય એના માનસમા એવો આભાસ રહે જ છે કે એ સતત રીતે પોતાનો નિર્ણયનો અભ્યાસ આજમાવ્યા કરે છે એટલે સુધી કે કેટલીક વાર તો એ નિર્ણયપર આવવાનું જ મોકુફ રાખે છે એક રીતે કહીએ તો એ પોતાની મેળે પાત્ર વિષે નિર્ણય પર આવે છે

જો એ વાસ્તવિક રીતે પાત્ર વિશે નિર્ણય પર નથી આવતો તો અજાણ રીતે તે પાત્રની પાછળ રહેલા કર્તા વિશે, કર્તાની પાત્રને રજુ કરવાની રીત વિશે નિર્ણય પર આવે જ છે

લંડનના સુવિખ્યાત "ઓબઝર્વર" પત્રનો સંગીત વિવેચક શ્રી એ એચ ફોક્સ-સ્ટ્રેન્ગવેઝ કહે છે-"Nine tenths of literature is criticism, which is simply saying how a certain thing that has happened strikes us" નવલમાં નવલ સર્જક અમુક વસ્તુ બની તે પોતાને કેમ લાગે છે તે કહેતો નથી પણ તે એ અમુક વસ્તુને એવી રીતે રજુ કરે છે કે તેના વિષેનો એનો નિર્ણય વ્યક્ત અને સ્પષ્ટ જોઈ શકાય-કેટલીક વાર પોતાનો નિર્ણય એ સૂચન દ્વારા જ રજુ કરે છે આ પ્રસંગે બીજા બનાવો સ્ફુટ ન થાય ત્યાંસુધી વાચક પોતાનો નિર્ણય મુલતવી રાખે તો તે યોગ્ય જ છે

જ્યારે એક જ વ્યક્તિમાં અધમ છે તે પુરેપુરું અધમ થતુ મરે, સુન્દર છે તે એમનુ સુન્દર થતુ મરે, ડહાપણની સાથે મુખાઈ સંયોજાય, હલકી મનોવૃત્તિની સાથે ઉમદા સ્વભાવનું પ્રદર્શન થાય, ઝનુનતા સાથે સમભાવ કેળવાય, વિષય લોલુપતાની સાથે પક્ષપાત પ્રેરાય, દુપદની સાથે નમ્રતા દેખાય, જ્યારે પાત્રને છે તેમને તેમ સ્વીકારી લેવા કરતા તે પાત્ર વિષે વાચકને પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવો પડે, જ્યારે પાત્રની સતત આસક્તી ક્રિયાઓ એ પહેલા વાચકની સમજણ શક્તિને અને પછી તેના નિર્ણયને એક સતત આહ્વાહન જેવા છે, ત્યારે પાત્રનિરૂપણ તેના ખરા ચરિતાર્થમાં નવલમા શરૂ થાય છે એમ આપણે કહી શકીએ

પાત્રનિરૂપણ માટે નવલસર્જક પાસે વાર્તાલાપ એ ઉત્તમમા ઉત્તમ સાધન છે આપણે એ પાત્રોને સજીવ કહીએ છીએ કે જેમનો વાર્તાલાપ જેમના માનસને આપણી સમક્ષ ખુલ્લેખુલ્લા મૂકી દે છે પાત્રોને પોતાને જ બોલવા દઈ નવલસર્જક એક જાતનુ અત્યન્ત પરલક્ષીપણુ સેવવાનો દેખાવ કરે છે, અને નિર્ણય પર આવવાનો પર્યાય એ વાચકની જ જવાબદારી ઉપર મૂકે છે શ્રી. કનૈયાલાલ મુનશી પોતાના પાત્રોને જ બોલવા દે છે શ્રી નારાયણ વિસનજી ઠક્કુર આથી ઉલટી રીત જ અનુસરે છે, એ વાચકને તેમના પાત્રના માનસના અને શરીરના ખુણેખુણાની બાતમી આપવા પોતાની સાથે ફેરવે છે નાટકકારને માટે વાર્તાલાપ એ જ પાત્ર

વ્યક્તિત્વ જુવે છે, જે વિશિષ્ટ વ્યક્તિત્વ નવલસર્જકનું છે અથવા વધારે સાચી રીતે કહીએ તો નવલસર્જક પોતાનું જે વ્યક્તિત્વ વાચક સમક્ષ રજુ કરવા માગે છે તેનું જે વિશિષ્ટ વ્યક્તિત્વ છે એ દીવા જેવું સ્પષ્ટ છે કે નવલસર્જકનું તેની કૃતિમા સ્પષ્ટ થતુ વ્યક્તિત્વ એ તેને તેના હાડમાસ ચામ વિભૂતિ જીવનમાં ઓળખાતા મિત્રો આગળ સ્પષ્ટ થતા વ્યક્તિત્વથી ભિન્ન પ્રકારનું છે જુદી જુદી પોતાની કૃતિઓમા એ પોતાનું જુદું જુદું વ્યક્તિત્વ રજુ કરે—અથવા એક જ વ્યક્તિત્વની જુદી જુદી બાજુઓ રજુ કરે એ બનવાજોગ છે

જે નવલમાથી અવતરણ ઉતાર્યું છે તે નવલમાં વાચક જેમ પાત્રોના વ્યક્તિત્વથી તેમ સર્જકના વ્યક્તિત્વથી પણ સુપરિચિત છે

જેમ જેમ વાચક એ નવલના વાચનમાં આગળ વધતો જાય છે તેમ તેમ નવલસર્જકના પોતા પ્રત્યેના વલણનું ભાન પણ તેને થતું જાય છે જાણે શ્રી મુનશી કહેતા હોય એમ લાગે " આ વાસ્તવિક દુનિયામા વસતા માણસો જેવા માણસો આપણે અહીંયા ભેગા થયા છીએ અને હું તમારા પ્રત્યે માણસના જેવીજ વર્તણુક રાખુ એમ તમે ઇચ્છો જ છું નથી જરૂર હશે ત્યા દુષ્ટને દુષ્ટ જ કહીશ તમારી પાસે હું લાગણી વગરની બુદ્ધિપૂર્વકની સારી રીતની સમજની આશા રાખુ છુ "

નવલસર્જકના આ વલણમા ઘણી કુશાગ્ર અને અનિવાર્ય એવી પ્રશંસા છે સામાન્ય વાચક એટલે તરત પોતાને સર્જકના હાથમા મૂકી દે છે આ પ્રકારનું નવલસર્જકનું વલણ કેટલાક વાચકને ઘણું જ સતાપક લાગે તે પણ બનવા જોગ છે

પોતાની એક નવલિકામા શ્રી શેરવુડ એન્ડરસન નવલના સાધ્ય તરીકે લખાયલા કે મુદ્રિત થયેલા શબ્દોની પરિમિતતાઓ વિષે ટીકા કરે છે —

" જુના જમાનામાં એક સ્થળેથી બીજે સ્થળે ભટકતા અને પોતાની અદ્ભુત કથાઓ કહેતા જુના વાર્તાકારોને અત્યારના પોતાની વાર્તાઓ મુદ્રિત કરતા વાર્તાકારો કરતા એક લાભ હતો જુના જમાનાના વાર્તાકારો વાર્તાકથક હોવા ઉપરાંત અભિનયપટુ અભિનેતાઓ પણ હતા જેમ જેમ વાર્તાપ્રવાહ આગળ વધતો જાય તેમ તેમ તેમનો કંઠસ્વર અનુરૂપ ફેરફાર ભોગવતો જાય અને તેમના હાથ અનુરૂપ ચેષ્ટાઓ કરતા જાય ઘણીવાર

પોતાના દૃઢ નિશ્ચયની સહાયથી જ એઓ પોતાના સાંભળનારામાં દૃઢનિશ્ચય પ્રેરતા આપણી વર્તમાન નવલમાં શૈલી વિષે જે અનેક પ્રયોગો થઈ રહ્યા છે તેનું મૂળભૂત કારણ પણ આવા પ્રકારનો પ્રયત્ન કરવાનું જ છે ”

શ્રી એન્ડરસન આ મત અર્ધમજાકમાં અને અર્ધ ગંભીરતામાં કહેતા હોય એમ લાગે છે કેમકે જુના જમાનાના વાર્તાકારો વાર્તા કથીને જેવી અસર ઉપજાવી શકતા તેવી જ અસર વાર્તા લખીને પણ અત્યારે ઉપજાવી શકાય એમ છે વાર્તા કથીને જે ભય અને આનંદની ઉર્મિઓ નિષ્પન્ન થઈ શકતી, જે ક્રોધ કે રમુજની લાગણી નિષ્પન્ન થઈ શકતી તેજ નહિ પણ તેવા જ પ્રકારના સ્વરમાં તેવા જ પ્રકારના વચનના આરોહ અને અવરોહ પ્રવર્તન કે સંગેય વાર્તા લખીને પણ નિષ્પન્ન કરી શકાય છે.

બીજી કલાઓની જેમ નવલ પણ સર્જક અને વાચક વચ્ચેના વિજ્ઞાપનનો એક પર્યાય છે એ વાત પણ ગેરટ્રુડ એન્ડરસનના ઉપલા મતમાંથી સ્પષ્ટ તરી આવે છે

ખરી વાત કે શ્રી ગેરટ્રુડ એન્ડરસન કહે છે તે પ્રમાણે લખાતી કે મુદ્રિત થતી નવલના સર્જકની પાસે બોલી ઉઠે તેવી ચેષ્ટાઓ નથી, હલમલાવી દે એવી અવાજની ફેરવણી નથી, આંખની ભમરોને કમાનોની સંકોચવૃત્તિ નથી, આતત વિરામ નથી અને ઝડપી સંસોક્તિ નથી. પોતાના હેતુને પાર પાડવા તેની પાસે છે યોગ્ય શબ્દોની ચુટણી અને યોગ્ય વાક્યોની યોજના અને તેમની સમુચિત હેરવણી ફેરવણી

છતા જે છે તે પુરતુ છે આટલી જ સાધનસામગ્રી વડે નવલસર્જક પોતાના વાચકના માનસમાં પોતાનુ વ્યક્તિત્વ સ્થાપી શકવા, અને કુશળ અભિનેતા પ્રેક્ષક વર્ગ સાથે જે પ્રકારનો ગાઢ અને પ્રકૃષ્ટ સંબંધ બાંધી શકે છે તેવો સંબંધ બાંધી શકવા, અથવા સફળ વક્તૃત્વવાળો વક્તા પોતાની સભા સાથે જે પ્રકારનો સંબંધ રચી શકે છે તેવા પ્રકારનો સંબંધ રચી શકવા, શક્તિમાન છે

ઘણીવાર અભિનેતા કે વક્તા પોતાને નાટકમાં કે વક્તવ્યમાં કહેવાનું હોય છે તેથી કાંઈક વિશેષ કહી દે છે તેવી જ રીતે નવલિકામાં કે નવલમાં પણ સર્જક પોતાને કહેવાનું હોય છે તે અથવા તેથી કાંઈક વિશેષ પોતાના વ્યક્તિત્વદ્વારા કહી દે છે.

આ નવલસર્જકના વ્યક્તિત્વનું બળ ઘણું છે એ બળ એટલું બધું

નિરૂપણનું એકલુ સાધન છે–રંગભૂમિની નાટક રજુ કરવાની કેટલીક પરિમિતતાઓથી નાટક અટવાયેલ હોય, વાર્તાલાપનો જેમ બને તેમ ઝાઝો ઉપયોગ એને કરવો પડે છે. નાટકકાર પોતે તખ્તા પર આવી પાત્ર વિશે બોલી શકે એમ નથી. સ્વગતોને નાટકમા સ્થાન છે પણ તેના વડે પાત્ર-નિરૂપણ થઈ શકે તેટલું ને તેવડું તેમને સ્થાન નથી જ. એટલે નાટકકારને જો પૂરતા પ્રમાણમા સ્વગતો રજુ કરવાની છુટ ન રહી શકતી હોય તો વાર્તાલાપ શિવાય પાત્રના માનસને રજુ કરવાનુ બીજું કોઈ સાધન નાટકકાર પાસે નથી. એટલે નાટકકારને પોતાના નાટ્યસર્જનની યોજના એવી રીતે કરવી પડે કે જેમા વાર્તાલાપને મુખ્ય અને અગત્યનુ સ્થાન હોય–અથવા જેમાં વાર્તાલાપની અમુક હારમાળાઓ રજુ કરવી પડે. નવલસર્જક કે નવલિકાકારને આવી જાતની પરિમિતતાઓની મુશ્કેલી નથી; પણ વ્હેવારમાં તો જેમ બને તેમ પોતાની વાતનો ઝાઝો ભાગ વાર્તાલાપથી રજુ કરવાની નવલ કે નવલિકા સર્જકની ઈચ્છા વરતુ સંકલનમાં અગત્યનો ભાગ ભજવે છે. ઘણી વાર બને છે કે નવલકાર અમુક બનાવ મૂકી દે છે કેમકે તેમા ઝાઝા કે કશા વાર્તાલાપને સ્થાન નથી–અને તે બનાવને પછી પાત્રોના વાર્તાલાપ દ્વારા ભુતાવલોકનના સ્વરૂપે રજુ કરે છે. ખરેખર એકલા બનાવો જ નવલ સર્જનના સાધન માટે અસંતોષકારક છે એમના વિષે નિર્ણય માટે એઓ ઘણો ઓછો અવકાશ આપે છે. નૌકા ડુબવી એ નવલ કે નાટક માટે બહુ અગત્યનું નથી–અને મરતા મરતા પાત્રો શુ લાગણી અનુભવે છે, શુ વિચાર કરે છે તે પણ અગત્યનું નથી પાત્રો જે વિચારે છે અને લાગણી અનુભવે છે તેની સરખામણીમા તેઓ શુ કરે છે અને કહે છે તે જ નવલનું અગત્યનુ લાક્ષણિક લક્ષણ છે. હેમ્લેટનો જ દાખલો લઈએ. એમાં પાત્રો માત્ર મરણને જ સન્મુખતા નથી પણ મરણ પછી થતા પોતા વિષેના નિર્ણયને સન્મુખે છે કરૂણાની નવલમા કે નાટકમા કે જેમા ખુબ લાગણીનો પ્રહાર હોય તેમા ઉર્મિ એ જ મહત્વની બાબત છે પણ ત્યા વાર્તાનો રસ માત્ર પાત્રનિરૂપણમા જ નથી હોતો.

ત્યારે સામાન્ય રીતે આપણે જેને પાત્રનિરૂપણ કહીએ તેમા બે પ્રકારનો રસ વહે છે. એક બાજુ તેની વર્તણુકમા, તેના ધર્મ અને વાસનાના એક પછી એક સ્ફુટ થતા જતા પરિણામમા જે પાત્ર ક્રમે ક્રમે વિકાસ પામતું બ્હાર આવતું જતુ આપણે અવલોકીએ તેનો આનંદ; અને

બીજી બાજુ તે પાત્રની વર્તણૂકના બાહ્યતમ સંશ્લેષોની સાથે તે પાત્રની ખરી લાગણીઓ અને હેતુઓની સરખામણી કરવાથી ઉપજતો માત્ર શુદ્ધ માનસિક સંતોષ–જે કેટલીક વાર હૃદયંગમ હોય છે એમ કહેવું પડશે. માત્ર માનસિક સંતોષ એમ કહીએ તો તે અધુરૂં છે. વર્તણૂક સમજવા માટે સતત કલ્પનાની જરૂર રહે છે અને આ પણ એક રીતે સાચો અનુભવ છે જો કે તે અનુભવની વસ્તુ કલ્પિત છે. વાચકને આદર્શ સંજોગોમાં માનવ-સ્વભાવને કલ્પનાથી સમજવા માટે પુરતી તક આપવી એ નવલનો આવશ્યક અંશ હોવો જોઈએ.

---

## ૬
## નવલસર્જકનું વ્યક્તિત્વ

નીચેનું અવતરણ વર્તમાન ગુજરાતી નવલ સાહિત્યમાં અગ્રતમ ગણાતા શ્રી. કનૈયાલાલ મુનશીની "ગુજરાતનો નાથ" નામક નવલમાંથી ગમે ત્યાંથી લઈ લીધુ છે.

"પહેલા કાકની બુદ્ધિ વિષે વિચારતાં, તેના શૌર્યને બીજા સાથે સરખાવતી, તેના રૂપની બીજાના રૂપ સાથે તુલના કરતી. હવે તે કાંઈ કરી શકી નહિ. હવે નજરે માત્ર કાક જ દેખાયો. પહેલાં કવિની નજરે તેનું રૂપ જોતી–બ્રાહ્મણ કન્યાની નજરે તેના સંસ્કાર જોતી–વિરાંગનાની નજરે તેનું શૌર્ય જોતીઃ હવે એક જ દૃષ્ટિબિંદુ રહ્યું–સ્ત્રીનું. તેની અસ્વસ્થ કલ્પનાશક્તિએ તેને માત્ર જોયો–પુરુષોત્તમ રૂપે જ. પહેલાં માત્ર મન સાથે રહેવાની ઈચ્છા કરતું–હવે તેનું હૃદય, તેના અંગેઅંગમાં છુપાયલું ભયંકર સ્ત્રીત્વ તેને માટે તલસતું."

કાંઈ પણ પ્રકારના પ્રયાસના દેખાવ વગર આ અવતરણ વાચકને મંજરીના અને કાકના પાત્રમાં રસ લેતા કરે છે એટલું જ નહિ પણ સામાન્ય સ્ત્રીસ્વભાવ ઉપરનો નવલસર્જકનો વેધક નિર્ણય રજુ કરે છે.

પણ આ ઉપરાંત એમાં કંઈક વિશેષ છે. વાચકને એ અવતરણમાંથી નવલ સર્જકનો સ્પષ્ટ, સમ, શાન્ત, રોબ કરનો અવાજ સંભળાય છે. એટલું તો ચોક્કસ જ કે વાચક લખાયલા શબ્દોની પાછળ કોઈક વિશિષ્ટ

વ્યક્તિત્વ જુવે છે; એ વિશિષ્ટ વ્યક્તિત્વ નવલસર્જકનું છે અથવા વધારે સાચી રીતે કહીએ તો નવલસર્જક પોતાનું જે વ્યક્તિત્વ વાચક સમક્ષ રજુ કરવા માગે છે તેવું એ વિશિષ્ટ વ્યક્તિત્વ છે. એ દીવા જેવું સ્પષ્ટ છે કે નવલસર્જકનું તેની કૃતિમાં સ્ફુટ કરાતું વ્યક્તિત્વ એ તેને તેના હાડમાંસ ચામ વિભુષિત જીવનમાં ઓળખાતા મિત્રો આગળ સ્ફુટ થતાં વ્યક્તિત્વથી ભિન્ન પ્રકારનું છે. જુદી જુદી પોતાના કૃતિઓમાં એ પોતાનું જુદું જુદું વ્યક્તિત્વ રજુ કરે-અથવા એક જ વ્યક્તિત્વની જુદી જુદી બાજુઓ રજુ કરે એ બનવાજોગ છે.

જે નવલમાથી અવતરણ ઉતાર્યું છે તે નવલમાં વાચક જેમ પાત્રોના વ્યક્તિત્વથી તેમ સર્જકના વ્યક્તિત્વથી પણ સુપરિચિત છે

જેમ જેમ વાચક એ નવલના વાચનમાં આગળ વધતો જાય છે તેમ તેમ નવલસર્જકના પોતા પ્રત્યેના વલણનું ભાન પણ તેને થતું જાય છે. જાણે શ્રી. મુનશી કહેતા હોય એમ લાગે " આ વાસ્તવિક દુનિયામાં વસતા માણસો જેવા માણસો આપણે અહીંયા ભેગા થયા છીએ અને હું તમારા પ્રત્યે માણસના જેવીજ વર્તણુંક રાખું એમ તમે ઇચ્છો જ. હું જ્યાં જરૂર હશે ત્યા દુષ્ટને દુષ્ટ જ કહીશ. તમારી પાસે હું લાગણી વગરની બુદ્ધિપૂર્વકની સાદી સીધી સમજની આશા રાખું છું "

નવલસર્જકના આ વલણમાં ઘણી કુશાગ્ર અને અનિવાર્ય એવી પ્રશંસા છે. સામાન્ય વાચક એટલે તરત પોતાને સર્જકના હાથમાં મુકી દે છે. આ પ્રકારનું નવલસર્જકનું વલણ કેટલાક વાચકને ઘણું જ સંતાપક લાગે તે પણ બનવા જોગ છે.

પોતાની એક નવલિકામાં શ્રી શેરવુડ એન્ડરસન નવલના સાધ્ય-તરીકે લખાયલા કે મુદ્રિત થયેલા શબ્દોની પરિમિતતાઓ વિષે ટીકા કરે છે:—

" જુના જમાનામા એક સ્થળેથી બીજે સ્થળે ભટકતા અને પોતાની અદ્દભુત કથાઓ કહેતા જુના વાર્તાકારોને અત્યારના પોતાની વાર્તાઓ મુદ્રિત કરતા વાર્તાકારો કરતાં એક લાભ હતો. જુના જમાનાના વાર્તાકારો વાર્તાકથકો હોવા ઉપરાંત અભિનયપટુ અભિનેતાઓ પણ હતા. જેમ જેમ વાર્તાપ્રવાહ આગળ વધતો જાય તેમ તેમ તેમનો કંઠસ્વર અનુરૂપ ફેરફાર ભોગવતો જાય અને તેમના હાથ અનુરૂપ ચેષ્ટાઓ કરતા જાય. ઘણીવાર

પોતાના દૃઢ નિશ્ચયની સ્હાયથી જ એઓ પોતાના સાંભળનારામાં દૃઢનિશ્ચય પ્રેરતા. આપણી વર્તમાન નવલમા શૈલી વિષે જે અનેક પ્રયોગો થઈ રહ્યા છે તેનું મૂળભુત કારણ પણ આવા પ્રકારનો પ્રયત્ન કરવાનું જ છે."

શ્રી. એન્ડરસન આ મત અર્ધગમ્મતમાં અને અર્ધ ગંભીરતામાં કહેતા હોય એમ લાગે છે. કેમકે જુના જમાનાના વાર્તાકારો વાર્તા કથીને જેવી અસર ઉપજાવી શકતા તેવી જ અસર વાર્તા લખીને પણ અત્યારે ઉપજાવી શકાય એમ છે. વાર્તા કથીને જે ભય અને આનંદની ઉર્મિઓ નિષ્પન્ન થઈ શકતી, જે ક્રોધ કે રમુજની લાગણી નિષ્પન્ન થઈ શકતી તેજ નહિ પણ તેવા જ પ્રકારના સ્વરમા તેવા જ પ્રકારના વચનના આરોહ અને અવરોહ પ્રવર્તન કે સંકોચ વાર્તા લખીને પણ નિષ્પન્ન કરી શકાય છે.

બીજી કલાઓની જેમ નવલ પણ સર્જક અને વાચક વચ્ચેના વિજ્ઞાપનનો એક પર્યાય છે એ વાત પણ શેરવુડ એન્ડરસનના ઉપલા મતમાથી સ્પષ્ટ તરી આવે છે.

ખરી વાત કે શ્રી શેરવુડ એન્ડરસન કહે છે તે પ્રમાણે લખાતી કે મુદ્રિત થતી નવલના સર્જકની પાસે બોલી ઉઠે તેવી ચેષ્ટાઓ નથી, હલમલાવી દે એવી અવાજની ફેરવણી નથી, આંખની ભમરોને કમાનોની સંકોચવૃત્તિ નથી, આતત વિરામ નથી અને ઝડપી સરસોક્તિ નથી. પોતાના હેતુને પાર પાડવા તેની પાસે છે યોગ્ય શબ્દોની ચુંટણી અને યોગ્ય વાક્યોની યોજના અને તેમની સમુચિત હેરવણી ફેરવણી.

છતા જે છે તે પુરતું છે. આટલી જ સાધનસામગ્રી વડે નવલસર્જક પોતાના વાચકના માનસમા પોતાનું વ્યક્તિત્વ સ્થાપી શકવા, અને કુશળ અભિનેતા પ્રેક્ષક વર્ગ સાથે જે પ્રકારનો ગાઢ અને પ્રકૃષ્ટ સંબંધ બાંધી શકે છે તેવો સંબંધ બાંધી શકવા, અથવા સફળ વક્તૃત્વ વાળો વક્તા પોતાની સભા સામે જે પ્રકારનો સંબંધ રચી શકે છે તેવા પ્રકારનો સંબંધ રચી શકવા, શક્તિમાન છે.

ઘણીવાર અભિનેતા કે વક્તા પોતાને નાટકમા કે વક્તવ્યમાં કહેવાનું હોય છે તેથી કાંઈક વિશેષ કહી દે છે તેવી જ રીતે નવલિકામાં કે નવલમાં પણ સર્જક પોતાને કહેવાનું હોય છે તે અથવા તેથી કાંઈક વિશેષ પોતાના વ્યક્તિત્વદ્વારા કહી દે છે.

આ નવલસર્જકના વ્યક્તિત્વનું બળ પણ છે. એ બળ એટલું બધું

છે કે નવલસર્જક એક વખત પોતાના વાચકના માનસમા પ્રતિષ્ટા સ્થાન મેળવી લે એટલે પછી એ નીચી કક્ષાના પ્રકારાનો ભ્હાર પ્રકાશિત કરે જાય તોપણ વાચકની સહાનુભૂતિ એ ખોતો નથી, વાચકની પોતા પ્રત્યેની મમતા ઓછી કરતો નથી, અને વાચકની પ્રશંશાવૃત્તિ ઓછી થવા દેતો નથી. આ વ્યક્તિત્વનું બળ એટલુ બધુ છે કે પ્રતિષ્ટા પામેલ સર્જક, અપ્રતિષ્ટા પામેલ સર્જક કરતા અનોખી સ્થિતિમા જ હમેશા રહે છે અને અપ્રતિષ્ટા પામેલ સર્જક વાચકની ધીરજ સાથે અણુઘટતી છુટ નથી લઈ શકતો તેવી છુટ તે લઈ શકે છે અપ્રતિષ્ટા પામેલ સર્જકને એવી છુટ લેવામા ઘણુ જોખમ છે. પ્રતિષ્ટા પામેલ સર્જક વાચક પાસે તે આગલા સર્જનોમા પામતો તેવા પ્રકારનું પામશે એવી આશા રાખી શકે. વાચક વ્યક્તિત્વના આકર્ષણને વશ થશે-જો કે એ વ્યક્તિત્વ અગાઉના જેટલી સંપૂર્ણતાથી આલેખાયુ નથી-એમ એ સર્જક આશા રાખી શકે છે.

એટલે ગમે તેવી મૌલિકતાવાળા, ગમે તેવા અપાર બુદ્ધિ વૈભવવાળા સર્જકને પણ પ્રથમ તો વાચકનો પ્રેમ મેળવવો પડે છે જો કે એકવાર વાચક તરફનો પ્રેમ મેળવી શકાય એટલે સર્જક એક વિજયથી બીજા વિજય પર કુદે છે અથવા વિજય પર વિજય મેળવે છે. પોતાના પર શાસન કરવા મથતા અજાણ્યા વ્યક્તિત્વ પ્રત્યેનો વાચક આલમનો અ-વિશ્વાસ (દરેક સર્જકને પોતાનો હેતુ પાર પાડવા માટે વાચક પર કંઈક અશે શાસન કરવુ જ પડે છે ) પહેલવ્હેલા દુર કરવાની જરૂર રહે છે પણ એકવાર એ અવિશ્વાસ દુર થઇ જાય, અને સર્જકનુ વ્યક્તિત્વ વાસ્ત-વિક રીતે શાસક થાય ત્યાર પછી ગમે તેવા ઉલ્કપાતો મચી જાય તો પણ વાચકની સર્જક પ્રત્યેની વફાદારીમા ફેર નહિ પડે, વાચકની સર્જક પ્રત્યેની એ વફા ફેરવવા માટે ઘણો સમય જોઈએ; જો કે સર્જક પોતાનું વલણ ફેરવીને, પોતાનું દૃષ્ટિબિંદુ ફેરવીને વાચકની એ પોતા પ્રત્યેની વફાદારીમાં ફેર કરાવી શકે છે.

નવલ કરતા નવલિકાલેખક આ બાબતમા વધુ કફોડી સ્થિતિમા છે. કારણ નવલિકામા પોતાના વ્યક્તિત્વને સ્ફુટ કરવાની તક સર્જકને ઓછી મળે છે શ્રી. રામનારાયણ પાઠકની નવલિકા તેમની પછી તે રહેલા સર્જકના વ્યક્તિત્વનો બહુજ ઝાખો ખ્યાલ આપે; અને શ્રી. પાઠકના વ્યક્તિત્વને આપણે સમજવું હોય તો તે માટે આપણે તેમની ઘણી નવ-

લિકાઓ વાચવી જોઈએ અને એકવાર જો આપણે આમ એક નવલિકા સર્જકની ઘણી નવલિકાઓ વાચી તેના વ્યક્તિત્વ વિષે સુસ્પષ્ટ પ્રભાવ બાધી લઈએ તો પછી તેજ સર્જકની બીજી નવલિકાઓ પ્રત્યેનો આપણો પ્રત્યુત્તર ( Response ) જુદા પ્રકારનો જ હશે. કારણ કે એ નવલિકાની પછી તેજ સર્જકની બીજી નવલિકાઓમા સ્ફુટ થયેલું સર્જકનુ વ્યક્તિત્વ છે જે આ નવલિકાના વાક્યે વાક્યને, શબ્દે શબ્દને કાઈક ઉંડો ચરિતાર્થ આપે છે, આપણી સર્જક પ્રત્યેની વૃત્તિમા ફેરફાર કરાવે છે અને આપણા ઉપર શાસન કરવાને સર્જકને અખત્યાર અપાવે છે.

અને એવુ પણ બને કે સર્જકનું વ્યક્તિત્વ કેટલાક વાચક સાથે વિરોધી હોય; એટલે એ વ્યક્તિત્વ વાચકને વિરોધી બનાવે જેના પરિણામે તેના સર્જનમા બીજા ગમે તેવા ગુણ હોય તો પણ સર્જકને આખો વખત સુધી એક પ્રકારના સખત દુર્ભાગ્યની સામે ઝુઝવુ પડે છે.

વાચકના સર્જકના વ્યક્તિત્વ પ્રત્યેના પ્રેમ અને વિરોધની સીમાઓમા સર્જક અને વાચક વચ્ચેનો સબધ જુદા જુદા પ્રકારના સ્વરૂપો ધરે, સર્જક પ્રત્યે વાચકને પ્રશસા અને માન ઉદ્‌ભવે પણ સ્નેહ ન ઉદ્‌ભવે દા. ત. થૉમસ હાર્ડી, પ્રકોપિત સ્નેહ ઉદ્‌ભવે દા ત. રીચાર્ડ ફીલ્ડીંગ; ભક્તિ જન્મે. દા. ત. જેન ઓસ્ટેન, ખુબ પુજા કે પછી ખુબ જ અણગમો ઉદ્‌ભવે દા ત. શ્રી મુનશી દરેક સર્જક અને દરેક વાચક એ બે વચ્ચેનો સબધ દરેકને વિષે થોડો થોડો ફેરફાર અનુભવતો રહે જ છે; પણ જાણમા કે અજાણમા બન્ને વચ્ચે સબધ તો અસ્તિત્વ ધરાવે જ છે.

સર્જક પોતે જ અમુક પ્રકારના વાચક વર્ગને પ્રમોધે છે. એ અમુક પ્રકારનો વાચકવર્ગ એના માનસની પછી તે અસ્તિત્વ ધરાવતા બહુ આછા ચિત્ર જેવો હોય કે પછી માનસમા ચોક્કસ અવધારેલ માનસિક વૃત્તિ જેવો હોય—અને એ ચોક્કસ પ્રકારના વાચકવર્ગને અનુરૂપ થવા માટે પોતાને જે કાઈ ભાર દઈને કહેવાનુ છે તેને તે અનુરૂપ બનાવે છે.

ઘણીવાર કેટલાક લોકો માને છે તેમ નવલમા સબધ માત્ર પાત્રો અને વાચક વચ્ચેનો જ નથી હોતો પણ વાસ્તવિક રીતે નવલ સર્જક, પાત્રો અને વાચક વચ્ચેનો ત્રિકોણ સબધ ધરાવે છે.

કારણ કર્તાનો હેતુ માત્ર અમુક કાલ્પનિક વ્યક્તિઓને બનતા અમુક કાલ્પનિક પ્રસંગોજ વર્ણવવાનો નથી. સર્જકનો હેતુ કોઈ પાત્રના જીવનમાં

બનતા બનાવથી કે જીવનના કોઈ પ્રકારના વિચારથી સર્જકના મનમાં જે ચિત્તોદ્વેગ ઉદ્દભવે તે ચિત્તોદ્વેગ વાચકને નિવેદન કરવાનો છે, પોતાના માનસમાં જે ભાવ છે તેવા પ્રકારનો ભાવ વાચકમાં પ્રેરવાનો છે, વાચકના માનસમાં પેસી પોતાની ઉર્મિઓ પ્રવેશવાનો છે, અને કુશળ અભિનેતા કે ચતુર વક્તા પોતાના પ્રેક્ષકવર્ગની કે સભાગૃહની ઉર્મિઓના દોરને જેમ નચાવે તેમ વાચકની ઉર્મિઓને થનગનાવવાનો છે!

એટલુ જ નહિ. એનો હેતુ પોતાની કલ્પનાદ્વારા વાચકના નિર્ણયપર કાબુ મેળવવાનો પણ છે; એ હેતુ વાચકના જે સાધારણ ધર્મ (code) કે મુલ્યાંકન નથી તેવા ધર્મ કે મુલ્યાંકન તેની પાસે સ્વીકારાવાનો છે. વાચક પોતે જેમા માને છે તેથી વિપરીત કે સ્હેજ જુદા પડતા ધર્મ કે મુલ્યાંકન સ્વીકારતા પહેલાં સ્હેજસ્હાજ આનાકાની કરશે. અથવા વાચક અભિમાનમાં એમ પણ માનવા પ્રેરાય કે પોતાના આ આગળ પડતા અને સ્વતંત્ર વિચારો, પોતાની આ કુશાગ્ર સમજણશક્તિ, પોતાનું આ વિશાળ માનસત્વ અથવા દુઃખી અને પીડિતો પ્રત્યેની પોતાની આ તીવ્ર સહાનુભૂતિ એ પોતાના સ્વભાવનુ જ સ્વાભાવિક વક્તવ્ય છે. શ્રી. મુનશીનો "પૃથિવિ-વલ્લભ" સાનંદ વાચતા કેટલા વાચકો તેમાં દર્શાવેલા નીતિના દ્રષ્ટિબિંદુ સાથે કેટલા પ્રમાણમા મળતા થાય અથવા એ દ્રષ્ટિબિંદુને પોતાના જીવનમા આચરી શકવા શક્તિમાન થાય?

મૃણાલ કહે છે: રાક્ષસ તેં શાશા પાપ કર્યાં છે?

મુંજ કહે છે: મ્હારે મન ફાવતું મેં કર્યું છે.

મુંજની આવી નફ્ફટાઈ નવલ વાચતી વખતે વાચકમાં પણ એવી નફ્ફટાઈમા કેવી મજા આવે તે વિષે વિચાર પ્રેરે—પણ વાસ્તવિક જીવનમા એમ બોલવા કે એમ કરવા તે શક્તિમાન નહિ જ થશે.

નવલનો વાચક પાત્રોમાં પોતાને સમરૂપ બનાવવાને બદલે નવલ સર્જકમાં પોતાને સમરૂપ બનાવે છે કારણકે નવલ સર્જકનો ધર્મ (code) માત્ર પોતે આત્મ-વૃત્તાંતના સ્વરૂપમા લખે છે ત્યારે જ નહિ પણ જ્યારે એના પાત્રો દેખીતી રીતે પૂરેપૂરી છુટથી પોતાને વ્યક્ત કરતા થાય છે ત્યા પણ વ્યક્ત થાય છે. જુદા બે નવલ સર્જકોએ સમાજની એક જ પ્રકારની બાજુ નીરૂપણ કરતાં (કહો કે સમાજનાં મધ્યમવર્ગની દશા નીરૂપણ

કરતા ) સર્જનમા એક નવલમા આવતુ પાત્ર બીજી નવલમા આવતું પાત્ર અમુક પ્રસંગે પોતાનો ધર્મ વ્યક્ત કરવા જે શબ્દો બોલે તેજ કે તેવા પ્રકારના શબ્દો બોલે પણ એ બેય નવલસર્જકોના ફલાર્થ (Simplication) સાવ જુદા હોય. એક નવલસર્જક પોતાના પાત્ર સાથે સમરૂપ બને અને વાચક પણ તેમ બને તેમ ઇચ્છે, બીજા નવલસર્જકનો હેતુ પાત્ર પ્રત્યે કટાક્ષ કરવાનો હોય, સર્જકનો ઈરાદો વાચકને પાત્ર સાથે સમરૂપ બનાવાને બદલે તે પ્રત્યે કટાક્ષ અનુભવતો કરવાનો હોય.

નાટ્યકૃતિઓમા પણ જો કે પોતાનુ વાસ્તવિક વ્યક્તિત્વ વ્યક્ત કરવાને નાટકકારને ઓછી તક હોય છે તોપણ તેનું દૃષ્ટિબિંદુ, તેનો ધર્મ એ તેના પાત્રોના ધર્મમા વ્યક્ત નથી થતા પણ તે ધર્મ પ્રત્યે પ્રેક્ષકગૃહ ઉપર જે વલણવૃત્તિ નાખવામા આવી છે ( અલબત્ત આ વલણવૃત્તિમા પણ અભિનેતાઓ જે સુધારાવધારા કરે તે બાદ કર્યા બાદ ) તેમાથી ફલિત થાય છે.

નવલમા આવતા નવલસર્જકના વ્યક્તિત્વની મહત્તા વિષે જે કંઈ કહીએ તેમા કશી અતિશયોક્તિ હોવાનો સંભવ નથી. નાટક કે નવલિકા જેમા સર્જક પોતાને દઢ રીતે તટસ્થ રાખે છે તેમા પણ દરેક વાક્યમા તેનો પ્રભાવ જણાયા વગર રહેતો નથી. નવલિકાની અંદર આવતા પાત્રો પ્રત્યેની તેની વલણ, નવલિકાની અંદર બનતા બનાવો પ્રત્યેની તેની વલણ-વાચકે માન્ય કરવાની છે અને જો વાર્તામા રસ આવતો હોય તો વાચક ખુશીથી તે માન્ય કરશે- શ્રી નારાયણ વિસનજી ઠક્કુરની વાર્તાઓ શ્રી. ક. મા. મુનશીની વાર્તાઓ કરતા જુદા પ્રકારની છે માટે વાચક શ્રી. મુનશીની વાર્તાઓ વધુ પસંદ કરતો નથી ઇતિહાસ-શુદ્ધ ઇતિહાસની દૃષ્ટિએ શ્રી. ઠક્કુરની વાતો વધુ સાચી, દરેક મળી શકતા ઐતિહાસિક પુરાવાઓ વાચી તે ઉપર ઠરાયેલા સર્જકના અંતિમ નિર્ણયવાળી હશે તે વિષે ના નથી. પણ વાચકને શ્રી ઠક્કુરની વાર્તાઓમા આવતુ નવલસર્જકનુ વ્યક્તિત્વ આકર્ષક નહિ લાગતું હોય શ્રી મુનશીનું વ્યક્તિત્વ વાચકને આકર્ષક લાગતું હશે માટે શ્રી મુનશીની નવલો વાચક વધુ પસંદ કરે છે.

આપણે આગળ કહી ગયા કે નવલસર્જક પોતાનું વ્યક્તિત્વ નવલના દરેક પરિચ્છેદમા વ્યક્ત કરે છે એટલુ જ નહિ પણ એ પોતાનું વલણ પણ વાચક સમક્ષ વ્યક્ત કરે છે એનાથી જરા વિશેષ આગળ જઈને આપણે

કહી શકીએ કે સર્જક પોતાનું વલણ પોતાને પણ વ્યક્ત કરે છે. કેટલાક સર્જકો બહુ ગંભીર હોય છે. કેટલાક સાવ બેદરકાર હોય છે. આ બેય પ્રકારની વૃત્તિઓ વિશ્વાસની શ્રદ્ધાની કાંઈક ખામી બતાવે છે—અને માનવ વચ્ચેના સંબંધમા કેટલાક કારણસર વિશ્વાસ એ ઘણી જબ્બર અસર કરે છે. જાહેર વક્તાઓમાં ગાંધીજીનો દાખલો લઈએ; એમને જે કહેવાનું છે તે અગત્યનું હોય કે ન હોય પણ આવા પોતા વિષે સંપૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા ધરાવતા વ્યક્તિત્વવાળા વક્તાના સંસર્ગથી એમના સભાગૃહના લગભગ બધા સભ્યો જાણે એક પ્રકારની સુસ્વસ્થતા, અને આનંદની પ્રબળ અસર અનુભવે છે. વર્તમાન નવલસર્જકોમાં શ્રી. મુનશી પણ પોતા વિષે સંપૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા ધરાવતા વ્યક્તિત્વવાળા નવલસર્જક છે.

મનુષ્ય એ પોતાની શૈલી છે અથવા શૈલી એ મનુષ્ય છે. તેની શૈલી જે સ્વરૂપમા તેને વ્યક્ત કરે તે વ્યક્તિ તે મનુષ્ય અથવા વ્યક્તિને મૂલભુત રીતે રજુ કરતા વક્તવ્ય કે વિચારો કરતાં શૈલી ભિન્ન ન જ હોઈ શકે. પણ સત્યમાં એકાકીપણું નથી; સત્ય દ્વિધા છે; તેમા મુલ્ય અને મુલ્યાંકન એ બેનો સમાવેશ થાય છે. જેમા મુલ્યાંકન સતત રીતે એક જ રહે છે. અર્થશાસ્ત્રીઓ કહેશે કે ઓછો વ્યય એ "વધુ ઉત્પન્ન" એમ બીજી રીતે કહેવાનો રસ્તો છે એટલે "વધુ ઉત્પન્ન" શબ્દ વાપરવો એ વધુ શાસ્ત્રીય પ્રયોગ છે કેમકે તેમા ઉર્મિતત્વ ઓછું છે. પણ એક માણસ છે. તેના છોકરાને પહેરવા પગરખા જોઈએ. અને મોચીની દુકાનો ઓર્ડર ન હોવાના સબબે આળસુ પડી હોય. આ પ્રકારની સ્થિતિ આપણે "ઓછો વ્યય" એ શબ્દ વાપરીએ તો જ સાચી રીતે રજુ કરી શકીએ. છતા મુલ્યાંકન માટે એ બેય શબ્દો એક બીજાના સ્થાને વાપરી શકાય તેવા છે. તેવી જ રીતે જેને આપણે સાધારણ રીતે શૈલિ કહીએ છીએ તે એ શૈલી ના ધારી માટે એક અર્થ ધરાવે અને તે શૈલિના નીરીક્ષક માટે બીજો અર્થ ધરાવે જો કે જે લક્ષણો વડે શૈલિ બંધાય છે તે તો સતત છે—શાશ્વત છે. દૂરથી આવતી એક વ્યક્તિને જોઈને આપણે કહી શકીએ કે એ ફલાણો ફલાણો છે જો કે એ ફલાણા ફલાણાના તેની ઓળખાણ આપતા મુખમુદ્રાઓ, કપડાઓ કે તેની ઓળખ દઈ દેતી કોઈ વિશિષ્ટતાઓ આપણે હજુ જોઈ ન હોય. આપણે એ ફલાણા ફલાણાને તેના આડો ડઝન જુદા જુદા લક્ષણોથી પીછાની શકીએ; તેની આકૃતિનો પડછો, તેની પગ મૂકવાની

રીત, તેની હાથ ઝુલાવવાની ટેવ, અમુક કોણથી માથે ટોપી મુકવાની એની ટેવ, આજુબાજુ દષ્ટિ ફેરવતા ડોકું મરડવાની ટેવ, આવા આવા અનેક લક્ષણો વડે આપણે તેને પીછાનીએ. આ બધા લક્ષણો તેની શૈલી બનાવે; પણ એના મિત્રો એની આ શૈલી છે એમ પીછાને પણ એ ફલાણા ભાઈ તો સુખદ રીતે અજાણ હોય કે એનો પગ જરા રાંટો પડે છે, એના માથાની અનિયમિતતા એની ટોપીને અમુક કોણ આપે છે, એના ગળાના નબળા સ્નાયુઓ એની ડોકને મરડવાની ફરજ પાડે છે, એની આંખોની નબળાઈ જે વસ્તુ તપાસવી હોય તેના પર તીક્ષ્ણ નજર નાંખવાનું તેને માટે આવશ્યક બનાવે છે. એ ફલાણા ભાઈને તો પોતાની શૈલી પોતાના સ્વાભાવિક શરીરને અનુરૂપ હોય:—એની રાંટા પગ મુકીને ચાલવાની ટેવ એ એની આ સ્થળેથી બીજે સ્થળે જવાની ટેવ હોય, એની ટોપી મુકવાની રીત જે રીતનું એનું માથું છે તે જોતાં સૌથી વધુ આરામદાયક અને સુયોગ્ય હોય, અને એના શરીરનો પડછાયો એનું શરીર જે રીતે વિકાસ પામ્યું છે તેને યોગ્ય હોય.

વ્યક્તિમાં તેની શૈલીનો સમાવેશ થઈ જાય છે. પોતાની આસપાસ આવેલા વાતાવરણને અથવા પોતાને જે કરવાનું છે તેની અનુરૂપતાનો એ સરવાળો છે. એકાકી તત્વથી શૈલી ભરેલી છે એમ એ માનતો નથી; જો કોઈથી તે ભિન્ન હોય તો વ્યક્તિગત અનુરૂપતાથી (Adaptation) બીજાને એ પીછાની શકાય તેવું લક્ષણ લાગે; એને પોતાને માટે તો શૈલીને પોતાથી નોખું અસ્તિત્વ નથી જ. અમુક વસ્તુઓ કરવાની જ છે એમ એ જાણે છે અને પોતાનું સજીઠ્ઠકરણ કરવા દે તેટલા પ્રમાણમાં તે તે અમુક વસ્તુઓ સારી રીતે અને સ્વસ્થ રીતે કરવા માગે છે. પોતાના રાંટા પગને લીધે આવતી મુશ્કેલીઓ દુર કરવા એ રાંટાપણું દુર કરવાનો પ્રયત્ન કરે અને તેને માટે એ પોતાની પગપાનીને કસરત કરાવે; પોતાના ગળામાં આવેલા નબળા સ્નાયુઓને લીધે ડોકું મરડવું પડે છે તો તે દુર કરવા માટે એ શીર્ષાસન કરે કે એવા કોઈ બીજા પ્રયોગો કરે. તેમ છતાં તેનામાં એવા અનેક લક્ષણો હશે જે તેને જે છે તે બનાવે છે અને જેને તે સુધારી શકશે નહિ.

ખરૂં કે એ થોડી કૃત્રિમતાઓ યોજી શકે-દષ્ટિને માટે બીન જરૂરી એવો એક કાચનો ચશ્મો નાકે ચઢાવે, પોતાને અસ્વાભાવિક એવી આળસુ

પ્રકૃતિ ધારણ કરે, મોઢે થોભીયા ઉગાડે, હુથ-બ્રશ જેવી મુછ રાખે, અને નિજ વેષપરિધાનમા ફેરફાર કરે. જો કે આ પ્રકારની પ્રવૃત્તિઓ જે બહુ અગત્યની નથી તે તેને ઉપહસનીય બનાવે તોપણ તેથી તેને ખાસ નુકશાન થવાનું નથી પણ જો શૈલીમા કશુ સાર્થ હોય તો તે આ બધી નજીવી બાબતોમા નથી જ રહ્યુ આ બધાને આપણે મેનેરીઝમ્સ કહીએ

આ હકીકત આપણે લેખનને લાગુ પાડીએ તો "શૈલી સારી છે" એ પ્રકારના વાક્યમા બહુ અર્થ નથી લેખન એ આવિષ્કરણનું સાધન છે, અને સાધન ઉપર પ્રભુત્વ મેળવવુ એ લેખકનું આવશ્યક કાર્ય છે પોતાને જે આવિષ્કર કરવુ છે તે બરાબર આવિષ્કર કરવાની તેનામા શક્તિ હોવી જોઈએ અને પોતાને જે આવિષ્કર કરવુ છે તે લેખનનો સુયોગ્ય ઉપયોગ કરવાથી જ તે આવિષ્કર કરી શકે જેમ સુથારે ફર્નીચર સારા બનાવવા હોય તો હથિયારો સારી સ્થિતિમા રાખવા જોઈએ તેમ જો વક્તવ્યની ચોક્કસતા લાવવી હોય તો તેણે લેખનના નિયમો પાળવા જ જોઈએ લેખનના નિયમો પળાશે તો જ વક્તવ્યની ચોક્કસતા આવી શકશે એ વક્તવ્યની ચોક્કસતા લાવવા માટે એ પુરતો શબ્દ-સંગ્રહ પણ રાખશે એજ હેતુને ખાતર એ વ્યાકરણ વગેરેનો પણ અભ્યાસ કરી લેશે

(પણ લેખન એ માત્ર સ્પષ્ટ અને સ્વચ્છ વક્તવ્ય માટે જ નથી પણ તેથી પણ કાંઈક વિશેષ માટે છે નનલમા એ વિજ્ઞાપનનું પ્રથમત સાધન છે સર્જકે માત્ર પોતાના માનસમા શુ છે તેજ કહેવાનુ નથી, પોતાના માનસમા છે તેનુ બીજા માનસમા પુનર્સર્જન કરવાનુ છે, એણે બીજાની સમાનતા માટે કાર્ય કરવાનું છે, અને એણે પોતાનુ વ્યક્તિત્વ સ્થાપિત કરવાનુ છે લય, શક્તિતુલા, વિવિધ પ્રકારના સ્વરાવરોહ-આ બધી વસ્તુઓની જરૂર હેતુ માટે છે સર્જકે વાચકનો રસ આકર્ષવાનો છે અને તે આકર્ષ્યા પછી તેને સચેત, આતુર અને રસિક રાખવાનો છે તેણે પોતાના આક્રમણનો દૃષ્ટિબિંદુ સદા બદલતો રાખવાનો છે જેથી વાચકને એકતાનતાની મૃત્યુવશ કરતી અસર ન જણાય)

અને આટલું પણ બસ નથી વિજ્ઞાપનનુ કોઈપણ સાધન સંપૂર્ણ નથી ચિત્રકાર પોતે જે કાંઈ જુવે છે કે અનુભવે છે તે સર્વ ચિત્રિત કરી શકતો નથી તેવીજ રીતે સર્જક પણ પોતાના માનસમા જે કાંઈ ભર્યું છે તે સર્વને સ્વરૂપ આપી શકતો નથી સર્જકને પોતાને અનુભવના જે

પ્રકારો વધુ મહત્વના લાગે તેને તે પસંદ કરે અને સ્વરૂપ આપે; બાકીનાને તે છોડી દે. અને જો સર્જક સ્વાભાવિક રીતે અમુક દૃષ્ટિકોણથીજ પોતાના પાત્રો કે પાત્રોની વર્તણુક નીરૂપે તો તે તેની શૈલી છે એમ વાંચકને લાગે; તેથી વાચક ઘણીવાર એક સર્જકની શૈલીને "શાંત વિશિષ્ટ" શૈલી કહે છે; બીજા સર્જકની શૈલીને "ઉર્મિજન્ય" કહે છે; અને ત્રીજાની શૈલીને "રંગ પ્રધાન" કહે છે; અને વાચકના દૃષ્ટિબિંદુથી જોઈએ તો શૈલીના આ પ્રકારના વર્ણન પુરતા અને વ્યંજક હોય. પણ સર્જકના દૃષ્ટિબિંદુથી જોઈએ તો તે રીતની નહિ પણ વસ્તુની પસંદગી માત્ર છે.) ચિત્રકાર મરૅાદક ચિત્ર (Fresco) રચે કે તે ચિત્રને બ્રશથી ચિત્રિત કરે તેનો આધાર ચિત્રકાર શું કહેવા માગે છે અને પોતે જે વસ્તુની પસંદગી કરી તેના વિવિધ પ્રકારોમાથી કયો પ્રકાર ધ્યાન આકર્ષવાને ઉત્તમ છે તેનો નિર્ણય નિવેદન કરવા માગે છે તેના પર છે. ચિત્રકાર વૉટર કલરમાં પેલેટ નહિ વાપરી શકે. પોતાની કલાનું અમુક કામ જે અમુક સાધન કરી આપી શકે તે બીજું સાધન ન જ કરી આપી શકે. પણ ચિત્રકારે એ સાધનોમાંથી પસંદગી કરવાની રહેશે. અને જો ઓઈલ કલરમા પેલેટને વાપરે અને હેરબ્રશનો સમુળગો ઉપયોગ ન કરે તો જોનારની દૃષ્ટિએ છો એ ચિત્રકારની શૈલી છે, એ એની રીત છે; પણ ચિત્રકારની દૃષ્ટિએ તો એ માત્ર વસ્તુની જ મુખ્યત્વે હકીકત છે.

હું 'મુખ્યત્વે' શબ્દ સહેતુક વાપરૂં છું. સાધ્યની પરિમિતતાઓ ઉપરાંત, સાધ્ય પ્રત્યેની સર્જકની સહજ યોગ્યતાનો પણ વિચાર કરવાનો રહેજ છે; એક ચિત્રકારને પેલેટથી કામ કરવાનુ ફાવે; બીજા ચિત્રકારને હેરબ્રશથી ચીતરવું ફાવે. એક નવલસર્જક ટુંકા સૂચક વાક્યોમા લખવું સ્વાભાવિક રીતે પસંદ કરે; બીજો નવલસર્જક લાંબા લાંબા વાક્યોમાં આલેખન કરવું સહજ માને. એટલે કે સર્જક પોતાને જે કાઇ કહેવું છે તે અંગતમાં પોતાની • સ્વભાવજ વલણને અનુકૂળ થાય છે) આ પ્રકારની અનુકૂળતા સેવી શકે એ સર્જકનો એક મુખ્ય વ્યવસાય છે. ઘણા લોકો એમ ન કરી શકે. જો કે વાર્તાલાપમા ઘણા લોકો ચતુર અને સરસ હોય છે પણ તે તે લેખનમાં વ્યક્ત કરવાની તેમનામા શક્તિ હોતી નથી. એઓ એક પણ "શૈલી" સરજી શકતા નથી: અથવા બીજી રીતે કહીએ તો એક દૃષ્ટિ પ્રત્યક્ષ કરવા માટે તેઓ પોતા પાસે પડેલી વસ્તુમાથી પસંદગી કરી

શકતા નથી. એમના દૃષ્ટિબિંદુઓ હમેશા ડોલાયમાન રહ્યા કરે છે, એમને શૈલીની કશી ગતાગમ નથી, એમનામાં વસ્તુને પોતાના વક્તવ્યની શક્તિને અનુકૂળ કરવાની શક્તિ નથી.

એટલે સર્જકના દૃષ્ટિબિંદુ વડે જોઈએ તો શૈલી જેવી કોઈ વસ્તુ હોવી ન જોઈએ પણ હેતુને પુરતી રીતે વ્યક્ત કરવાના સાધનની આવશ્યકતા હોવી જોઈએ, ત્યારે વાચકના દૃષ્ટિબિંદુ વડે જોઈએ તો ખરાબ શૈલી હોવી તે અથવા શૈલી ન જ હોવી તે વસ્તુસ્થિતિ એ સર્જક જે કહેવા માગે છે તે પુરતી રીતે કહી શકતો નથી તેનું, અને સર્જક વાચક પર જે છાપ પાડવા માગે છે તે નથી પાડી શકતો તેનું દર્શક છે, અથવા સર્જકે જે કહેવાનું છે તે એવી ખરાબ રીતે વિન્યાસ કરેલું છે, ગુણમાં એટલી ગરીબાઈથી ભરેલું છે, કે તેને વ્યક્ત કરવા ભાષાની કોઈ પણ ચતુરાઈની જરૂર નથી

મી. થોર્નટન-વિલ્ડર કહે છે તે પ્રમાણે "Style is but the faintly contemptible vessel in which the bitter liquid is recommended to the world" પણ પ્લેટો જુદા પ્રકારનો દૃષ્ટિબિંદુ ધરાવે છે—

"Is it not for these reasons, Glaucon, that we attach such supreme importance to a musical education—because rhythm and harmony sink into the depths of the soul and take strong control of it, bringing gracefulness in their train?—and because a man who has been well brought up therein will have the keenest perception of things that are ugly both in works of art and nature and feeling most righteous disdain for them, will appreciate beauty and receive beauty into his soul, and so grow to be noble and good, and, whereas he will rightly hate what is base, even when he is young and before reason comes when reason does come he will

welcome her into his soul, and know her for his own.

લય અને સંવાદ એ પ્લેટોને મન પુરતા હેતુ હતા; અને પ્લેટો જે કહે છે તેનું સમર્થન આખા બાઇબલમા અને શેકસપીયરમા આવતા લય અને સંવાદ કરે છે. પણ આવી સર્વોત્કૃષ્ટ સિદ્ધિને માટે 'શૈલી" એ શબ્દ ઘણોજ મિથ્યાશોભન છે. એને માટે તો "જાદુ" શબ્દ વાપરી શકાય. અને અત્યારના સર્જકો આવા પ્રકારના જાદુની સિદ્ધિ પોતાના સર્જનમા લાવવા જરાયે મથતા નથી. એમના દષ્ટિબિંદુથી જોઈએ તો શૈલી એ સાધન છે; હેતુ નથી; પોતાને જે કહેવું છે તે બરાબર રીતે વ્યક્ત કરવા અને પોતાના સર્જનના પાત્રો અને બનાવોની પાછળ સર્જકનું વ્યક્તિત્વ સર્જવા માટેનુ શૈલી એક સાધન છે તેથી વિશેપ નહિ.*

"સુરેન્દ્ર પંડયા" બી.એ.



* પ્રસ્તુત લેખ તૈયાર કરવામા ઘણાં અંગ્રેજી સાહિત્ય વિવેચનના ગ્રંથોની સહાય લેવામાં આવી છે અને તેમનો ઉપયોગ પણ કરવામા આવ્યો છે

# સ્વ. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર

"સ્વર્ગ" ના પુસ્તકોના જાણીતા લેખક સ્વ. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયારનું નામ મહાગુજરાતમા જાણીતું છે. તેમનો જન્મ કાઠીઆવાડમાં જુનાગઢ સ્ટેટના ગામ ચોરવાડમા સં. ૧૯૨૬ ના ચૈત્ર સુદી ૨ ને દિવસે ગિરનારા બ્રાહ્મણ જ્ઞાતિમા થયો હતો તેમના પિતાશ્રી સુંદરજી પ્રભુજી પઢીયાર જુનાગઢ સ્ટેટમા ઉંચા હોદ્દા ઉપર હતા; પણ બહોળા કુટુંબને લઈ તથા નોકરીને અંગે પોતાને બહારગામ રહેવુ પડતું હોવાથી તેઓ સ્વ. પઢીયારજીની કેળવણી ઉપર પુરતું ધ્યાન આપી શક્યા નહોતા; તોપણ ગુજરાતી પાચ છ ચોપડીનો અભ્યાસ કર્યા પછી સ્વપ્રયત્નથી સ્વ. પઢીયારજી આગળ વધ્યા હતા તેમને છાપા અને પુસ્તકો વાચવાનો નાનપણથી જબરો શોખ હતો, અને ગુજરાતી અભ્યાસ પૂરો કર્યા પછી પોતાના નવરાશના વખતમા ચોરવાડની સ્કૂલ લાયબ્રેરીના બધાં પુસ્તકો તેઓ વાચી ગયા હતા. આથી નાનપણમાથી જ તેમની બુદ્ધિ અને વિચારોમા ભારે પરિવર્તન થયુ હતુ. તેઓ ઈંગ્રેજી ભાષાથી અનભિજ્ઞ હતા. ફક્ત ગુજરાતી અને હિંદી ભાષા જાણવા છતા તેમના લખાણો અને વિચારો એવા હતા કે વાચનાર તથા તેમના પરિચયમા આવનાર દિગ્મૂઢ બની જતા કે પઢીયારજીએ ઇંગ્રેજીમા ઉંચી કેળવણી નહિ લીધી હોવા છતા આટલા સુંદર વિચારો તેઓ કયાથી બતાવે છે! પોતાના જ્ઞાનનો વધારો કરવા ખાતર તેમણે લગભગ આખા હિંદુસ્થાનની તથા બર્માની મુસાફરી કરી હતી. મુસાફરી કરવાનો અને નવુ નવુ જોવા-જાણવાનો તેમને જબરો શોખ હતો.

સ્વ૦ પઢીયારજીના માતા કસ્તુરબાઈ તેમના બચપણમા ગુજરી જવાથી તેઓ પોતાના ફઈબાની હુંફમા મોટા થયા હતા. આ વખતે સ્વ. પઢીયારજીના ફઈમા મુંબઈ રહેતા હતા તેથી પોતાની ૧૭-૧૮ વર્ષની નાની ઉમરમા તેઓ મુબઈ ગયા હતા; ત્યા મૂળજી જેઠા કાપડ માર્કીટમા નોકરીએ રહ્યા હતા પણ તે નોકરી તેમને પસંદ ન પડવાથી તથા મુંબઈના હવાપાણી માફક ન આવવાથી તેઓ વરસેક દિવસમા પાછા દેશમા આવ્યા હતા. અહિં તેમણે અવકાશના વખતે "આર્ય વિધવા" નામનું પુસ્તક લખ્યું હતું. આ પુસ્તક લખાયા પછી તેને પ્રસિદ્ધ કરવા માટે સ્વ. પઢીયારજીને ચિંતા પેઠી. પોતાની સ્થિતિ એવી નહોતી કે પોતે તે પુસ્તકને છપાવી શકે તેમ જુના વિચારના સનાતનીઓ ઉપર ટીકા કરતું

તથા વિધવાઓની કરૂણ સ્થિતિનું ચિતાર આપતું આ પુસ્તક કોઈ સાચા સમાજ સુધારક સિવાય છપાવી શકે તેવું પણ નહોતું તેથી તેમણે ફરી પાછો મુંબઈ જવાનો વિચાર કર્યો અને તે વખતના સાચા સમાજસુધા-રક તથા દેશસેવક સ્વ. શેઠ લખમીદાસ ખીમજીને તેઓ મળ્યા. તેમણે એ પુસ્તક છપાવી આપવા હા પાડી તેથી સં. ૧૯૪૭મા સ્વ. પઢીયારજીનુ આ પ્રથમ પુસ્તક છપાયુ આ પુસ્તક તે વખતે એટલુ બધુ વખણાયુ કે તે વખતના એક પારસી છાપાના અધિપતિએ તેને માટે ટીકા કરી હતી કે, "આ પુસ્તકના લેખક રા. અમૃતલાલ પઢીયાર એક ઉગતા જુવાન લેખક છે અને તે આટલું ઠરેલ બુદ્ધિથી લખી શકે નહિ; તેથી તેમણે કયાંઈથી ચોરીને આ લખાણુ લખેલુ હોવું જોઈએ, છતા તેમણે પોતે આ પુસ્તક લખ્યુ હોય તો ખરેખર ધન્યવાદને પાત્ર છે. કારણ આ લેખક ભવિષ્યમા પોતાની કલમ ચલાવ્યે રાખશે તો પોતાનું નામ અમર કરશે. ખરેખર એમ જ બન્યુ. આજે સ્વ. પઢીયારજીનું નામ સ્વર્ગના પુસ્તકોના સુનંદા લેખક તરીકે મહાગુજરાતમા જાણીતું છે.

આ છાપાના અધિપતિને સ્વ. પઢીયારજી મળ્યા હતા; અને તેને ખાત્રી કરી આપી હતી કે આ પુસ્તક મેં ચોરીથી કયાંઈથી મેળવ્યું નથી; પણ મારા સ્વપ્રયત્નથી લખ્યું છે. આ પછી શેઠ લખમીદાસ ખીમજીએ તેમને પોતાને ત્યાં નોકરીએ રાખી લીધા હતા; ત્યા તેમને ઘરના પરચૂરણ કામકાજ ઉપરાત શેઠની પાસે છાપા તથા પુસ્તકો વાચવા એ કામ પણ હતું. આથી તેમને ફુરસદનો વખત બહુ કમ મળતો છતા પોતાના નવ-રાશના વખતે કંઈને કંઈ તેઓ લખ્યા કરતા. કેટલીક વખતે રાત્રે લખતા, કેટલીક વખત મરીન લાઈનના સ્ટેશન પાસેના દરિયા કિનારે જઈ લખતા અને એમ કરી તેમણે "અમૃત વચનો" તથા "સંસારમાં સ્વર્ગ" ના પુસ્તકો લખ્યા.

"અમૃત વચનો" ભાવનગરના એક બુકસેલરે સં. ૧૯૫૬ મા છપાવ્યું અને "સંસારમા સ્વર્ગ"નુ પુસ્તક સ્વ. શેઠ દામોદરદાસ લક્ષ્મીદાસ ખીમજીની મદદથી સં. ૧૯૫૮ મા સ્વતંત્ર રીતે પ્રસિદ્ધ કરવામા આવ્યુ. આ સંસારમા સ્વર્ગનુ પુસ્તક લોકોમા એટલું બધું વખણાયું હતું કે તેની ત્રણચાર વર્ષમા બીજી આવૃત્તિ કાઢવી પડી હતી.

આ અરસામા મુંબઈમા નરનારાયણના મંદિરમા સ્વ. જાદવજી મહારાજે એક સત્સંગ મંડળી કાઢી હતી તેમા દરરોજ સવારસાંજ સ્વ. પઢીયારજી જવા લાગ્યા હતા. સ્વ. જાદવજી મહારાજની ઓળખાણ પાછ-ળથી તેમના બેઉ વચ્ચે ગાઢ મિત્રાઇમા પરિણમી હતી આ મંડળીના ઉપયોગ માટે સ્વ જાદવજી મહારાજની પ્રેરણાથી સ્વ. પઢીયારજીએ સંસારમા સ્વર્ગના પુસ્તક પછી સ્વર્ગની કુંચી, સ્વર્ગનું વિમાન, સ્વર્ગનો ખજાનો, સ્વર્ગની સીડી, સ્વર્ગની સડક, સ્વર્ગના રત્નો, સ્વર્ગનો આનંદ વિગેરે ધાર્મિક પુસ્તકો લખ્યા હતા, અને તે પણ લોકોમા બહુ માન પામ્યા હતા. આજે પણ એ પુસ્તકો નરનારાયણની સત્સંગ મંડળીમા અને મુંબઈ તથા ગુજરાત-કાઠીઆવાડની બીજી સત્સંગ મંડળીઓ, ભજન મંડળીઓ તથા ધાર્મિક મેળાવડાઓ અને જીજ્ઞાસુઓમા ખુબ હોશથી વચાય છે.

આ પછી સ્વ પઢીયારજીએ સાહિત્યસેવા તથા દેશસેવા અર્થે શેઠ લખમીદાસ ખીમજીની નોકરી છોડી દઈ જુની હનુમાન ગલીના એક માળામા તેઓ પોતાની સ્વતંત્ર ઓરડી રાખી રહેવા લાગ્યા હતા; અને પોતાને જે કંઈ થોડુંઘણુ પોતાના પુસ્તકોમાથી મળે તેમાથી પોતાનું ગુજરાન ચલાવતા હતા.

ઉપર લખેલા પુસ્તકો ઉપરાંત સ્વ પઢીયારજીએ સાચુ સ્વર્ગ, સ્વર્ગની જીંદગી, સ્વર્ગનું અમૃત વિગેરે દેશ સેવાના પુસ્તકો તથા સ્રીઓનું સ્વર્ગ અને સ્વર્ગની સુંદરીઓ વિગેરે સ્રીઉપયોગી પુસ્તકો અને બાળકોને માટે બાળકોની વાતો તથા નસીબ ફેરવવાની કુંચી અને નવા યુગની વાતો વિગેરે પુસ્તકો પણ લખ્યા છે. એમના ઘણાખરા પુસ્તકોના હિંદી તથા મરાઠીમા ભાષાંતર થયા છે. આટલી બધી એમના પુસ્તકોની લોકપ્રિયતા છે.

સ્વ પઢીયારજી પોતે સ્વતંત્ર થયા પછી તેમણે પુસ્તકો ઉપરાંત છાપાઓ અને માસિકોમા જુદા જુદા વિષયો ઉપર ઉત્તમ લેખો લખવાના શરૂ કર્યા હતા અને તે લેખો લોકોમા હોશથી વંચાતા હતા; અને તેની અસર વાચનારાઓ ઉપર અજબ થતી હતી આ બધા લેખોનો સંગ્રહ કરી કોઈ છપાવે તો તે પુસ્તક ભાગવત જેવડું મોટુ થાય આટલો તેમનો નાના નાના લેખોનો સંગ્રહ છે

આ સિવાય વક્તા તરીકે પણ તેમની પ્રસિદ્ધિ બહુ સારી હતી એક સાથે બબ્બે કલાક સુધી તેઓ વ્યાખ્યાન આપી શકતા હતા ધાર્મિક અને

સામાજીક સુધારાઓની હિમાયત કરતાં અને રૂઢીઓને નાબુદ કરતાં તેમનાં વ્યાખ્યાનો સાંભળવા માટે લોકોનાં ટોળે ટોળાં ઉભરાતાં હતાં; આથી બહારગામથી વ્યાખ્યાનો માટે તેમને પુષ્કળ આમંત્રણો મળતાં અને પોતાથી પહોંચાય ત્યાં તેઓ જતા પણ હતા. સન ૧૯૧૭ ની ગોધરા પરિષદ વખતે પૂ. ગાંધીજી અને શ્રી. અમૃતલાલ ઠક્કર સાથે તેઓ ગોધરા-ની ઢેડવાડાની સભામાં ગયા હતા; અને તેમણે "અત્યંજો" વિષે મનનીય વિચારો ભાષણ દ્વારા વ્યકત કર્યા હતા. શ્રી અમૃતલાલ ઠક્કરે તેમની પાસે અત્યંજ સંબંધે કોઈ પુસ્તકની માગણી કરતાં તેમણે "અત્યંજ સ્તોત્ર" નું પુસ્તક લખી આપી શ્રી અમૃતલાલ ઠક્કરબાપાને સોંપ્યું હતું અને તે તેમણે છપાવી હજારો નકલો મફત વહેંચી હતી. ચોરવાડમાં પોતે રહેતા ત્યારે પણ ઘણીવાર ઢેડવાડાની મુલાકાત લઈને લોકોને સદુપદેશ આપતા હતા.

મુંબઈના ખર્ચના પ્રમાણમાં આવક નહિ હોવાથી સં. ૧૯૬૩-૬૪થી તેમણે મુંબઈનું રહેઠાણ કાઢી નાંખી પોતાને વતન ચોરવાડમાં કાયમ રહેવાનું રાખ્યું હતું. તેમનાં પુસ્તકોની વેચાણ વ્યવસ્થા વિગેરેનું કામ સસ્તુંસાહિત્ય વર્ધક કાર્યાલયના સંચાલક સ્વામી શ્રી અખંડાનંદજીએ સંભાળી લીધું હતું તેથી તે ઉપાધિમાથી તેઓ નિવૃત્ત થયા હતા; એટલે છુટથી તેઓ લખી શકતા તથા બહારગામ પણ જઈ શકતા. ચોરવાડમાં સ્થાયી રહ્યા પછી તેમણે ચોરવાડ ગામની ઉન્નતિ માટે પણ ઘણું કર્યું છે. પ્રથમ તો "ચોરવાડ મિત્રમંડળ લાયબ્રેરી" નામની સ્થાયી લાયબ્રેરી સ્થાપી. આ સિવાય વ્યાયામ શાળા સ્થાપી; અને ગામમાં ઇંગ્રેજી સ્કૂલ નહોતી તે લોકોને પ્રેરણા કરી ઈંગ્રેજી નિશાળ સ્થાપન કરાવી. આ સિવાય સ્ત્રી-ઉદ્યોગશાળા, રાત્રીશાળા, સત્સંગ મંડળી, પોસ્ટ ઓફીસ વિગેરે ઘણી સંસ્થાઓ કાઢી તથા બહારગામથી વિદ્વાનોને બોલાવી ભાષણો અપાવતા. આવી રીતે તેમણે ગામમાં ખુબ ચેતન આણ્યું તથા ઘણા નવયુવકોને તૈયાર કર્યા કે જે આજે જુદી જુદી દિશાઓમાં હોવા છતાં ચોરવાડ તથા સ્વ. પઢીયારજીને ભુલ્યા નથી પણ તેમના નામને દીપાવે તેવું કાર્ય કરી રહ્યા છે.

સ્વ. પઢીયારજીને નાનપણથી વૈદકનો તથા જંગલોમાં ફરવા-હરવાનો શોખ હતો; તેથી તેમણે સ્વપ્રયત્નથી વૈદક વિષે પણ સારો અભ્યાસ કર્યો હતો. પોતે વૈદકનો ધંધો ન કરતા પણ થોડી થોડી દવાઓ તૈયાર

રાખી તેમની પાસે જે દવા લેવા જાય તેમને મફત દવા આપતા તથા બિમાર માણસને ઘેર જાતે જઈ દવા આપતા. વૈદક વિષે પણ તેમણે એક પુસ્તક પોતાના અનુભવનું લખ્યુ હતું અને તે માટે સામગ્રી તથા ટાંચણો પણ ભેગા કર્યા હતા પણ તે લખાય તે પહેલા તેમનું મૃત્યુ થયુ હતું.

જુનાગઢની ગિરનારા વિદ્યાર્થી બોર્ડિંગમા પણ તેમનો ઘણો હાથ હતો; તથા સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય સ્થાપન થયુ ત્યારે શરૂઆતમા તેમણે પૂ. સ્વામીજી અખંડાનંદજીને ઘણી નિસ્વાર્થી મદદ આપી હતી. અમદાવાદના વનિતા વિશ્રામ માટે ફંડ ભેગું કરવા ગં. સ્વ. સુલોચનાબેન સાથે તેઓ બર્માની મુસાફરીએ પણ ગયા હતા.

આવી રીતે સ્વ. પઢીયારજીનું સમગ્ર જીવન દેશસેવા તથા સાહિત્ય સેવામા ગયુ છે; કે જે ઉપર ઘણું લખી શકાય તેવું છે. જેમને તેમના માટે વધુ જાણવાની ઇચ્છા હોય તેમણે ભાઈશ્રી જીવણલાલ કરસનજી ઠાકરે લખેલુ "સ્વ. પઢીયારની જીવનકથા" નામનુ પુસ્તક ક્યાંઈથી મેળવી વાંચી લેવું અહીંતો અમોએ ટુંકાણમા ખાસ ખાસ બાબતોની નોંધ લીધી છે.

સાદી, સહેલી અને ઘરગથ્થુ બોધક ભાષા લખવામા અને પ્રચાર કરવામા સ્વ પઢીયારજીનું નામ પ્રથમ આવે છે પૂ. ગાંધીજી અને તેમને પગે ચાલનારાઓ પછી આવે છે. પૂ. ગાંધીજી આફ્રિકાથી આવ્યા તે પહેલા સ્વ પઢીયારનું નામ મહાગુજરાતમા સાદી અને ઘરગથ્થુ સહેલી ભાષા લખનાર તરીકે જાણીતુ થઈ ગયુ હતુ આ સિવાય સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયે પણ સાદી, સહેલી અને ઘરગથ્થુ ભાષાનો ફેલાવો કરવામા પૂ. ગાંધીજી આવ્યા પહેલા ઘણો મોટો ફાળો આપેલો છે, પણ આજે પૂ ગાંધીજીને સહેલી અને ઘરગથ્થુ ભાષાના પ્રથમ પ્રચારક તરીકે જણાવવામાં આવે છે તે બરાબર નથી. ખરી રીતે તે માન સ્વ પઢીયારજીને ઘટે છે.

સ્વ પઢીયારજીએ લગ્ન નહોતુ કર્યું, છતા પોતા ઉપરનો કુટુંબભાર નભાવે જતા અને પોતાથી બનતી સાહિત્યસેવા તથા સમાજસેવા બજાવ્યે જતા આવી રીતે દેશસેવા તથા સાહિત્યસેવા બજાવતે બજાવતે ૪૯ વર્ષની નાની ઉંમરમા મુંબઈમા સ. ૧૯૭૫ના અષાડ વદી ૫ ને રોજ કોલેરામા બે ત્રણ દિવસની ટુંકી માંદગી ભોગવી તેમનુ મૃત્યુ થયુ જો તેઓ વધુ જીવ્યા હોત તો તેમને હાથે આજના ગાંધીજીના અને જવાહરલાલજીના

સામાજીક સુધારાઓની હિમાયત કરતા અને સડાઓને નાબુદ કરતા તેમના વ્યાખ્યાનો સાંભળવા માટે લોકોના ટોળે ટોળા ઉભરાતા હતા; આથી બહારગામથી વ્યાખ્યાનો માટે તેમને પુષ્કળ આમંત્રણો મળતા અને પોતાથી પહોંચાય ત્યાં તેઓ જતા પણ હતા. સન ૧૯૧૭ની ગોધરા પરિષદ્ વખતે પૂ. ગાંધીજી અને શ્રી. અમૃતલાલ ઠક્કર સાથે તેઓ ગોધરાની ઢેડવાડાની સભામાં ગયા હતા; અને તેમણે "અંત્યજો" વિષે મનનીય વિચારો ભાષણ દ્વારા વ્યક્ત કર્યા હતા. શ્રી અમૃતલાલ ઠક્કરે તેમની પાસે અંત્યજ સંબંધે કોઈ પુસ્તકની માગણી કરતા તેમણે "અંત્યંજ સ્તોત્ર" નું પુસ્તક લખી આપી શ્રી અમૃતલાલ ઠક્કરબાપાને સોંપ્યુ હતું અને તે તેમણે છપાવી હજારો નકલો મફત વહેંચી હતી. ચોરવાડમાં પોતે રહેતા ત્યારે પણ ઘણીવાર ઢેડવાડાની મુલાકાત લઈને લોકોને સદ્ઉપદેશ આપતા હતા.

મુંબઈના ખર્ચના પ્રમાણમાં આવક નહિ હોવાથી સં. ૧૯૬૩-૬૪થી તેમણે મુંબઈનું રહેઠાણ કાઢી નાખી પોતાને વતન ચોરવાડમાં કાયમ રહેવાનું રાખ્યું હતું. તેમના પુસ્તકોની વેચાણ વ્યવસ્થા વિગેરેનું કામ સસ્તુંસાહિત્ય વર્ધક કાર્યાલયના સંચાલક સ્વામી શ્રી અખંડાનંદજીએ સંભાળી લીધુ હતુ તેથી તે ઉપાધિમાંથી તેઓ નિવૃત્ત થયા હતા; એટલે છુટથી તેઓ લખી શકતા તથા બહારગામ પણ જઈ શકતા. ચોરવાડમાં સ્થાયી રહ્યા પછી તેમણે ચોરવાડ ગામની ઉન્નતિ માટે પણ ઘણું કર્યું છે. પ્રથમ તો "ચોરવાડ મિત્રમંડળ લાયબ્રેરી" નામની સ્થાયી લાયબ્રેરી સ્થાપી આ સિવાય વ્યાયામ શાળા સ્થાપી; અને ગામમાં ઇંગ્રેજી સ્કૂલ નહોતી તે લોકોને પ્રેરણા કરી ઈંગ્રેજી નિશાળ સ્થાપન કરાવી. આ સિવાય સ્ત્રી-ઉદ્યોગશાળા, રાત્રીશાળા, સત્સંગ મંડળી, પોસ્ટ ઓફીસ વિગેરે ઘણી સંસ્થાઓ કાઢી તથા બહારગામથી વિદ્વાનોને બોલાવી ભાષણો અપાવતા. આવી રીતે તેમણે ગામમાં ખુબ ચેતન આણ્યુ તથા ઘણા નવયુવકોને તૈયાર કર્યા કે જે આજે જુદી જુદી દિશાઓમાં હોવા છતા ચોરવાડ તથા સ્વ. પઢીયારજીને ભુલ્યા નથી પણ તેમના નામને દીપાવે તેવું કાર્ય કરી રહ્યા છે.

સ્વ. પઢીયારજીને નાનપણથી વૈદકનો તથા જંગલોમાં ફરવા-હરવાનો શોખ હતો, તેથી તેમણે સ્વપ્રયત્નથી વૈદક વિષે પણ સારો અભ્યાસ કર્યો હતો. પોતે વૈદકનો ધંધો ન કરતા પણ થોડી થોડી દવાઓ તૈયાર

| | |
|---|---|
| નવાયુગની વાતો ભાગ ૨જો | સં. ૧૯૬૮ |
| નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુનું ચરિત્ર | સં. ૧૯૬૯ |
| દુઃખમાં દિલાસો | સં. ૧૯૭૩ |
| જુવાની જાળવવાના ઉપાયો | સં. ૧૯૭૪ |
| અત્યંજ સ્તોત્ર | સં. ૧૯૭૪ |
| ગામડીઆ નરદેવો | સં. ૧૯૯૧ |

આ બધાં પુસ્તકો ઉપરાત બીજાં પણ કેટલાંક નાનાં પુસ્તકો તેમણે લખેલાં છે; તેમાંનાં ઘણાંખરાં પુસ્તકો મુંબઈની નરનારાયણની ભજનમંડળીને માટે તેઓએ તૈયાર કર્યા હતાં. જેમનાં નામો મહાપુરુષના પવિત્ર વિચારો, મહાપુરૂષનાં વચનો, શ્રીમદ્ ભાગવતમાં કરેલી ભગવાનની સ્તુતિ, પરમાત્માએ બંસીમાં શું ગાયું ? ઇશ્વિરસ્તુતિ ઈત્યાદી છે. આ બધાં પુસ્તકોની કિંમત વિના મૂલ્ય અથવા નામની જ (એક બે પૈસા) તેઓએ રાખી હતી. આ સિવાય તેમણે કાઠીઆવાડી તોપ, પ્રેમ પ્રેમ ને પ્રેમ ભાગ રજો, દુષ્કાળના દુઃખની વાતો, હવે કેવા વિદ્યાર્થીઓની જરૂર છે ? સ્ત્રીઓની નાની નાની ભુલો, સાચી યાત્રા, જુવાની જાળવવાના ઉપાયો ભાગ ૨જો (અધુરૂં) તથા નવા યુગની વાતો ભાગ ૩જો તૈયાર કરી રાખેલ છે, જે હજુ સુધી છપાયેલ નથી.



જમાનામાં ઘણી દેશસેવા તથા સાહિત્યસેવા થઈ હોત પણ ઈશ્વિરની ગતિ અકળ છે કે જેનો કોઈ પાર પામી શકયું નથી કે જેઓએ તેમને ૪૯ વર્ષની નાની ઉમ્મરમાં ઉપાડી લીધા.

## એમની કૃતિઓ

| | |
|---|---|
| સંસારમાં સ્વર્ગ | સં. ૧૯૫૮ |
| સ્વર્ગનું વિમાન | સં. ૧૯૫૮ |
| સ્વર્ગની કુંચી | સં. ૧૯૫૯ |
| સ્વર્ગનો ખજાનો | સં. ૧૯૬૨ |
| સાચું સ્વર્ગ | સં. ૧૯૬૩ |
| સ્ત્રીઓનું સ્વર્ગ | સં. ૧૯૬૪ |
| સ્વર્ગની સીડી | સં. ૧૯૬૫ |
| સ્વર્ગની સુંદરીઓ | સં. ૧૯૬૮ |
| સ્વર્ગનાં રત્નો | સં. ૧૯૬૮ |
| સ્વર્ગની સડક | સં. ૧૯૭૦ |
| સ્વર્ગનો આનંદ | સં. ૧૯૭૩ |
| સ્વર્ગની જીંદગી | સં. |
| સ્વર્ગનું અમૃત | સં. ૧૯૮૦ |
| સ્વર્ગનો પ્રકાશ | સં. |

સ્વર્ગના સંદેશાનું પુસ્તક તેમણે લખી રાખ્યું છે પણ હજુ સુધી પ્રસિદ્ધ થયુ નથી. સ્વર્ગનું રામાયણ એ પુસ્તક થોડું લખાએલું છે અને તે પુરૂં કર્યા પહેલા તેમનુ મૃત્યું થયું.

સ્વર્ગનાં પુસ્તકો ઉપરાંત એમણે બીજાં જે જે ઉપકારક પુસ્તકો લખેલા તે નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| આર્ય વિધવા | સં. ૧૯૪૭ |
| અમૃત વચનો | સં. ૧૯૫૬ |
| પ્રેમ પ્રેમ ને પ્રેમ | સં. ૧૯૬૦ |
| બાળકોની વાતો ભાગ ૧લો | સં. ૧૯૬૫ |
| નસીબ ફેરવનાની કુંચી | સં. ૧૯૬૫ |
| નવા યુગની વાતો ભાગ ૧લો | સં. ૧૯૬૭ |

| | |
|---|---|
| નવાયુગની વાતો ભાગ ૨જો | સં. ૧૯૬૮ |
| નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુનું ચરિત્ર | સં. ૧૯૬૯ |
| દુઃખમાં દિલાસો | સં. ૧૯૭૩ |
| જુવાની જાળવવાના ઉપાયો | સં. ૧૯૭૪ |
| અત્યંજ સ્તોત્ર | સં. ૧૯૭૪ |
| ગામડીઆ નરદેવો | સં. ૧૯૯૧ |

આ બધા પુસ્તકો ઉપરાંત બીજાં પણ કેટલાક નાના પુસ્તકો તેમણે લખેલા છે; તેમાના ઘણાંખરા પુસ્તકો મુબાઈની નરનારાયણની ભજનમંડળીને માટે તેઓએ તૈયાર કર્યા હતા. જેમના નામો મહાપુરુષના પવિત્ર વિચારો, મહાપુરુષના વચનો, શ્રીમદ્ ભાગવતમા કરેલી ભગવાનની સ્તુતિ, પરમાત્માએ બંસીમા શું ગાયુ ? ઈશ્વરસ્તુતિ ઈત્યાદી છે. આ બધા પુસ્તકોની કિંમત વિના મૂલ્ય અથવા નામની જ (એક બે પૈસા) તેઓએ રાખી હતી. આ સિવાય તેમણે કાઠીઆવાડી તોપ, પ્રેમ પ્રેમ ને પ્રેમ ભાગ ૨જો, દુષ્કાળના દુઃખની વાતો, હવે કેવા વિદ્યાર્થીઓની જરૂર છે ! સ્ત્રીઓની નાની નાની ભુલો, સાચી યાત્રા, જુવાની જાળવવાના ઉપાયો ભાગ ૨જો (અધુરૂં) તથા નવા યુગની વાતો ભાગ ૩જો તૈયાર કરી રાખેલ છે, જે હજુ સુધી છપાયેલ નથી.



# અનંતરાય મણિશંકર રાવળ

જ્ઞાતિએ ઔદિચ્ય બ્રાહ્મણ: વતની ભાવનગર પાસેના વળા (જુનું વલભીપુર) ના: જન્મ અમરેલીમા ઈ. સ. ૧-૧-૧૯૧૨ ના રોજ થએલો. એમના પિતાશ્રીનું નામ મણિશંકર દુર્લભજી રાવળ અને માતુશ્રીનું નામ કમળા એમનું લગ્ન ઈ સ. ૧૯૨૮ મા થયું છે.

એમની પ્રાથમિક તેમજ માધ્યમિક કેળવણીનું સ્થાન અમરેલી. કૉલેજની કેળવણી મુંબઈની એલ્ફીંસ્ટન કૉલેજમા ગાળેલી એક ટર્મ બાદ કરતા બધીજ ભાવનગરની સામળદાસ કૉલેજમા તેમણે લીધી છે. સને ૧૯૨૮ મા મેટ્રીક, ૧૯૩૦ મા ઈન્ટરમીજીએટ, ૧૯૩૨ મા બી. એ; અને ૧૯૩૪ મા તેઓ એમ. એ; થયા છે.

એમનો અભ્યાસ ઉચ્ચી કોટિનો હતો. મેટ્રિક પરીક્ષા વખતે રા બ. કમળાશંકર ત્રિવેદી સંસ્કૃત પારિતોષિક, ઈન્ટર વખતે મુંબઈ યુનિવર્સિટીની મણિશંકર મજમુદાર કીકાણી સંસ્કૃત સ્કૉલરશીપ, બી. એ; વખતે હરગોવિંદદાસ કાંટાવાળા પારિતોષિક, અને એમ. એ.; થતી વખતે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી દિ. બ. કેશવલાલ ધ્રુવ સુવર્ણચંદ્રક મેળવવા તેઓ ભાગ્યશાળી થએલા. બી. એ. મા તેમના ઐચ્છિક વિષયો સંસ્કૃત અને ગુજરાતી તથા એમ. એ; મા ગુજરાતી (મુખ્ય ભાષા) અને અંગ્રેજી હતા બી. એ. બીજા વર્ગમા અને એમ. એ. પ્રથમ વર્ગમા તેમણે પસાર કરેલ છે ગુજરાતી મુખ્ય ભાષા સાથે એમ. એ; મા પ્રથમ વર્ગમા આવવાનું માન એમના સિવાય બીજા બહુ ઓછાને જ મળ્યું છે. બી. એ, તથા એમ એ; ની પરીક્ષા વખતે આખી યુનિવર્સિટીમા ગુજરાતીમા તેઓ પ્રથમ આવેલા

બી. એ, થયા પછી બે વર્ષ લગી તેઓ ભાવનગરની શામળદાસ કૉલેજમા ફેલો નિમાયા હતા સને ૧૯૩૪ ના ઑગસ્ટ માસથી અમદાવાદની ગુજરાત કૉલેજમા ગુજરાતી ભાષા તથા વાઙ્મયના અધ્યાપક તરીકે તેઓ કામ કરી રહ્યા છે.

એમના પ્રિય વિષયો સાહિત્ય અને તત્વજ્ઞાન છે. નર્મદશાબ્દી ગ્રંથમાના એમના લેખથી ગુજરાતી લેખનકાર્ય એમણે આરભ્યુ છે. ત્યાર પછી તો કૌમુદી, માનસી, ગુજરાત, શરદ વગેરે જાણીતા સામયિકોમા એમના લેખો અવારનવાર પ્રગટ થયા કરે છે. સર્જન કરતા સાહિત્ય-વિવેચન તરફ એમનું વલણ વિશેષ જણાય છે.

# સ્વ. દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇ

( સન ૧૮૪૪ થી ૧૯૧૪ )

નડિઆદ તાલુકાના આલીણા નામના ગામમાં દિવાન બહાદુરના પૂર્વજો રહેતા હતા, અને હેમના કુલદેવી ત્યાં હોવાથી ધાર્મિક પ્રસંગોએ હજી પણ હેમના કુટુંબીઓ ત્યાં જાય છે. તેઓ જ્ઞાતે બ્રહ્મક્ષત્રી છે. તે જ્ઞાતિ નાગરો અને કાયસ્થોની માફક મુત્સદ્દીપણા માટે જાણીતી છે. દિવાન બહાદુરના કાકા અમદાવાદમાં પબ્લિક પ્રોસિક્યુટર કે એવી કોઈ સરકારી નોકરીમાં સારી પદવી ઉપર હતા. હેમણે પોતાના ભાઈ સાકરલાલને વકીલાત કરવા માટે આલીણાથી અમદાવાદ બોલાવ્યા; સાકરલાલ ધર્મ-નિષ્ઠાવાળા હતા. તેમને વકીલાતનો પ્રપંચી ધંધો ગમ્યો નહિ. "લડાઈનો પૈસો ટકે નહિ" એવી એમની સમજ હતી, અને હેમની વકીલાતના ધંધાની આ ભાવના દિવાન બહાદુરને વકીલાત કરતાં અટકાવવામાં એક કારણરૂપી હતી. સાકરલાલે ત્રણ ચાર વર્ષ સુધી ન ચાલ્યે વકીલાત કરી, અને તેટલામાં. પોતાને જોઈએ તેટલું કમાયા, તે કમાણીમાથી કરકસર કરી પોતાનો સંસાર વ્યવહાર આબરૂભેર નીભાવ્યો, અમદાવાદમાં ઘર વસાવ્યું ને છોકરાંઉંયાં પરણાવ્યાં. તેમની સાદાઈ, કરકસર, ધાર્યું કામ પાર પાડવા જેટલી દ્દઢતા, અને હેમનો નિખાલસ સ્વભાવ એ ચાર દિવાન બહાદુરમાં ઉતર્યાં છે. દિવાન બહાદુરનો જન્મ સન ૧૮૪૪, અને સંવત ૧૯૦૦ ની ચૈત્ર સુદી પાંચમને દિને થયો હતો. મ્હોટી ઉમ્મરે પોતાને ત્યાં છોકરો અવતરવાથી સાકરલાલ પોતાના પુત્રને લાડ ઘણું લડાવતા. આ પ્રમાણે લાડમાં ઉછરેલા હોવા છતાં પણ દિવાન બહાદુરમાં સાદાઈ અને નિયમિતતા આવવાનું કારણ એ હતું કે ન્હાનપણમાં તેઓ રોગીલા હતા, હેમને દૈફરાનો રોગ બહુ પિડતો હતો. દવાદારૂથી આરામ ન થયો એટલે પોતે પોતાના વૈદ્ય બન્યા, અને સાદાઈ તથા નિયમિત આહાર વિહારથી પોતાનું દર્દ દૂર કર્યું ત્યારથી હેમનું જીવન સાદાઈ નિયમિતતાના નમુના રૂપ હતું.

ગામડી નિશાળે કેળવણીની શરૂઆત કરી, હેમણે સરકારી નિશાળે પોતાનો ગુજરાતી અભ્યાસ પૂરો કર્યો, તે પછી મેટ્રિક સુધીનો અંગ્રેજી અભ્યાસ પણ અમદાવાદમાં જ કર્યો, તે વખતે મુંબાઈથી અમદાવાદ સુધી

આગગાડી થઈ ન હતી, એટલે મેટ્રીકની પરીક્ષા આપવાનું મુલતવી રાખી અમદાવાદની હાઈસ્કુલમાં આસિ. માસ્તરની જગા લીધી. ઈ. સ. ૧૮૬૩માં સર થિયોડોર હોપ અમદાવાદના કલેક્ટર હતા. તેમણે પરીક્ષા લઈ દીવાન બહાદુરને નોકરીએ રાખ્યા. મુંબાઈથી અમદાવાદ સુધી આગગાડી થઈ કે તરતજ હેમણે મેટ્રિકની પરીક્ષા આપવા માટે મુંબાઈ જવાનો વિચાર કર્યો. તે વખતે મુંબાઈ જવું એ તો એટલું બધુ નવાઈનું ગણાતું કે હેમને વળાવવા માટે ઘણા સ્નેહી સંબંધીઓ સ્ટેશન ઉપર આવ્યા હતા, તેઓ ૧૮૬૪ ની સાલમાં મેટ્રિકની પરીક્ષામાં સારે નંબરે પાસ થયા. પછી હેમણે ૧૮૬૫ થી ૧૮૬૭ સુધી મુંબાઈની વિખ્યાત એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કર્યો, તે વખતે ચેટફિલ્ડ સાહેબ કૉલેજમાં પ્રોફેસર હતા. એલ્ફિન્સ્ટન કૉલેજના ઈ. સ. ૧૯૦૭ ના સોશિયલ ગેધરીંગ વખતે બોલતાં દિવાન બહાદુરે નીચે મુજબ કહ્યું હતું. "હૂં વ્યાવહારિક માણસ છું. હૂં બહુ કલ્પનાશીલ રસિક નથી. પરન્તુ કૉલેજના દિવસોનું વર્ણન કરતાં મ્હને પણ રસિક થવાનું મન થઈ જાય છે. કૉલેજની આસપાસના વૃક્ષોની ગાઢ ઘટામાં ચેટફીલ્ડ સાહેબની સાથે ફરતે ફરતે અમે વિવિધ વિષયો વિષે જે વાર્તાવિહાર કરતા હતા તે હું કદિ ભૂલવાનો નથી." તેઓ પોતાનો અભ્યાસ નિયમિત રીતે કરતા, અને જે કાંઈ વાંચે તે પૂરેપૂરૂં સમજતા અને પાકું કરતા, "Exact and Thorough" એ એમની અભ્યાસ પદ્ધતિનાં મુખ્ય લક્ષણ હતાં, કાશીનાથ ત્ર્યંબક તેલંગ, જમશેદજી અરદેશર દલાલ, ગોકળદાસ કહાનદાસ પારેખ, મોતીભાઈ લાલભાઈ વગેરે હેમના સહાધ્યાયી હતા. તે વખતે એવો રીવાજ હતો કે આગલા વર્ગની ઉત્તમ વિદ્યાર્થીઓ પાછલા વર્ગના વિદ્યાર્થીઓને શિખવવા જાય, અને તે માટે તેમને "ફૅલોશિપ" મળે એટલે તેઓ બી. એ; કલાસમાં હતા તે વખતે હેમને એફ. વાય. એ; કલાસમાં શિખવવા જવા માટે ફૅલોશિપ મળતી, તેઓ પોતાના અભ્યાસ ખર્ચ માટે અમદાવાદથી પોતાના પિતાની પાસેથી કાંઈ મંગાવતા નહિ, એટલુંજ નહિ, પરન્તુ પોતે પોતાના પત્ની સૌ. રતનકુંવરની સાથે સાથે જુદી ઓરડી રાખી મુંબાઈમાં ભુલેશ્વરનાં લત્તામાં રહેતા, અને પોતાની ફૅલોશિપમાંથી પોતાનું અને પોતાની પત્નીનું ગુજરાન કરતા. તેમનું સંસ્કૃત જ્ઞાન ઘણું સારૂં હતું. પોતાના એક સહાધ્યાયીએ મશ્કરી કર્યાથી એક ટર્મ લૅટિન લીધુ ને હેમાં પહેલે નંબરે પાસ થયા.

તે સહાધ્યાયિએ ફરીથી ટકોર મારી કે "ગમે તેટલું હોગે તમે સાહિત્યના ક્ષેત્રમાં જોર બતાવી શકો; ગણિત શાસ્ત્રમાં બતાવો ત્યારે ખરૂં." આથી ઉશ્કેરાઈ બી. એ; ની બીજી ટર્મમાં તેમણે ગણિતશાસ્ત્ર પોતાના ઐચ્છિક વિષય તરીકે લીધું. તેમ ન કરવા ચેટફિલ્ડ સાહેબે ત્હેમને ઘણુંએ સમજાવ્યા, પણ પોતાની પ્રકૃતિને અનુસરીને તેઓ પોતાના આગ્રહને વળગી રહ્યા, ને આખરે ગણિતશાસ્ત્રમા પહેલે નંબરે પાસ થયા. વળી પાછો પોતાનો ઐચ્છિક વિષય પહેલા હતો તેજ લીધો, અને આખરે સંસ્કૃત લઈને બી. એ; ની પરીક્ષામાં ૧૮૬૭ ની સાલમાં પાસ થયા. તે પછી ૧૮૬૯ ની સાલમાં એમ. એ; અને એલ. એલ. બી; બન્ને પરીક્ષાઓમાં તેઓ પાસ થયા એટલુંજ નહિ પરન્તુ એમ. એ; માં ફર્સ્ટકલાસમાં આવ્યા. તેઓ ગુજરાતી હિંદુઓમાથી પહેલાજ "ગ્રેજ્યુએટ" હોવાથી "ગુજરાતી ગ્રેજ્યુએટોના પિતા" કહેવાય છે.

આવી તેજસ્વી રીતે યુનિવર્સિટીનો અભ્યાસ સમાપ્ત કર્યા પછી ત્હેમણે સંસાર ક્રમ આરંભ્યો. શરૂઆતમાં ત્હેમની ઇચ્છા વકીલાત કરવાની હતી. તેમના એક સંબંધી તે વખતે એક સારા પ્રતિષ્ઠિત વકીલ ગણાતા. દિવાન બહાદુરના મનમા કે "મ્હને એ કહે તો હું એમની સાથે જોડાઉં", ને તે વકીલના મનમાં કે "અંબાલાલ કહે તો હું એમને મારા જોડિયા તરીકે લઉં." આમ ઉભય એકબીજાની વાટ જોતા હતા, અને આપણા લોકની રીત મુજબ બન્ને માન માગતા હતા, એટલામાં ઓચિંતુ ગોકળદાસ પારેખનું નક્કી થઈ ગયું. એવામાં સુરતમાં હેડમાસ્તરની જગા ખાલી પડી. ત્યાં અંબાલાલભાઈ રૂા. ૧૫૦)ના પગારથી એક્ટિંગ નિમાયા. સુરતમાં હજી ત્હેમને ઘણા 'માસ્તર'ને નામે બોલાવે છે. ત્યાં એક વર્ષ ગાળ્યા પછી તેઓ અમદાવાદ હાઈસ્કુલમાં એક્ટિંગ હેડમાસ્તર તરીકે ગયા. તે વખતે કવિ દલપતરામ ડાહ્યાભાઈ હાઈસ્કૂલમા ગુજરાતી શીખવતા. અંબાલાલભાઈ શિક્ષક તરીકે બહુ વખણાતા. એલ્ફિન્સ્ટન કૅાલેજના ૧૯૦૭ના સોશિયલ ગેધરિંગ વખતે ન્યાયમૂર્તિ ચંદાવરકરે નીચે પ્રમાણે ત્હેમની પ્રશંસા કરી હતી. "હું જ્યારે કૅાલેજમાં ભણતો હતો ત્યારે ગુજરાત તરફથી આવતા વિદ્યાર્થીઓને મ્હોએથી દીવાન બહાદુરની શિક્ષણ પદ્ધતિનાં મ્હેં અત્યંત વખાણ સાંભળ્યા હતા, અને તે એટલે સુધી કે ત્હેમની પાસે ભણેલા વિદ્યાર્થીઓ સારા હોવા જ જોઈએ એમ બધા માની

લેતા. મ્હને તો એમ લાગે છે કે દીવાન બહાદુર જો કોઈપણ મ્હોટામાં મ્હોટી ભૂલ કરી હોય તો તે ત્હેમણે શિક્ષકનો ઉમદા ધંધો છોડી દીધો એ છે". ત્હેમના એક શિષ્ય આચાર્યવર્ય કેશવલાલ હર્ષદરાય ધ્રુવે એક વખત કહ્યું હતું, કે "અંબાલાલભાઈ જેવા બંદોબસ્ત રાખનાર–એમના જેવા Disciplinarian–હજી લગી તો મ્હેં કોઈ જોયા નથી. જે કાંઈ કરવું તે એકાગ્ર મનથી બરાબર અને ચોક્કસ કરવાનો સ્વભાવ અને સંસ્કૃત ઉપર ગાઢ પ્રીતિ એ બે બાબતોમાં અંબાલાલભાઈની મ્હારા ઉપર ખાસ અસર થઈ છે." પોતાના શિષ્યો ઉપર દિવાન બહાદુર બહુ પ્રીતિ રાખતા, તથાપિ તેઓ એવો તો બંદોબસ્ત રાખતા કે તોફાની છોકરાઓ ત્હેમનું નામ સાંભળતા થરથરતા. તેઓની શિક્ષાપદ્ધતિ એવી હતી કે "આળસુ" "તોફાની" એવું એવું પાટી ઉપર લખી, વિદ્યાર્થીને કોટે તે લટકાવી ત્હેને વર્ગે વર્ગે ફેરવવો. જેવો સખત ત્હેમનો બંદોબસ્ત હતો તેવી જ ઉત્તમ ત્હેમની શિક્ષણપદ્ધતિ હતી. સંક્ષેપમા, દિવાન બહાદુરનું શિક્ષક તરીકેનું જીવન તેમના સાર્વજનિક જીવન કરતા કોઈ રીતે ઓછુ ઉજ્જ્વલ કે ઉપયોગી નહતું ત્હેમના બીજા શિષ્ય રા. રા. નરસિંહરાવે પણ એ બાબતની પ્રબળ પુષ્ટિ આપી છે. પરિષદ્‌ના પ્રમુખ તરીકેની દિવાન બહાદુરની પસંદગી સ્હામે લાયક માણસે ન છાજે એવી જે ધાંધલ કેટલાક મચાવી મૂકી હતી ત્હેમને અટકાવવાના હેતુથી ગ. રા. નરસિંહરાવે દિવાન બહાદુર પ્રતિ જે ગુરુભક્તિ બતાવી હતી, તે જેટલે અંશે દિવાન બહાદુરની પ્રતિષ્ઠામા વૃદ્ધિ કરે છે તેટલે જ અંશે રા. રા. નરસિંહરાવની સુજનતા અને કૃતજ્ઞતા પ્રતિત કરાવે છે.

તેઓ અમદાવાદમા એક્ટિંગ હેડમાસ્તર હતા તે વખતે ત્યાંની જાહેર પ્રવૃત્તિઓમા ભાગ લેતા. જાહેર સભાઓ તરફથી સરકારને જે અરજીઓ કરવામા આવતી ત્હેમના ખરડાઓ પોતે ઘડતા. આ ઉપરાત તે વખતના 'હિતેચ્છુ' પત્રમાં તેઓ અગ્રેજી તેમજ ગુજરાતી લેખો લખતા. આવી પ્રજા પ્રવૃત્તિઓમાં ભાગ લેવાથી સરકારની ત્હેમના ઉપર નજર રહેવા માડી, અને ત્હેમના કેટલાક હિતૈષિઓ તરફથી ત્હેમને સૂચના કરવામા આવી, કે હવે સરકારની નોકરીમાં રહેવામા માલ નથી. એટલામા ગુજરાત કૉલેજ ઈન્સ્ટિટયુટ સ્થપાયું, ને ત્હેમા એમને પ્રિન્સિપાલ બનાવવામાં આવ્યા. ઇ. સ. ૧૮૭૫મા વડોદરાના બાહોશ દિવાન સર. ટી. માધવરાવે ત્હેમને નવસારીના ડિસ્ટ્રિક્ટ જજ્જ તરીકે નિમ્યા, એટલે ત્હેમણે સરકારી નોકરી છોડી.

ગાયકવાડ સરકારની નોકરીમા તેઓ ધીમે ધીમે ઉંચે ચઢયા. નવસારીથી તેઓ કડી પ્રાતમાં ગયા. ત્યા અને પછી વડોદરામાં તેઓએ ડિસ્ટ્રીક્ટ જજ તરીકે કામ કર્યું. પછી ત્હેમને વડોદરાના વરિષ્ટ ન્યાય મન્દિરના ન્યાયાધિશની જગા આપવામા આવી, અને ત્યાથી ત્હેમને મુખ્ય ન્યાયાધિશ ( Chief Judge )નો માનવંતો હોદ્દો મળ્યો. મુખ્ય ન્યાયાધિશ તરીકે ત્હેમને રૂ. ૧૪૫૦)નો પગાર મળતો. પીલવાઈ કેસ ને બાપટ કેસ એ બે મુખ્ય મુકરદમાનો નિવેડો ત્હેમને હાથે થયો હતો. ત્હેમની ન્યાયબુદ્ધિ અને સત્યનિષ્ઠા બહુ તીવ્ર હતી, અને મંદીઅરતના કામમા પણ તેઓ તેવાજ સખત હતા. ગાયકવાડ સરકારે ત્હેમને દિવાનગીરી આપવાની ઇચ્છા દેખાડી હતી, પરંતુ "હુ ત્હેને માટે લાયક નથી" એવો જવાબ ત્હેમના સીધા અને નિષ્પ્રપચી સ્વભાવે દેવડાવ્યો હતો. આખરે ૧૮૯૯ના ઑગસ્ટ માસમા તેઓ નિવૃત્ત થયા.

વાનપ્રસ્થ થઈ તેઓ અમદાવાદમા આવી રહ્યા. પોતાનો નિવૃત્તિનો વખત જાહેર કામોમા ગાળવાનો નિશ્ચય કર્યો. પ્રથમ જ્ઞાનવર્ધક નામની એક સભા સ્થાપી, શહેરમા જાહેર ભાષણો અપાવવાની શરૂઆત કરી. "મદ્યપાન નિષેધક મંડળી"મા જોડાયા. "ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી"ના પ્રમુખ નીમાઈ તેના કામકાજમા ઉત્સાહભર્યો અને આગળ પડતો ભાગ લેવા માડ્યો. બીજી પણ અનેક જાહેર સંસ્થાઓમા દાખલ થયા અને શહેરની ઘણીખરી જાહેર હિલચાલ અને સાર્વજનિક કામોમા તેના અગ્રેસર થઈ પડ્યા. સન ૧૯૦૨ મા અગ્રહમી રાષ્ટ્રિય પરિષદ અમદાવાદમા ભરાઈ, ત્યારે આવકાર આપનારી (રીસેપ્શન) કમિટીના ચેરમેન તેઓ નિમાયા હતા. ચેરમેન તરીકેનું તેમનું ભાષણ દેશની ખરી સ્થિતિની વ્યાપક સમાલોચનાના ઉત્તમ નમુના તરીકે અને વિદ્વત્તાપૂર્ણ રાષ્ટ્રિય વિચાર અને સિદ્ધાતના નિરૂપણ માટે આખા દેશમા વખણાયુ હતું.

સન ૧૯૦૫ મા બંગાળાના ભાગલાને લીધે આખા દેશમા નવીન જાગૃતિ આવી હતી. સર્વત્ર સ્વદેશી ચળવળ પ્રસરી હતી. તે વખતે સ્વદેશીનો ઝુડો આગળ ફેલાવવાને તેઓએ આગેવાન ભાગ લીધો હતો અને તેમના વિચારની જબરી અસર થઈ હતી. દેશના આર્થિક પ્રશ્નોનો તેઓએ બહુ સારો અને ઉડો અભ્યાસ કર્યો હતો, ઘણી વખત તેઓ તે વિશે ચર્ચા કરતા હતા.

સન ૧૯૦૭ મા સુરત ખાતે ભરાએલી ત્રીજી ઔદ્યોગિક નષ્ક્રિય પરિષદના પ્રમુખ નીમી, એક આગેવાન દેશભક્ત અને દેશ હિતચિંતક તરીકે, તેમને માન આપવામા આવ્યુ હતુ

સન ૧૯૦૯ મા ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના હીરક મહોત્સવ પ્રસંગે પ્રમુખપદેથી અને તેજ વર્ષમાં રાજકોટ સ્થળે ભરાએલી ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે ગુજરાતી ભાષા અને સાહિત્ય વિશે, બહુ વિચારશીલ અને અનુભવપૂર્ણ ઉપયોગી ભાષણો કર્યા હતા, જેમા તેમની વિદ્વત્તા, વ્યવહારિકતા અને માતૃભાષા પ્રત્યેનો તેમનો પ્રેમ અને લાગણી સ્પષ્ટ દેખાઈ આવે છે

સન ૧૯૧૧ મા તેમની (બ્રહ્મક્ષત્રિય) જ્ઞાતિના કૉન્ફરન્સના પ્રમુખ તરીકે તેમની પસંદગી કરવામા આવી હતી પૌર્વાત્ય અને પાશ્ચાત્ય, બને સસ્કૃતિના ઉત્તમ અંશો તેમનામા ઉતર્યા હતા અને તેનું બહુ સારૂ સમિશ્રણ થયુ હતુ તેઓ સુધારક હતા પણ 'ધીમે ધીમે સુધારાનો સાથ,' એ વિચાર-પક્ષના હતા તેઓ આખા સમૂહને સાથે લઈને આગળ વધવાને અને સુધારો કરવાને હીમાયત કરતા હતા બીજાઓથી છુટા પડી જઈ, એક નવુ મડળ ઉભુ કરવુ, પોતે આગળ વધવુ, પોતાનું શ્રેય ઇચ્છવુ, એ પદ્ધતિ તેમને પસદ નહોતી આ દષ્ટિબિન્દુથી તેમના જ્ઞાતિ વિશેના વિચારો, ખાસ મનન કરવા જેવા છે *

બીજુ દરેક પ્રશ્નનો વિચાર તેઓ વ્યવહાર દષ્ટિએ કરતા હતા કેટલીક તરફથી એમ કહેવામાં આવે છે કે તેઓ સ્ત્રીકેળવણીની વિરુદ્ધ હતા પણ તે વાસ્તવિક હકીકત નથી તેઓ સ્ત્રીકેળવણી વિરુદ્ધ કદાપિ નહોતા સ્ત્રીકેળવણીના તો તેઓ ચુસ્ત હીમાયતી હતા વ્યવહાર દષ્ટિએ વિચારતા સ્ત્રીઓને ઇગ્રેજી કેળવણી બહુ જરૂરની નથી એમ તેઓ માનતા હતા અને તેથી સ્ત્રીઓને ઇગ્રેજી કેળવણી કેટલે દરજ્જે આપવી, તે પરત્વે જ માત્ર તેમનો મતભેદ હતો અને તે અભિપ્રાય આપણી સાસારિક અને સામાજીક સ્થિતિનો પુરતો ખ્યાલ કરીને બાધ્યો હતો તે તેમની વ્યવહારૂ સમજનું પરિણામ હતુ જુઓ, આ તેમના શબ્દો —

' સ્ત્રી કેળવણી એટલે ગુજરાતની બધી વર્ણની દરેક સ્ત્રીને તેની સ્થિતિને યોગ્ય અને બને તેટલી સારી કેળવણી આપવી એ સાહિત્યની

* છઠ્ઠી બ્રહ્મક્ષત્રિય કૉન્ફરન્સનો રીપોર્ટ પૃ ૩૪

વૃદ્ધિનો એક મોટો ઉપાય છે. હાલની સ્ત્રીકેળવણી બહુ છાછરી છે અને તેનું ફળ બહુ થોડું છે. સાધારણ રીતે સ્ત્રીને અંગ્રેજી ભાષાની કેળવણી આપવાનું હુ ફળ સમજી શકતો નથી. પરતુ જે સ્ત્રીઓને પૂર્ણ અવકાશ હોય ને આગળ જતા તેનો પુરો ઉપયોગ કરી શકે એવી હોય, તેમને અંગ્રેજી ઉચી કેળવણી આપવી તે ઇષ્ટ છે. પણ હાલ તો મારા બોલવાનો આશય એટલો જ છે કે તમામ સ્ત્રીઓને સ્થિતિને અનુસાર સારી કેળવણી મળવી જોઇએ."+

તેમની જીદગીનો છેવટનો ભાગ નાણા સંબધી મુશ્કેલીઓમા આવી પડયો હતો. પોતે સાવ કરજદાર થઈ ગયા હતા. પોતાપર દુઃખ આવી પડયુ હતુ છતા પણ બધી વિપત્તિ તેમણે બહુ ધૈર્યથી અને હિંમત રાખી સહન કરી હતી અને પોતાના વિચાર અને સિદ્ધાતમાથી લેશ પણ ડગ્યા નહોતા

દેશી ભાષાદ્વારા જનસમૂહની કેળવણી એજ દેશોન્નતિનુ મુખ્ય સાધન છે, એવી તેમની દઢ ખાત્રી હતી અને કેળવણીના બહોળા પ્રસાર માટે હમેશ બોધ કરતા હતા. પોતે જઇફ હતા, પોતાપર આફત હતી, બીજી અનેક હરકતો હતી, છતા પોતે દેશી ભાષાના પ્રચાર અર્થે, બનતા વ્યવહારૂ ઉપાયો લેવાને પાકો નિશ્ચય કર્યો. તે અમલમા મૂકવાને ગુજરાત કેળવણી મડળ સ્થાપવા પ્રયાસ કર્યો. સન ૧૯૧૨ ના ડિસેમ્બર માસમા તેની શરૂઆત કરી નાની નાની રકમો મેળવી રૂ. ૬૦૦૦ નું મોટું ફડ એકઠું કર્યું હતું. મરતા સુધી તેઓ તેના કામકાજ માટે ફીકર રાખતા હતા. એજ તેમના જીવનનુ છેલ્લુ પણ મહત્વનું અને અતિ ઉપયોગી કાર્ય હતુ.

(૩)

કેટલાક વિષયોને માટે દી. બા અંબાલાલભાઈને અતિશય પક્ષપાત હતો અને તે માટે તેઓ હમેશા આગ્રહી રહેતા. આરોગ્યનો વિષય તેમને બહુ પ્રિય હતો ગમે તે પ્રસંગે કઇંક તક મળતા, તેઓ શરીર સંપતિ વિશે ઉપદેશ કરવાનું કદાપિ વિસરતા નહિં દેશની શારીરિક સંપત્તિ નિર્માલ્ય અને દુબળી જોઈ, તેમનુ દેશાભિમાની હૃદય ઘણુ દુઃખી થતુ અને દેશના ભારે મૃત્યુ પ્રમાણ માટે ખેદ દર્શાવતા બીજા દેશોમા પ્રજા લાબુ આયુષ્ય ભોગવી શકે, તદુરસ્ત રહે અને મૃત્યુ પ્રમાણ બહુ ઓછુ આવે, જ્યારે

+ હીરક મહોત્સવ પ્રસગે આપેલુ ભાષણ પૃ ૧૫

આપણે રોગીલા, નબળાં અને મુડદાલ રહીએ, મધ્યાવસ્થામાં ઘરડા થઈ જઈ, અશક્ત થઈએ, વહેલા મૃત્યુ પામીએ અને મૃત્યુ પ્રમાણ પણ મોટું આવે, તે શાથી ? આ માટે તેઓ પ્રજાને જવાબદાર ગણતા. તેની બેદરકારી, ગફલતી અને અજ્ઞાનતાનું પરિણામ છે, એમ કહેતા. તથા તેઓ દરેકને સ્વચ્છ અને ખુલ્લી હવામાં રહેવાનું, શરીરને જરૂર પુરતી કસરત આપવાનું અને નિયમિત અને વખતસર ખોરાક લેવાનું વારંવાર કહેતા. યુવાવસ્થામાં એકવાર તેમનું શરીર એકાદ મહા વ્યાધિથી પીડાયું હતું. પણ તે પછી નિયમિત વર્તન રાખ્યાથી અને પદ્ધતિસર કામ કરવાથી, તેઓ લાંબુ આયુષ્ય ભોગવી શક્યા હતા અને મરતા સુધી નીરોગી રહ્યા હતા. તેમને કંઈક પીડા થતી કે તુરત તેનું કારણ શોધી કાઢવાને તેઓ પ્રયાસ કરતા અને બનતા સુધી, તે વ્યાધિ ફરીને ઉદ્ભવે નહિ તે માટે ખાસ સંભાળ રાખતા હતા. તેઓ કહેતા કે 'આપણે રોગી, નિર્બળ અને હોશ વગરના છીએ. આરોગ્ય અને બળ નથી એટલે જોમ, જુસ્સો, સત્વ કે દમ હોયજ ક્યાંથી ? જ્યાં સુધી શરીર સંપત્તિ મેળવીશું નહિ, ત્યાં સુધી પ્રજા તરીકે આપણે નકામા છીએ. સંસારની સર્વ પ્રકારની ચઢતીનો પાયો શરીર સંપત્તિ છે અને શરીર સંપત્તિ વગર ઇતિર પ્રગતિ થઈ શકે નહિ.'

લાંબા કાળના અનુભવ પરથી અને દેશની સ્થિતિ અને તેના પ્રશ્નોનું નિરંતર મનન કર્યાથી તેમની પાકી ખાત્રી થઈ હતી કે "આ મોટા દેશની ઉન્નતિ કરવી હોય તો સર્વ જ્ઞાન દેશી ભાષામાં આપ્યા વગર છુટકો જ નથી. × × જ્યાં લગી ઉંચી કેળવણી અંગ્રેજી ભાષા દ્વારા આપવાની રીત રહેશે, ત્યાં લગી ઉંચા સાહિત્યની આશા રાખવી ફોકટ છે. બધું જ્ઞાન આપણી સ્વભાષામાં મળવું જોઈએ ને અંગ્રેજી માત્ર બીજી ભાષા તરીકે લખવી જોઈએ. × × × બીજું જન સમસ્તને અક્ષર ને જ્ઞાનના મુખ્ય મુખ્ય સંસ્કાર આપવા જોઈએ. કોઈ પણ પુરૂષ કે સ્ત્રી એટલા સંસ્કાર વગરની રહેવી ન જોઈએ તેથી તેઓ વખતોવખત બધી ઉંચી કેળવણી દેશી ભાષા દ્વારા આપવાને અને દરેક વ્યક્તિને જરૂર પુરતું શિક્ષણ મળે, તેવી વ્યવસ્થા કરવાને, ઊહાપોહ કરતા હતા અને આટલા માટે તેઓએ ગુજરાતી કેળવણી મંડળી સ્થાપી હતી. તેમના જ શબ્દમાં તે તે મંડળીનો ઉદ્દેશ દર્શાવીશું:—" એ સંસ્થાનો મુખ્ય હેતુ

એકજ છે, તે એ કે ગુજરાતમા ગુજરાતી ભાષા દ્વારા સર્વ પ્રકારના જ્ઞાનનો, કળાનો, નીતિનો તથા શરીર સપત્તિનો પ્રસાર કરવો "

તે જ પ્રમાણે તેમની ભાષા અને સાહિત્ય વિશેના વિચારો પણ કીમતી અને મનન યોગ્ય છે

"ભાષા અને સાહિત્ય એ લોક સમસ્તની વાણી છે માણસના મનમા જે જે વિવિધ વિચારો, ખ્યાલો, તુરગો, ઉમગો, ઊર્મિઓ, ફિકરો, દાઝો, લાગણીઓ ને ભાવનાઓ નિરતર ચઢ ઉતર કર્યા કરે છે, તેને શબ્દનો વેશ આપી માણસ જગત આગળ ધરે છે જો અતરની લાગણી ઉડી ને બળવાન હોય છે તો તેના ઉદ્ગાર પણ ગભીર ને જુસ્સાદાર નીકળે છે જો તે લાગણી છાછરી ને બીનકીમતવાન હોય છે તો મુખનો શબ્દ પણ ધીમો ને નબળો નીકળે છે અન્તરના મનની ને બુદ્ધિની દષ્ટિ જો બહોળી ને ઉચ્ચ હોય છે તો તેનો વિષય પણ વ્યાપક ને વિસ્તૃત હોય છે જો મન દબાયલુ, રાક, બાયલુ, કાયર, બીકણ, ને કટાળેલુ હોય છે, તો તે મૂગુ બની જાય છે વળી ખરા રૂપિઆનો રણકો જેમ ખરો થાય છે, તેમ ખરી લાગણીનો ધ્વનિ પણ ઓરજ થાય છે ખરી લાગણી ને ખરા વિચાર, તથા વિપુલ ને અબાધિત અવકાશ એવી ભૂમિમાજ સાહિત્ય રૂપી છોડવો પોષાય છે, ને સ્વતન્ત્રતા રૂપી શુદ્ધ વાયુના આવરણમા તે વહેલો ઉછરે છે અઘટિત અકુશની છાયામા તે કરમાઈ, ચિમળાઈ, અથવા ઠિંગરાઈ જાય છે સાહિત્યનો ખરો ઉદ્ભવ દેશના સર્વ જનોના કાયિક, માનસિક, આત્મિક ઉદ્ભવ જોડે સકળાએલો છે, અને આ ઉદ્ભવો રાજકીય, સસારી, ઔદ્યોગિક અને શિક્ષણપ્રસારના સુધારા ઉપર આધાર રાખે છે સાહિત્યના સુધારાના આ ઉંડા કારણો ઉપર લક્ષ ખેચવાનો હેતુ એ છે કે કારણની પ્રબુદ્ધતા વગર કાર્યની આશા રાખવી અઘટિત છે એ સિદ્ધાતનુ સ્મરણ થાય "

તેમની લેખનશૈલી સારી અને સરલ પણ જોમદાર અને અસરકારક હતી તેઓ નિત્ય વપરાસના અને વ્યવહારૂ શબ્દોનો ઉપયોગ કરતા સહેલાઈથી સમજી શકાય તેવુ લખાણ કરવાનો આગ્રહ કરતા જોડણી માટે એટલુ જ કહેતા કે શબ્દની જે જોડણી લખો તે બધે સમાન, એક સરખી રાખો. એકવાર એક શબ્દની જોડણી એક રીતે અને બીજી વખતે તેજ શબ્દની જોડણી જુદી રીતે લખવી એ વાસ્તવિક નથી લખાણમા સમા-

નતા ગ્હેવી જોઇએ પુસ્તકમા રહી જતી પ્રેસ ભૂલો માટે તેમને બહુ ચીદ હતી અને શુદ્ધિપત્રક જોઇને સખ્ત ટીકા કરતા તેઓ કહેતા કે ઇંગ્રેજી પુસ્તકો એક પણ પ્રેસ દોષ વિના પ્રસિદ્ધ થઇ શકે અને આપણુ એક પણ પુસ્તક, શુદ્ધિપત્રક વિનાનું ન હોય, એ શુ ઓછુ ન્હાનમ ભરેલું છે?

માસિકોમા આવતા લેખો માટે, સામાન્ય રીતે તેઓ કહેતા કે અત્યારે વિદ્વત્તાના નીરસ અને શુષ્ક વિષયો પર ચાતુ ચર્ચા કરવાને બદલે, જીવનમા ઉપયોગી થઇ પડે, સમાજની ઉન્નતિ માટે સહાયભૂત થાય, તેવા જીવન અને દેશના ગભીર અને મહત્વના પ્રશ્નોની ચર્ચા અને નિરૂપણ અત્યત જરૂરના છે તે વધારે ઉપયોગી અને ફળદાયી થઇ પડશે

તેઓ એક ચુસ્ત સ્વદેશી હતા, સ્વદેશીના જબરા હિમાયતી હતા પોતે બધો માલ સ્વદેશી વાપરતા અને સ્વદેશી કારીગરી અને હુન્નરને ઉત્તેજન અને મદદ આપવાને નિત્ય ખોધ કરતા નાની અને ઝીણી વસ્તુ માટે પણ તેઓ એક સરખુ ધ્યાન આપતા હમેશા સ્વદેશી ચીજને તે પ્રથમ પસંદ કરતા.

દરેક કાર્ય, તેઓ ચોકસાઇથી અને ઝીણવટથી કરતા અને તે ઉત્સાહપૂર્વક અને ધ્યાન દઇને ઉપરચોટીઆ કામ પ્રત્યે તેમને કંટાળો હતો કોઇ તે પ્રમાણે કરે તો તેને ઠપકો આપતા હતા તેમની સ્મરણશક્તિ અગાધ હતી ગમે તેટલી જુની વાત હોય તો પણ તેઓ કદી વિસરતા નહિ જે કઇ તેઓ વાચતા હતા તે ધીમેથી પણ બરોબર સમજીને અને વિચાર કરીને ગમે તે અભિપ્રાય તેમની સમક્ષ રજુ કરવામા આવે તો મોટા નામથી દોરાઇ જઇ તેઓ એકદમ સ્વીકારતા નહિ વળી કોઇના તેજમા કે રોફમા લેવાઇ જતા નહિ અને પોતાને યોગ્ય જણાય તેવો સ્પષ્ટ અભિપ્રાય લેશ ખચકાયા વિના નિડરતાથી આપતા તેઓ સ્વતત્ર વિચારના અને આગ્રહી હતા, તેમના દરેક કાર્યમા તેમના વ્યક્તિત્વની છાપ જણાતી કેટલીકવાર, તેઓ જાણતા કે અમુક કાર્ય કરવા માટેના અભિપ્રાયમા પોતે એકલા જુદા પડે છે, તે છતા તેઓ પોતાનો સ્વતત્ર અભિપ્રાય જણાવવાને ચૂકતા નહિ

પણ આ બધા ગુણો કરતા તેમનું ચારિત્ર્ય વધારે અનુપમ અને આકર્ષક હતું બધે તેનો પ્રભાવ પડતો અને એજ તેમની મહત્તાનું ખરૂં કારણ હતુ આપણને બુદ્ધિશાળી અને વિદ્વાન પુરૂષો મોડા વહેલા મળી આવશે પણ આવા સદ્વર્તનશાળી, ન્યાયી અને સત્યનિષ્ઠાવાળા ગતપુરુષો મળવા દુર્લભ છે

## ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ.

ભાઈ ચીમનલાલનો જન્મ સન ૧૮૮૧ ના ચૈત્ર માસમાં ખેડામાં થયો હતો. તેમનું કુટુંબ વચલા વર્ગનું-સાધારણ સ્થિતિનું પણ કુળવાન હતું. તેમના પિતાશ્રી રા. ડાહ્યાભાઈ સાકળચંદ શાહ વેપાર અર્થે અમદાવાદમાં ઝવેરીવાડામાં આવી વસ્યા હતા અને તે રૂની દલાલીનો ધંધો કરતા. સામાન્ય રીતે વેપારી અને વણિક વર્ગમાં ઉંચી કેળવણી લેવા માટે ઝાઝો ઉત્સાહ કે લાગણી દેખાતા નથી. વ્યવહારીક જ્ઞાન અને દુનિયાદારીનું ડહાપણ પ્રાપ્ત કરવા એ તેમનું અંતિમ લક્ષ્ય હોય છે, પણ રા. ડાહ્યાભાઈ પર જુદા પ્રકારના સંસ્કાર પડ્યા હતા. કાંઈક અગવડ વેઠીને પણ યુનિવરસીટીનું ઉચું પણ ખર્ગાળ શિક્ષણ પોતાના પુત્રોને આપવું એવી તેમના મનમાં ભારે ઉમેદ હતી અને પ્રભુ કૃપાથી તે બર આવી હતી. તેમના મોટા પુત્ર રા. વાડીલાલે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી સંતોષ માન્યો અને આગળ અભ્યાસ કર્યો નહિ પરંતુ બીજા-વચલા પુત્ર ભાઈ ચીમનલાલની મનોવૃત્તિ અને વલણ ન્હાનપણથી જ અભ્યાસ પ્રતિ વિશેષ હતા અને જીંદગીભર તેમણે એક સાચું વિદ્યાર્થી જીવન ગાળ્યું હતું. નિશાળનો તેમનો અભ્યાસ શરૂઆતથી જ યશસ્વી હતો અને તેમની બુદ્ધિ અને હોશિયારીના વખાણ થતા. પહેલે વર્ષે જ મેટ્રિક્યુલેશનની પરીક્ષા તેમણે ટંકશાળની ન્યુ ઇંગ્લિશ સ્કુલમાંથી સારે નંબરે પાસ કરી. તે પછી ગુજરાત કોલેજમાં દાખલ થયા. મૂળથી તેમનો સ્વભાવ તદ્દન શાંત અને એકમાર્ગી હતો એકલા રહેવું અને હરવું ફરવું તેમને વિશેષ પસંદ હતું. વિદ્યાર્થીઓમાં તેઓ ઝાઝા ભળતા નહિ અને વાચન અને અભ્યાસ કરવામાં એકચિત્ત અને મશગુલ રહેતા. ન્હાનપણથીજ જૈન ધર્મના સંસ્કારોની સુદૃઢ છાપ તેમના પર પડી હતી. તેમને એટલી બધી ધર્મશ્રદ્ધા હતી કે, દરરોજ દેરાસરમાં દર્શન કર્યા વિના તે ભોજન લેતા નહિ વળી જૈન સાધુઓના સંસર્ગમાં તે વારંવાર આવ્યાથી તેમના ધર્મશાસ્ત્રો પ્રતિ પણ તેમને ખૂબ અભિરૂચિ ઉત્પન્ન થઇ હતી, અને તે માટે તેના અભ્યાસ અને મનન કરવા માટે સંસ્કૃતનું જ્ઞાન તેમને આવશ્યક જણાયું. પછી ઉપાશ્રય પાઠશાળામાં તેમણે સંસ્કૃત-સિદ્ધાંત કૌમુદીનો અભ્યાસ ચાલુ કર્યો કોલેજના અભ્યાસ ઉપરાંત તેઓ આ દુર્ઘટ વિષયને પણ ખેડતા જતા હતા. કોલેજનો અભ્યાસ પુરો થતા થતામાં તો તે સંસ્કૃતમાં પારં-

ગત થયા. આરંભથીજ તેમને સંસ્કૃત ભાષાનો શોખ હતો અને ફુરસદનાં વખતે સંસ્કૃતનું પ્રકીર્ણ વાંચન અને નવીન શ્લોક રચના વગેરે કરતા હતા. તે જ્યારે પ્રિવિયસ ક્લાસમાં હતા તે વખતે જ તેમણે પ્રો. દારૂવાળાના માનમાં સુંદર સંસ્કૃત શ્લોકોમાં તેમની પ્રશસ્તિ બનાવી, સર્વેની શાબાશી મેળવી હતી. યુનિવરસીટીની પરીક્ષાઓ પાસ કરવામાં તેમને આ અભ્યાસ અને જ્ઞાન મોટી મદદરૂપ થઇ પડતાં હતાં. સન ૧૯૦૮માં તેમણે ઐચ્છિક વિષય તરીકે ઇંગ્રેજી અને સંસ્કૃત સાહિત્ય પસંદ કરી, બી. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરી અને કોલેજના બધા વિદ્યાર્થીઓમાં તે ઉંચે નંબરે આવવાથી એક વર્ષ માટે તેમની દક્ષિણ ફેલો તરીકે નિમણૂંક થઇ. વળી આ વર્ષે એમ. એ. ની પરીક્ષા માટે તેમણે વાંચવા માંડયું. સંસ્કૃત-વ્યાકરણ લઇ એમ. એ. ની પરીક્ષા પાસ કરનારાઓની સંખ્યા જૂજ હોય છે અને કેટલાક વર્ષોથી તે વિભાગમાં કોઇએ પરીક્ષા આપી નહોતી એટલો બધો તે વિષય કઠીન મનાય છે છતાં, પોતાની શક્તિ અને અભ્યાસમાં વિશ્વાસ રાખી, તેજ વિષય એમ. એ. ની પરીક્ષા માટે લેવાનું તેમણે પસંદ કર્યું અને વળી તે પરીક્ષા માનભરી રીતે પાસ કરી જે માટે ખચિત કોઇ પણ વ્યક્તિ મગરૂર થઇ શકે.

હિંદુ સંસારના રિવાજ પ્રમાણે તેમનું લગ્ન સંવત ૧૯૫૬ માં પ્રથમ વિદ્યાર્થી અવસ્થામા થયું પણ તે ઘર સંસાર માંડે તે પહેલાં તેમની પત્ની મૃત્યુ પામ્યા. ધર્મના સંસ્કાર અને જૈન સાધુઓના સંગે તેમના જીવન પર એવી પ્રબળ અસર કરી હતી કે, પ્રાચીન ઋષિજીવન ગાળવાની તેમના સંસ્કારી મનમાં અભિલાષા થઇ રહેલી હતી ઘણાં વર્ષો થયાં તેમણે એ કારણે મિષ્ટ ભોજન લેવાનું ઉત્કટ બંધ કર્યું હતું અને ઉંચી શય્યાપર તે કદી સુતા નહિ. તેમજ જેમ બને તેમ શરીરને કસવા અને કઠિન કરવા તે પ્રયાસ કરતા. તેમણે પોતાના કુટુંબીઓને બીજીવાર લગ્ન કરવાની ના પાડી અને લગભગ આઠ વર્ષ સુધી તેઓ આ વિચારને મક્કમ રીતે વળગી રહ્યા. છેવટ સગા સંબંધી અને વડીલોના દબાણને વશ થઇ તેમણે ફરી લગ્ન કરવા કબુલ્યું. આવી તેમની સાધુ જેવી સરલ વૃત્તિ અને સાદું પણ ઉન્નત જીવન તેમના સહવાસમા આવનાર દરેક વ્યક્તિ ઉપર છાપ પાડયા વગર રહેતું નહિ. સહેજ પ્રસંગ પ્રાપ્ત થતા તે તીર્થયાત્રાએ નિકળી પડતા અને ગુજરાતમાં એકે જૈન તીર્થસ્થાન નહિ હોય કે

જ્યા તે ગયા નહિ હોય. જૈન સાધુઓનો સમાગમ તે નિરંતર શોધતા રહેતા, તેથી તે મંડળમા તે બહુ પ્રિય અને પરિચિત થયા હતા. પોતાના જ્ઞાન અને વિનયથી તેમણે તે સર્વનાં આદરમાન અને પ્રીતિ સંપાદન કર્યાં હતા.

પ્રાચીન સાહિત્યની શોધખોળ અને સંશોધનમા તેમણે જૈન સાધુઓની સહાનુભૂતિ મેળવી હતી, અને તેથી તેમને પોતાના કાર્યમા કેટલીક સરળતા અને મદદ મળ્યા કરતા હતાં. તેમના સહકાર્યથી જૈન સાહિત્યનો ઉત્કર્ષ કરવા તેમને ભારે હોશ હતી. પરંતુ એ ઇચ્છા ફલિભૂત થાય એ પૂર્વેજ તે સદ્‌ગતિ પામ્યા છે. જો તે થોડાક વધારે વર્ષ જીવ્યા હોત તો જૈન ધર્મ, સાહિત્ય અને ઇતિહાસની બહુ સારી સેવા કરી શકત અને તેને દિપાવત. પણ તે આશા નિષ્ફળ નીવડી છે. ખરે ભાવી બળવાન છે.

એમ. એ. ની પરીક્ષા પાસ કર્યાં પછી પોતાને મન પસંદ અને અનુકૂળ થઇ પડે એવી કોઈ સારી નોકરી મેળવવાની તે તજવીજ કરતા હતા. તે દરમિયાન વડોદરામા શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞાનુસાર અમેરિકન વિદ્વાન મિ. બોર્ડનની દેખરેખ નીચે એક લાઇબ્રેરી વર્ગ સ્થાપવામાં આવનાર છે અને તેમા ગ્રેજ્યુએટોને તાલીમ લેવા પસંદ કરવામા આવનાર છે એવી જાહેર ખબર તેમના જોવામા આવી. સરકારી ખાતામાં સારા પગારની અને ઉંચી નોકરી મળવાનો સંભવ હતો પણ તેમને એમ જણાયું કે લાઇબ્રેરી ખાતામા દાખલ થવાથી તે વધારે ઉપયોગી અને સંગીન કાર્ય કરી શકશે. તેથી બીજા લાભોની દરકાર કર્યા વગર દેશી રાજ્યની ઓછા પગારની નોકરીમાં જોડાવાનું તેમણે પસંદ કર્યું પોતાના વિચાર અને આશય પાર પાડવાને આ ખરી રીતે તેમનો એક પ્રકારનો સ્વાર્થત્યાગ અને આત્મભોગ હતો.

લાઇબ્રેરી કક્ષાસમા પ્રથમ તેમને જુદી જુદી લાઇબ્રેરી પદ્ધતિઓનું અને પુસ્તકોનું વર્ગીકરણ કામ શીખવવામા આવ્યું. આ પદ્ધતિનું જ્ઞાન ગુજરાતીમા કેવી રીતે ઉતારવું અને દાખલ કરવુ તેની વ્યવસ્થા થવા તજવીજ ચાલી. એ બાબત સહેલાઇથી સમજી શકાય તે હેતુથી, એક પ્રયોગ તરીકે તેમણે પ્રથમ ૧૦૦૦ ગુજરાતી પુસ્તકોનું નવી પદ્ધતિએ વર્ગીકરણ તૈયાર કર્યું અને તે એક ચોપાનીયા રૂપે પ્રસિદ્ધ કર્યું. વળી જ્યા ત્યાં આ

નવી લાઈબ્રેરી પદ્ધતિનો પ્રચાર કરવા અને તેના જ્ઞાનનું સાહિત્ય ઉત્પન્ન કરવા, લાઈબ્રેરી ખાતા તરફથી એક લાઈબ્રેરી ત્રૈમાસિક કાઢવાની યોજના કરવામા આવી. આમાના ગુજરાતી વિભાગનું બધું જ કામ અને તેનું તંત્રીપદ રા. દલાલને સોપાયું. એ ઉપરાત સંસ્કૃત પુસ્તકોનું શાસ્ત્રીય ધોરણપર વર્ગીકરણ કરવાનું કાર્ય તેમણે હાથ ધર્યું અને તે કાર્ય સંપૂર્ણ ફતેહમંદ થાય તે માટે દેશના જુદા જુદા વિદ્વાનોને પત્ર લખી તેમના અભિપ્રાય અને સૂચનાઓ મેળવ્યાં. આ રીતે ત્રણેક વર્ષ આ નવા લાઈબ્રેરી વિષયનું જ્ઞાન સંપાદન કરવામાં અને તેનો પ્રચાર કરવામા અને તેનું સાહિત્ય તૈયાર કરવામાં તેમણે ગાળ્યા. ત્યારબાદ મિ. બોર્ડનની નોકરીની મુદત પુરી થવા આવી અને તેમને પાછા અમેરિકા જવાનું હતું. તે સાથે મિ. કુડાલકરે યુરોપ, અમેરિકા, જાપાન આદિ દેશોમા પ્રવાસ કરી, ત્યાની લાઈબ્રેરી પદ્ધતિઓનો જાતિ અનુભવ લઈ આવવા હજુર આજ્ઞા થઈ. દરમિયાન લાઈબ્રેરીનું કામ બીજી રીતે પ્રતિદિન વધતું અને ખીલતું જ ચાલ્યું.

એ ખાતાને પ્રથમ પ્રેસ રિપોર્ટરનું કામ સોપાયુ. અને ધીરે ધીરે પ્રેસ કટિંગ, મુખ્ય અને જાણવા જેવા લેખોની નોંધ અને સાર, બાળ-વાચન વિભાગ, સરક્યુલેટિંગ અને ટ્રાવેલિંગ લાઈબ્રેરીઓ, સિનેમેટોગ્રાફ અને સચિત્ર કાર્ડ દ્વારા જ્ઞાનપ્રચાર વગેરે કાર્યો નવા ઉમેરાતા ગયા. આ કાર્યોમાં રા. દલાલ રસપૂર્વક ભાગ લેતા. પરંતુ તેમનું મન ખરી રીતે તો પ્રાચીન સાહિત્યના સંશોધન અને સંગ્રહના કાર્ય પ્રતિ જ રોકાયેલું રહેતું. સેંટ્રલ લાઈબ્રેરીનો સંસ્કૃત વિભાગ તેમને સોપવામા આવ્યો હતો અને તેમા સુધારાવધારા કરીને વધારે આકર્ષક-ઉપયોગી બનાવવાને તેઓ હમેશ ઉત્સુક રહેતા. બહાર ગામના વિદ્વાનો તે સંગ્રહનો સારી રીતે લાભ લઈ શકે એવી વ્યવસ્થા તેમણે કરી. તેથી તેનો બહોળો ઉપયોગ થવા માંડ્યો અને તે કાર્યમા તેમની મદદ અને સલાહ બહુ કિંમતી થઈ પડ્યા. પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવાનુ અને તે માટે નવા નવા પુસ્તકો મેળવવાનું કામ શરૂઆતથી થયા કરતું હતુ અને તે વિભાગમા મિ. દલાલના ખંત અને ચાલુ ઉદ્યોગના પરિણામે બહુ ઉપયોગી પ્રાચીન ગ્રંથોનો ઉમેરો થયો. અત્યારે એ સંગ્રહને જે મહત્તા ને કિંમતીપણું પ્રાપ્ત થયા છે, તે વાસ્તવિક રીતે તો મિ. દલાલના શ્રમ અને ખંતને જ

આભારી છે. આમ માત્ર સંગ્રહ કરવાથી તેમ છતાં તેમને પુરતો સંતાપ થયો નહિ, તેથી વધુ શોધ અને તજવીજ થવા તેમણે એક ટિપ્પણ તૈયાર કર્યું. મે. દિવાન સાહેબ આગળ તે રજુ કરવામા આવતા તેમણે પાટણના જુના જૈન ભંડારોની તપાસ કરી, તે વિષે એક સવિસ્તર રિપોર્ટ કરવા મિ. દલાલને ખાસ હુકમ આપ્યો. મિ. દલાલના કાર્યે અહિંથી નવીન સ્વરૂપ ધારણ કર્યું, અને તે મૃત્યુપર્યંત તેમણે અવિચ્છિન્ન રીતે ચલાવ્યુ. તેમના ભગીરથ અને અવિશ્રાત શ્રમનુ પરિણામ બહુ સુંદર આવેલું સર્વ કોઈ સ્વીકારે છે.

ત્રણ માસ તે પાટણમા રહ્યા. છતા એટલા ટુંકા સમયમા તેમણે ૧૧ ભંડારોની તપાસ કરી. એ ભંડારોમા આશરે ૧૩૦૦૦ કાગળપર અને ૬૫૮ તાડપત્ર ઉપર લખેલા પુસ્તકો હતા. એ પુસ્તકો મિ. દલાલે ખૂબ ધ્યાનપૂર્વક અને બારીકાઈથી તપાસ્યા અને ખંભાતના ભંડારો તપાસી ડૉ. પિટરસને એક સવિસ્તર રિપોર્ટ કર્યો હતો તેમ અને તે પદ્ધતિ પર તમામ પુસ્તકોની વિગતવાર નોધ કરી અને તેમાના ઉપયોગી અને કિંમતી પુસ્તકોની નકલ ઉતરાવી, મિ. દલાલે પોતાના કાર્યને પાર ઉતાર્યું. આગળ ડૉ. બ્યુલર, ડૉ. ભાડારકર, ડૉ. પિટરસન અને પ્રો. મણિલાલ નભુભાઈ વગેરે પ્રસિદ્ધ વિદ્વાનો પાટણના ભંડારોની મુલાકાત લઈ ગયા હતા. પરંતુ તેઓ એ ભંડારો પુરેપુરા તપાસી શકયા ન હતા,. તેમ તેમાના ઘણા પુસ્તકો—ખાસ કરીને તાડપત્ર ઉપર લખાયેલા ગુપ્ત રાખવામા આવ્યાં હતા, એટલે એ ભંડારોની તપાસ અને નોધ અપૂર્ણ અને ખામીવાળી રહેલી હતી. આનંદની વાત તો એ છે કે, એ દિશામા મિ. દલાલે બજાવેલું કાર્ય અત્યંત મનોપકારક અને ઉપયોગી જણાયુ છે. તે જાતે જૈન હોવા ઉપરાત તેમના આચારવિચાર અને રહેણી એટલા ધાર્મિક અને સાદાઈ-વાળા હતા અને જૈન સાધુઓમા તે આટલા જાણીતા હતા અને તેમની લાગવગ અને માન એવા હતા કે જે તેમને પોતાનું કાર્ય કરવામા અત્યંત મદદકારક નીવડયા હતાં. જે પ્રાચીન સાહિત્ય અત્યાર લગી ભંડારોમા અંધારામા પડી રહ્યું હતું અને કોઈની નજરે પડતું નહિ, તે તેમને સહેલાઈથી ઉપલબ્ધ થયુ. અને આ પ્રમાણે મળી આવેલી તકનો તેમણે ખરેખરો સદુપયોગ કર્યો હતો. આ શોધખોળના પરિણામે અનેક જુના અને મહત્વના પુસ્તકો પ્રકાશમા આવ્યા છે, વળી એવુ કેટલુંક અપભ્રંશ

સાહિત્ય ગણ્યુ છે કે જે હિંદી, ગુજરાતી અને મરાઠી એ ત્રણે દેશી ભાષાઓની ઉત્પત્તિ અને ઇતિહાસ માટે જાણવા જેવી અને ઉપયોગી માહિતી પૂરી પાડે છે બારમા, તેરમા અને ચૌદમા સૈકાની જુની ગુજરાતી ભાષાના ગ્રથો હાથ આવ્યા છે, જે અપભ્રશમાથી જુની ગુજરાતીનો કેવી રીતે વિકાસ થયો, તેનો બ_ સારો પૂરાવો પૂરો પાડે છે અને ભાષાના સાહિત્યમા તેમની પ્રાપ્તિ બેશક ઉપયોગી અને કિંમતી ગણાય

આ હિન્દપ્રવાસનું એક વ્યાવહારિક પરિણામ એ આવ્યુ છે કે, તેમના રિપોર્ટથી ખુશ થઈ, પાટણ ભડારોમાના પ્રાચીન ઐતિહાસિક પુસ્તકો, એક જુદી ગ્રથમાળા તરીકે પ્રસિદ્ધ કરવા શ્રીમત મહારાજા સાહેબની ખાસ આજ્ઞા થઈ 'ગાયકવાડ પૌર્વાત્ય ગ્રથમાળા' ની પ્રસિદ્ધિ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં એક અપૂર્વ બનાવ ગણાય અને વિદ્વાનવર્ગ તરફથી તેની યોગ્ય કદર થાય એ ખુશ થવા જેવું છે પ્રસ્તુત ગ્રથમાળામા આજ દિન સુધીમાં સાત પુસ્તકો પ્રસિદ્ધ થયા છે અને બીજા તૈયાર થાય છે આમાના ત્રણ પુસ્તકો રાજશેખર રચિત 'કાવ્યમીમાસા', વસ્તુપાલ કૃત 'નરનારાયણાનંદ' કાવ્ય અને 'પાર્થપરાક્રમ' શ દલાલે એડિટ કર્યા છે અને બીજા ચાર પુસ્તકો (૧) હમીરમદમર્દન, રચ્યા સાલ સં ૧૨૩૦ (૨) વસંતવિલાસ ૧૩ મી સદી, (૩) પચમીકહા, અપભ્રશનું પુસ્તક ૧૨ મી સદી અને (૪) પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ, જેમા ૧૨ મા, ૧૩ મા, ૧૪મા શતકના કાવ્યો આપેલા છે, જે પ્રેસ માટે નોટસ અને ઉપોદ્ઘાત સહિત તૈયાર કરતા હતા અને તે સિવાય ૪ થા સૈકાની ઉદયસુંદરીની કથા, વત્સરાજ રચિત કર્પૂર ચરિત, રુક્મિણી પરિણય, હાસ્ય ચૂડામણિ, ત્રિપુરદાહ, કિરાતાર્જુનીય, અને સમુદ્રમથન એ ગ્રથોનું સંશોધન અને સારી નકલો કરવામા આવતી હતી આ પ્રમાણે વિવિધ પુસ્તકોની તૈયારી કરવામા તે રોકાએલા હતા. ખરી રીતે ગ્રથમાળાની તમામ વ્યવસ્થા અને યોજના તેજ કરતા હતા વળી નોટસ અને ઉપોદ્ઘાત વગેરે લખવા અને જુદા જુદા પાઠો તૈયાર કરવા, એ બધુ કામ તેમના હસ્તક થતું હતું, અને તે કાર્ય એટલુ વિદ્વત્તાપૂર્ણ અને ઉચી પ્રતિનું થએલું છે કે, પાશ્ચાત્ય અને પૌર્વાત્ય વિદ્વાનોએ તે ગ્રથોની મુક્ત કઠે પ્રશસા કરેલી છે તેની પ્રસિદ્ધિથી સંસ્કૃત સાહિત્ય અને પ્રાચીન સાહિત્યના ઇતિહાસ પર કેટલોક નવીન પ્રકાશ પડ્યો છે આવા ઉપયોગી અને કિંમતી કાર્ય બદલ શ્રીમત

મહારાજા સાહેબ બેશક મગરૂર થઈ શકે અને સાહિત્યસમાજ તેમનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો જ છે. પણ તે સાથે અહીં એટલું ઉમેરવું જોઈએ કે, તે ગ્રંથમાળાની યોજના અને પ્રસિદ્ધિ ખરી રીતે રા. દલાલના પ્રસ્તુત્ય પ્રયાસનું ઉમદા અને સુંદર ફળ છે, અને તેનું માન અને યશ એક રીતે તેમને જ ઘટે છે. તેમના આ કિંમતી કાર્યની કદર બુજીને ત્રીજે વર્ષે શ્રીમંત મહારાજા સાહેબે તેમને 'રાજ્યરત્ન' નો ઇલ્કાબ બક્ષ્યો હતો, તે યોગ્ય જ થયું હતું

પાટણના ભંડારોની તપાસ આટલી બધી ફળદાયી અને મહત્વની માલમ પડ્યાથી, જેસલમીરના ભંડાર–જેમાંના પુસ્તકો અતિ પ્રાચીન હોવાની વિદ્વાનોમા સામાન્ય માન્યતા છે અને જે પુસ્તકોની અત્યાર સુધી ખાતરીપૂર્વક તપાસ અને યાદી થઈ ન હતી, તે પાટણ ભંડારમાંના કેટલાંક પુસ્તક એડિટ કરતા એમ માલમ પડ્યું કે, તેની બીજી પ્રતો જેસલમીરના ભંડારમા કદાચ હોવી જોઈએ. તેથી એ ભંડારોની બરોબર તપાસ થવી જોઈએ એમ નક્કી થયું. ડૉ. બ્યુલરે સન ૧૮૭૨ મા તે ભંડાર પ્રથમ તપાસ્યો હતો. પણ તેમને માત્ર ૪૦ પોથીઓ બતાવવામાં આવી હતી. તે તપાસમાંથી ડૉ. બ્યુલરે 'વિક્રમાંકદેવચરિત' નું ઐતિહાસિક કાવ્ય લીધુ અને પાછળથી મુંબાઈ સંસ્કૃત ગ્રંથમાળા માટે એડિટ કર્યું. તેમના પછી કેટલેક વર્ષે મુંબાઈ સરકારે તે ભંડારની ફરી તપાસ અને નોંધ કરવા પ્રો. એસ આર. ભંડારકરને મોકલ્યા હતા. પણ તે તેમા ફતેહમંદ થયા નહિ, તેમ જ તે ગ્રંથોની જોઈએ તેવી અને પૂરતી માહિતી બહાર નહિ પડેલી હોવાથી, તે ભંડારની ચોકસાઈથી અને ખાતરીપૂર્વક તપાસ અને નોંધ થવા સૌ કોઈ જરૂર બતાવતા હતા. રા. દલાલને પાટણના ભંડારો તપાસવામા અસાધારણ ફતેહ મળી હતી, તેથી તે કામ માટે ફરી તેમની જ નિમણુંક થઈ. જેસલમીરની મુસાફરીએ જવુ એ કાંઈ સહેલ કાર્ય નથી. પ્રથમ તો ત્યા જવાનો માર્ગ જ વિકટ છે અને રેતીના રણમા લાંબી મુસાફરી કરવી પડે છે. વળી તે ભંડાર ગઢના કિલ્લામા એટલો સુરક્ષિત અને સખત જાપતા હેઠળ ગણેલો છે કે તે જોવાની તક બહુ થોડાને જ મળે છે. આવી મુશ્કેલીઓ અને અડચણો હોવા છતા માત્ર કુનેહ, ખંત, પ્રયત્ન અને યુક્તિવડે અન્યને અસાધ્ય થઈ પડેલુ કાર્ય રા. દલાલે ભારે પરિશ્રમ ઉઠાવી ફતેહમંદ રીતે પાર પાડ્યું અને તે બદલ

તેમને અત્યંત ધન્યવાદ મળ્યો તાડપત્રના જુનામા જુના ગ્રંથો આખા હિંદુસ્તાનમા માત્ર આ ભડારમા સચવાઈ રહેલા છે અને તેમાના કેટલાક પુસ્તકો ૧૦ મી સદી જેટલા પ્રાચીન છે બીજા એવા કેટલાક અગત્યના પુસ્તકો છે કે જેની પ્રતો અન્ય કોઈ સ્થળે ઉપલબ્ધ નથી અગાઉ આ બધા પુસ્તકો પાટણના ભડારોમા હતા, પણ આફતના સમયે તે નાશ પામવાની ભીતિથી સં ૧૪૭૪ મા જૈન સાધુ જિનભદ્રસૂરિએ તે ભડારને જેસલમીર આણ્યો, જ્યા અદ્યાપિ તેની પ્રાણની પેઠે રક્ષા થાય છે પાટણમા તો માત્ર નકલો રાખવામા આવી હતી અને તેના પ્રમાણ તરીકે એટલુ જણાવવુ બસ થશે કે, પાટણમાથી પ્રાપ્ત થયેલા 'કાવ્યમીમાંસા' અને 'હમીર મદમર્દન' ગ્રથોની મૂળ પ્રતો રા દલાલને અહિંથી જ પ્રાપ્ત થઈ હતી તેમણે એ ભડારની તપાસ એવી ખુબી અને કુશળતાથી કરી કે તેમના વર્તનથી ભડારના રક્ષકો પ્રસન્ન થયા એટલે સુધી કે, બધા પુસ્તકો તેમને બતાવ્યા, એટલું જ નહિ પરંતુ તેની બરોબર નોધ કરવા અને કેટલાક પુસ્તકોની નકલ ઉતારી લેવા ખાસ પરવાનગી આપી, જે બીજાને જવલ્લે જ મળે છે

આ રીતે પાટણના ભડારમાથી નહિ મળેલા એવા કેટલાક મૂળ પુસ્તકોની નકલો કરાવી લીધી અને બીજા કેટલાક સંસ્કૃત અને અપભ્રંશના નવા પુસ્તકો પ્રાપ્ત કર્યા જેની ટુકી યાદી વાચકને સહેજ ખ્યાલ આવવા નીચે આપી છે —હ્રુક રચિત વિનાસ વાખા-સંવત ૧૧૩૯, નેમનાથ ચરિત-૧૩ મી સદી, કુવલયમાળા (ઉદ્યોતનસૂરિ) કૃત-સ ૮૩૫, જયદેવ રચિત-છદશાસ્ત્ર, (કિરસાહ) પ્રકોક્તિ જીવિત અથવા કુન્તકનું કાવ્યાલકાર, ઇષ્ટિસિદ્ધિ અને લીલાવતી કહા વગેરે

આ તપાસ દરમિયાન તેમણે ૩૪૪ તાડપત્રના અને ૬૦૦૦ કાગળના હસ્તલિખિત પુસ્તકોની નોધ લીધી તે સાથે સીરોહી, બિકાનેર, જોધપુર વગેરે શહેરોમા ફરી આવી પુષ્કળ માહિતી એકઠી કરી તે સિવાય પ્રાચીન સાહિત્યની શોધખોળ માટે તે આમોદ, જુનાગઢ, તારાપુર, ખભાત, ખેડા, માતર, વળા, પાયગામ, અને અમદાવાદ વગેરે સ્થળોએ જઈ આવ્યા હતા આ પ્રમાણે સતત પ્રયત્ન કરી લગભગ ૩૦૦ કિંમતી હસ્તલિખિત પુસ્તકો સેંટ્રલ લાયબ્રેરીના સગ્રહ માટે તેમણે પ્રાપ્ત કર્યા હતા એ સંગ્રહની સમૃદ્ધિ અને ઉપયોગિતા મોટા અંશે તેમના પ્રયાસને અને ખતને આભારી છે

ચાલુ ઑફિસ કામ કરવા ઉપરાંત બાકીનો સમય તે સાહિત્ય સેવા કરવામાં ગાળતા. જુદાં જુદા માસિકો અને પત્રોમા વખતો વખત મહત્વના લેખો, તેમ જ પ્રાચીન ગુજરાતી કાવ્યો અને સુભાષિતો વગેરે પ્રસિદ્ધ થવા માટે મોકલી આપતા. વળી સાહિત્યના પ્રશ્નોની ચર્ચામાં રસપૂર્વક ભાગ લેતા. સુરતમાં ભરાયેલી પાચમી ગુજરાતી સાહિત્ય પરિષદ માટે તેમણે પાટણના ભંડારોમાંના જુની ગુજરાતી અને અપભ્રંશના પુસ્તકો વિષે એક વિદ્વત્તાભર્યો નિબંધ લખી મોકલ્યો હતો, જે પ્રતિ વિદ્વાનોનું સારૂં ધ્યાન ખેંચાયું હતું, ને યોગ્ય પ્રશંસા થઈ હતી જનાર્દન રચિત 'ઉષાહરણ' અને બિલ્હણ કૃત 'ચૌરપંચાસિકા' વગેરે પ્રાચીન ગુજરાતી કાવ્યો એડિટ કરી ચંદ્રહાસને મળતી અન્ય કથાઓ, 'સદયવત્સ સાવલિંગા' અને ('માધવકામ કુંડળા') ની કથા વગેરે જુની વાર્તાઓનો ઐતિહાસિક અને તુલનાત્મક રીતે અભ્યાસ કરી, ગુજરાતનું સંસ્કૃત નાટક સાહિત્ય તથા પ્રાચીન ગુજરાતીનો વિભક્તિ વિભાગ તથા વાક્યપ્રકાશ ઔક્તિક વગેરે વિચારપૂર્ણ લેખો લખી અને કાશ્મીર મુખમંડનની અને ખભાત શબ્દોની વ્યુત્પત્તિની ચર્ચામાં ઉંડા ઉતરી તેમણે સાહિત્યમાં ઉપયોગી ફાળો આપ્યો છે અને તેમની સાહિત્યસેવા બહુ ઉંચા પ્રકારની હતી, એટલુ ગુજરાતના સાહિત્યના અભ્યાસીઓ સ્વીકાર્યા વગર રહેશે નહિ.

ટુંકામાં તેમનુ સમગ્ર જીવન પ્રાચીન સાહિત્યના અભ્યાસ અને સેવનમાં નિર્ગમન થયું છે. તેમણે આદરેલું કાર્ય અત્યંત કિંમતી અને મહત્વનું હતું અને તેમાં જે કાંઈક થોડું કરવાને તે શક્તિમાન થયા હોય તો તે તેમને માન અને કીર્તિ આપે એવું ઉંચા પ્રકારનું અને વિદ્વત્તાભર્યું હતુ આપણે આશા રાખીશું કે, લાયબ્રેરી ડિપાર્ટમેન્ટ તરફથી ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાળામાં તેમના પાટણ અને જેસલમીરના ભંડારોની તપાસના બે મોટા રિપોર્ટ સત્વર પ્રસિદ્ધ થવા વ્યવસ્થા થશે. કેમકે તેની પ્રસિદ્ધિ થયેથી તેમનું કાર્ય કેટલુ બધુ ઉપયોગી અને અગત્યનુ હતુ તેનો વાચક વર્ગને પુરતો ખ્યાલ આવશે. સ્વભાવે તે તદ્દન શાંત અને નિરભિમાની હતા. તેમની પ્રકૃતિ આગ્રહી અને નિશ્ચયાત્મક હતી. તપસી જેવી તેમની મનોવૃત્તિ અને ભાવના હતા અને તેને અનુકૂળ જ તેમણે પોતાનો જીવનક્રમ અને વ્યવહાર રાખ્યા હતાં. દુનિયાદારીની ચીજોની તેમને ઝાઝી સ્પૃહા ન હતી. વળી તેમને માન કે મોટાઈની ઈચ્છા કે પરવા પણ ન હતી. સાદું, એકાંતિક, અને સંસ્કારી સાક્ષરજીવન, એક જૈન સાધુની માફક

ગાળવાને તેઓ સદા તત્પર અને ઉત્સુક રહેતા એજ તેમની જીવન ભાવના અને અભિલાષ હતાં. બહુધા તે પુસ્તકોના વાચન અને અભ્યાસમાં ગુંથાયેલા માલુમ પડતા અને કવિ ચોસરના શબ્દોમા કહીએ તો

"Of studio took he most caro and most hedo
Nought a word spoko he moie than was nedo"

(કામ પુરતું જ તે બોલતા, બાકીનો સમય અભ્યાસ ને અધ્યયનની દરકાર કરવામા ગાળતા.)

તેમ તેમણે ઉપાડેલું કામ તેમના સ્વભાવને અનુકૂળ અને યોગ્ય દિશામા હતું તે માટે યોગ્ય કાર્ય કરનારની જ ગરજ જોવાતી હતી. લાયકને લાયક કામ મળી આવ્યું અને સંતોષની વાત છે કે, તેમા તેમને સારી ફતેહ પણ મળી. તે એટલું સરસ કામ કરી રહ્યા હતા કે, થોડા સમયમાં તેમના પ્રયાસથી સુંદર પરિણામો આવવાની આપણે આશા રાખતા હતા પણ એટલામા કિનારે આવેલું વહાણ લાધી ગયુ.

## સંપાદિત ગ્રંથો

ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળામા નં. ૧, ૨, ૩, ૪, ૫ તરીકે કાવ્ય મીમાંસા, નરનારાયણનંદ, પાર્થપરાક્રમ અને રાષ્ટ્રૌઢ વંશ—તે પોતે સંશોધિત કરેલા તે પોતાની હયાતીમા જ પ્રકટ થયા; હયાતી બાદ તેમના સંશોધિત કરેલ વામન કૃત લિંગાનુશાસન નં. ૬, બાલચંદ્રસૂરિ કૃત વસંતવિલાસ નં. ૭, વત્સરાજ કૃત રૂપકષટ્ક—છ નાટક, નં. ૮ તરીકે સને ૧૯૧૮ મા પ્રકટ થયાં અને તદુપરાંત સદ્‌ગત દલાલ કૃત પ્રસ્તાવના અને પરિશિષ્ટોવાળું યશઃપાલકૃત મોહપરાજય નાટક નં. ૯ તરીકે બહાર પડયું, ૧૯૨૦ મા તેમનાથી સંશોધિત થયેલ જયસિંહ સૂરિકૃત હમ્મીરમદમર્દન કાવ્ય નં. ૧૦, સોડ્ઢલ કૃત ઉદયસુંદરી કથા નં. ૧૧, પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ (પ્રસ્તાવના વગરનું) નં. ૧૩, ૧૯૨૧ મા ભાસર્વજ્ઞ મુનિ કૃત પશુપતિ દર્શનનો ગણકારિકા નામનો ગ્રંથ નં. ૧૫, ૧૯૨૩ મા ધનપાલ કૃત ભવિસયત્ત કહા—પંચમી કહા (સદ્‌ગત પ્રો૦ ગુણેની પ્રસ્તાવના અને ટિપ્પણી સહિત) નં ૨૦; ૧૯૨૪ માં જેસલમેર ભંડારની ગ્રંથ સૂચિ (પંડિત લાલચંદની ટિપ્પણીઓ અને વૃદ્ધિ પત્રિકા સહિત) નં. ૨૧ અને ૧૯૨૫ મા લેખપદ્ધતિ (૮ માથી ૧૫ મા સૈકા સુધીના દસ્તાવેજોનો સંગ્રહ) નં. ૧૯ તરીકે બહાર પડયા. પાટણ જૈન ભંડારના ગ્રંથોની સૂચિ (પંડિત લાલચંદની ટિપ્પણીઓ સહિત) તૈયાર થઈ ગઈ છે ને પ્રેસમા ગઈ છે.

## ચંદ્રવદન ચીમનલાલ મહેતા

એમનો જન્મ સુરતમા નર્મદ ચકલાની પડોશના અંબાજી ચકલામાં સંવત ૧૯૫૭ ના ચૈત્ર વદ બીજ તા. ૬ ઠ્ઠી એપ્રિલ ૧૯૦૧ ના રોજ થયેલો. જ્ઞાતિએ તેઓ વણિક છે. જાણીતા આત્મારામ ભૂખણની પેઢીના વડા મુનિમ તરીકે ઝાસીની રાણીના દરબારમા હાથીએ બેસીને જવાનું માન તે પામેલા. શિવદાસ તે એમના પિતામહ થાય. માતૃપક્ષે, જૂના વખતના નર્મદ ભક્ત કવિ અને નાટયકાર ચુનીલાલ હરીકીસનદાસ કોમોડોર એમના માતામહ થાય. ઈ. સ. ૧૮૯૩ મા પ્રકટ થએલો 'પ્રમદાપત્ર લેખાવલિ' નામનો એમનો ગ્રંથ ગુજરાતીપત્ર લેખન સાહિત્યમાં પહેલો જ ગ્રંથ હતો. પોતાના લખેલા નાટયગ્રંથ 'ચંદ્રવદન અને ચંદ્રકળા' ઉપરથી દાદાએ એમનું નામ ચંદ્રવદન રાખેલું. માતામહની લખાવટની શક્તિ એમનાં માતા સવિતાગૌરીમા પણ છે અને પોતાનામાં એજ સ્રોતની અસર તેઓ માને છે

એમના પિતા ચીમનલાલ શિવદાસે જીવનનો મોટો ભાગ (૩૫ વર્ષ) રેલવેમાં 'લોકો' ખાતાના ચીફ ક્લાર્ક તરીકે નોકરી કરેલી હોવાથી બાળપણથી જ શ્રી ચન્દ્રવદનનો ઉછેર જુદે જુદે ઠેકાણે રેલવે કારખાનામાં થએલો. તે વેળા તેમનો પ્રાથમિક અભ્યાસ વડોદરામાં ચાલતો હતો. ક્લીમેનો, ડ્રાઇવરો, આગવાળા વગેરે વચ્ચે ૧૦ વર્ષ સુધીની વય વીતી. 'આગગાડી' નાટકમાંનું રેલ્વે જીવનનું વાસ્તવદર્શન એ અનુભવોને જ આભારી છે. ૧૯૧૦-થી ૧૯૧૯ સુધી સુરતની શાળામા, પછી આત્મારામ ભૂખણના ડેલાની મિડલ સ્કૂલમા અને ત્યારબાદ સર જે. જે. સરકારી હાઈસ્કૂલમા એમણે અભ્યાસ કર્યો. એ શાળામા ગુજરાતી મંડળના મંત્રી તરીકે પણ સાથેસાથ ચાર વર્ષ લગી એમણે કામ કર્યું હતું.

૧૯૧૯મા મુંબાઈ આવી એલ્ફિન્સ્ટન કૉલેજમા તેઓ દાખલ થયા અને સને ૧૯૨૪મા ગુજરાતી સાથે બી.એ; થયા. કૉલેજની એમની કારકીર્દિ અનેક રીતે યશસ્વી થઈ. એમની લેખક, કવિ તથા નટ તરીકેની શક્તિનો બીજવિકાસ ત્યાજ થયો. એલ્ફિન્સ્ટન કૅાલેજનો ઇલોકયુશન કોમ્પીટીશન (વક્તૃત્વ હરિફાઈ)નો સો રૂપિયાનો ચન્દ્રક તથા એવોજ અભિનય કલાનો ડ્રામેટિક કૉમ્પીટીશનનો ચન્દ્રક (બે વાર) એમણે પોતાની કૉલેજ કારકીર્દિ દરમ્યાન મેળવેલો. નરસિંહરાવના તેઓ શિષ્ય અને શિક્ષણમાં જેમ

પોતાના પર એમના શિક્ષણની અસરનો ઋણ સ્વીકાર કરે છે તેવો જ સ્વીકાર તેઓ દી. બ. કેશવલાલ ધ્રુવ તથા શ્રી બલવંતરાય ઠાકોરના સહવાસની અસરનો તથા કવિશ્રી નાનાલાલ અને ખબરદારના સંબંધની અસરનો પણ કરે છે. એમનાં એ કાળના સહયોગીઓ તરીકે શ્રી યુસુફ મહેરઅલી, શ્રી મસાણી, શ્રી સોરાબ બાટલીવાળા વિગેરે રાજકીય મિત્ર-મંડળમાં અને શ્રી સુંદરજી બેટાઈ અને ભાનુશંકર વ્યાસ (**બાદરાયણ**) વગેરે સાહિત્યસેવી મિત્રોમાં હતા.

ઈ સ. ૧૯૨૪ મા બી. એ; થયા પછી ૧૯૨૫-૨૬ નાં વર્ષો દરમ્યાન એમણે કાયદાનો અભ્યાસ કર્યો. દરમ્યાન, ૧૯૨૫ માં એમનું લગ્ન થયું; પરંતુ તેમાં પરસ્પર મન મેળ ન થવાથી ઐચ્છિક રીતે છૂટા થયા. કાયદાના અભ્યાસમા તો એમને નિષ્ફળતા મળી; એજ વખતે બારડોલીની લડત ચાલતી હતી ત્યા ગયા અને લડત બંધ પડતા પાછા આવી ૧૯૨૭-૨૮ માં એમ. એ; માટે સમાજશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો. પણ એવામા પહેલી રાજકીય લડત શરૂ થઈ એટલે પરીક્ષામાં બેઠા જ નહિ અને લડતમા જોડાઈ મુબઈના "બુલેટિન" નું તંત્ર પહેલા જ દિવસથી હાથમા લીધુ. વચ્ચે ૧૯૨૯-૩૦ માં એમણે ફેલોશિપ સ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યું. ૧૯૩૧-૩૨ મા, પાછળ વોરંટ ફરતું હતું, છતાં દોઢ વર્ષ સુધી પકડાયા વિના લડતના બુલેટિનનું તંત્ર એકધારી સફળતાથી ચલાવ્યું; અને છેવટે જાતે હાજર થયા. એ વેળા એક દિવસની સજા ભોગવી પૂનાની તહકૂબીથી છૂટ્યા. તે પછી ૧૯૩૩ થી ૩૬ સુધી મુંબઈની ન્યુએરા સ્કૂલમાં શિક્ષક તરીકે તથા પાછળથી ત્યાના વિઝિટિંગ લેક્ચરર તરીકે કામ કર્યું.

સાહિત્ય પ્રવૃત્તિમા ગુજરાતને પ્રથમ તેઓ ઊર્મિકાવ્યોના લેખક તરીકે જાણીતા થયા. પણ જેટલા કવિ તરીકે તેટલા જ બલ્કે સવિશેષ-નાટકકાર તરીકે તેમની પ્રતિષ્ઠા છેલ્લાં વર્ષોમાં ગુજરાતમા થઈ છે. તેઓ એકલા નાટ્યલેખક જ નથી, પણ નાટ્યવિધાયક પણ છે અને જાતે અચ્છા નટ છે. ઍમેટ્યુર અભિનેતા અને સંયોજક, તથા સૂત્ર સંચાલક અને નેપથ્ય વિધાયક તરીકેની એમની કારકીર્દિ જૂની એટલી જ જ્વલંત છે. ઈ. સ. ૧૯૨૩ માં ડૉ. સી. જે. સીસન, પ્રો. ડીઆન્દ્રાડે અને સ્વ. નરસિંહરાવ દીવેટીઆએ ત્રણે પરીક્ષકોને હાથે, અંગ્રેજી નાટક 'લીલીઓ' મા લીલીઆનો અભિનય ભજવીને, કૉલેજમા ચન્દ્રકો જીત્યા તે પહેલાં ૧૯૨૬ માં હાઈ-

સ્કૂલમાં સ્વ. રમણભાઈના 'નવાબ અને હજુરીઆ' ના નાટકથી તેની શરૂઆત થએલી. ચાલુ રંગભૂમિના નાટકો જોઈને પ્રકટેલા અણગમા અને અસંતોષે એમનામા ગુજરાતની રંગભૂમિના આદર્શની મહત્ત્વાકાંક્ષા પ્રકટાવી અને કૉલેજ જીવન દરમ્યાન તેને ઉત્તેજન મળ્યું. સ્ત્રીની ભૂમિકા સ્ત્રીઓએ જ ભજવવી જોઈએ એ એમના જાણીતા સદાગ્રહને પહેલું રૂપ ઈ. સ ૧૯૨૪ મા એમના 'સેન્ટ જોન' નાટકમા મળ્યું, અને એ વેળા, ગુજરાતી નાટ્યકળાના ઇતિહાસમા પહેલીવાર, શ્રી શાંતિલાલ દેસાઈએ સેન્ટ જોનનું પાત્ર ભજવ્યુ.

એમા અર્ધો ગાંડા નોકર 'ગુડીનો' ના પાત્રમા દેખા દેતા ચંદ્રવદન મહેતાની નટ તરીકેની સફળ કારકીર્દિના ગણેશ મંડાયા. તે પછી ૧૯૨૫ મા 'મૂંગી સ્ત્રી,' ૧૯૨૬ મા 'પ્રેમનું મોતી' અને એડવર્ડ નાબ્લોકનુ 'કિસ્મત એટલા કૉલેજની રંગભૂમિપર ભજવાયા.

ઇ. સ. ૧૯૨૭ મા ગુજરાત રેલસંકટ ફંડ માટે જાહેર રંગભૂમિ પર એમણે પહેલવહેલુ 'અખો' ભજવ્યુ. તે પછી ૨૯ મા બે વખત 'મૂંગી સ્ત્રી,' ૧૯૩૦ માં ફરી બે વાર એ જ નાટક, કનકોત્સવ વેળા ૧૯૩૧ મા કવિવર ટાગોરનું 'ડાકઘર,' કવિ ખબરદાર કનકોત્સવ વેળા સ્વરચિત 'ધારાસભા,' ૧૯૩૩ મા નર્મદ શતાબ્દી વખતે નર્મદની કૃતિઓમાથી જ પ્રસંગો વીણીને 'નર્મદ રંગલીલા' અને ૧૯૩૪ મા 'નરસૈંયો' તથા સ્વરચિત બાલનાટક "રમકડાની દુકાન" (બે વખત) ભજવાયા. આ બધામા અખો ભક્ત કે નર્મદ કવિ, ખાનબહાદુર ખરખરિયા કે હાજી લિખારી, તાપીદાસ શેઠ કે હુસેન ચાચા, રાજવૈદ કે રગલો, એવી વિવિધ પ્રકારની ભૂમિકાઓને જે એકસરખી ઉત્કૃષ્ટતાથી એમણે ન્યાય આપ્યો તેને લીધે એમની નટ તરીકે શક્તિની ગુજરાતને ઉત્તરોત્તર પ્રતીતિ થતી જ ગઈ; અને હમણા તાજેતરમા ૧૯૩૬ મા એમનું છેલ્લુ નાટક 'આગગાડી' મુંબાઈમા લાગલાગટ ચાર વાર ભજવાયુ, એને તો એટલો આવકાર મળ્યો કે ગુજરાત તેમ જ ગુજરાત બહારના બીજા શહેરો તરફથી એ ભજવવા માટે એમને આમંત્રણો મળ્યા.

ગુજરાતી રંગભૂમિની સુધારણા માટે સંસ્કારી વર્ગે ખરો પ્રયત્ન કરવો જોઈએ એ એમની દૃઢ માન્યતા હોવાથી આ બધા પ્રયાસોમાં એમણે પોતાની આસપાસ શિક્ષિત, સુસંસ્કારી અભિનય પ્રિય મિત્રોનું

મંડળ પણ જમાવ્યું 'સેન્ટ જોન' અને 'અખા' વખતે શ્રી શાંતિલા દેસાઈ, સરલા દેસાઈ, મોતી બાટલીવાળા. કુસુમ મહેરઅલી, ઇન્દુલાલ યાજ્ઞિક, સનતકુમાર વીણ, ધનસુખલાલ મહેતા, જ્યોતીન્દ્ર દવે વગેરે તેમજ ત પછી કવિશ્રી લલિતજી, સુંદર બેટાઈ, ભાનુશંકર વ્યાસ, સુન્દરમ્, ઉમાશંકર જોશી, સ્નેહરશ્મિ, શયદા, યશવંત પંડ્યા, જીતુભાઈ મહેતા, જયંતકુમાર ભટ્ટ, કેશવપ્રસાદ દેસાઈ, એમ અનેક જાણીતી વ્યક્તિઓને એમણે પોતાના સાથમા રંગભૂમિ ઉપર ઉતારી છે, એટલું જ નહિ પણ પોતાના ખુશ મિજાજી મીલનસાર સ્વભાવથી એ બધાનો સાચા દિલનો સહકાર જીત્યો છે. નર્મદરંગલીલા જેવામા ૧૧૦, રમકડાની દુકાનમા ૯૦ કે નરસિંહમા ૭૫ પાત્રો આવે એ બધાને એક સૂત્રે પરોવી એકસરખા ઉત્સાહિત રાખવામા કેટલી મુશ્કેલી છે એ સમજી શકાશે.

રંગભૂમિની સુધારણા માટે હજી ઘણું કરવાની એમની અભિલાષા છે અને એ બાબતમા એમનાં સ્વપ્નામા સૌથી જવલંત એ છે કે ગુજરાતમાં એક એવી સાર્વત્રિક નાટકશાળા નાટ્ય મંદિર હોય કે જેની શક્તિ અને ક્ષેત્ર એક વિદ્યાપીઠ યુનિવર્સિટી જેટલા હોય. નાટકો એ પ્રજાની કેળવણીનું યુનિવર્સિટી જેટલુંજ સમર્થ સાધન છે એ એમની દૃઢ માન્યતા છે, અને એ માટેના પ્રયત્નોને એ પોતાનું જીવનધ્યેય માને છે.

નાટકો તો તેઓ લખ્યેજ જાય છે. હજી વીસ-ત્રીસ નાટકો એમને લખવા છે, જેના વસ્તુ તૈયાર છે. એ ઉપરાત નાટ્યકલા, તખ્તા પ્રકાશ વિગેરે ઉપર એક વિસ્તૃત ગ્રંથ લખવાની એમની અભિલાષા છે. ઉપરાત દરવર્ષે ઓછામા ઓછુ એક નવું નાટક તૈયાર કરવું જ અને એ દ્વારા નવો ચીલો, નવી પદ્ધતિ, નવું આયોજન રજુ કરતા જવુ એવી એમની યોજના છે. આજ સુધીના પોતાના નાટકો પણ એમણે આજ દૃષ્ટિએ લખ્યા છે; અને તે પ્રત્યેકનો પ્રકાર જુદો છે, તે નીચેની યાદી પરથી જણાશે. આરાધના–આદર્શવાદી, અખો Character–play, કિસ્મત Pantomine, મૂંગી સ્ત્રી–ફારસ; આગગાડી અને નાગાબાવા વાસ્તવદર્શન, આવતીકાલે-Romance; પ્રેમનું મોતી-Idyll; રમકડાની દુકાન–બાલમાનસ; ધારાસભા અને દેડકાની પાયશેરી કટાક્ષ; કરણ–ઐતિહાસિક, કલ્યાણ–ગીત નાટક–Opera.

## એમના લખેલા ગ્રંથો અને લખાણોની યાદી

કાવ્યો—ઇલાકાવ્યો (કાવ્યસંગ્રહ)

ચાંદરણાં (બાલગીતો)

રતન (લાંબું કાવ્ય)

પ્રેમનું ગીત (અપ્રકટ–૪૦૦૦ લીટીનું પ્રેમનું એપિક) એ ઉપરાંત બીજાં છૂટાં કાવ્યો.

નાટકો

આગગાડી

અખો, વર–વહુ અને બીજાં નાટકો (સંગ્રહ)

પ્રેમનું મોતી, ધટમાળ અને બીજાં નાટકો (બીજો સંગ્રહ)

મંતાકુકડી (બાલનાટક)

રમકડાંની દુકાન

નર્મદ

એ ઉપરાત ટૂંકી વાર્તાઓ, પ્રવાસ લેખો, ઉમાશિખર–ગગનગૌરી, સોનાપરી, ઉદયશંકર વગેરે પરના પ્રકીર્ણ લેખો વગેરે.

---

## રેવ. જોસફ વૉન સોમરેન ટેલર

તેમનો જન્મ ઈ. સ. ૧૮૨૦ ના જુલાઈ માસમાં દક્ષિણ મહારાષ્ટ્રમાં આવેલા બેલગામ શહેરમાં થયો હતો. તેમના પિતાનું નામ જોસફ ટેલર હતું. જાતે અંગ્રેજ હતા. જોસેફ ટેલર હિન્દુસ્તાનમાં ખ્રિસ્તિ ધર્મોપદેશક થઈને આવ્યા હતા. સોમરેન ટેલરે ઈંગ્લાન્ડના ધ્રસેક્સ પ્રગણામાં આવેલા ઑન્ગરની નિશાળમાં થોડાં વર્ષ અભ્યાસ કરી, ગ્લાસગોના શાળામંડળની બી. એ; ની પદવી ઈ. સ. ૧૮૪૪ માં મેળવેલી. ત્યારબાદ તેઓ હિન્દુસ્તાનમાં ખ્રિસ્તિ ધર્મોપદેશક થઈને આવેલા, અને ગુજરાતમાં રહેલા. ઇ. સ. ૧૮૫૮ માં તેઓનાં પહેલીવારનાં લગ્ન ધ્રલાઈઝા પ્રિચર્ડની સાથે થયલાં.

ઈ. સ. ૧૮૬૦ નાં વર્ષમાં તેમના લેખો ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધિને પામ્યા. ઈ. સ. ૧૮૬૭ માં તેમણે ગુજરાતી ભાષાનું વ્યાકરણ પ્રસિદ્ધ કર્યું હતું. ઈ. સ. ૧૮૬૭ માં તેમણે ઈશ્વરસ્તુતિનાં પદો ગુજરાતીમાં લખી પ્રસિદ્ધિમાં મુક્યાં. સ્વ. શાસ્ત્રી વ્રજલાલની સહાયતાથી તેમણે ગુજરાતી ભાષાનો અભ્યાસ વધાર્યો, અને 'ધાતુસંગ્રહ' નામનું પુસ્તક લખવામાં તેમણે તે શાસ્ત્રીજીની સાથે કામ પણ કરેલું. તેમનું મરણ ઇ. સ. ૧૮૮૧ મા સ્કૉટલેન્ડના એડિન્બરો નગરમા થયું હતું.

-: એમની કૃતિઓ :-

(૧) ગુજરાતી વ્યાકરણ

(૨) કરારને લગતો પ્રવેશબોધ

## દેવચંદભાઈ દામજીભાઈ શેઠ

'જૈન' પત્રના તંત્રી તરીકે પ્રસિદ્ધિ પામેલ શ્રી૦ દેવચંદ દામજીભાઈ કુંડલાકરનો જન્મ સંવત ૧૯૩૮ ના માહ સુદ પાંચમના રોજ ઊના ગામમાં થયેલો; જ્યારે તેમનું મૂળ વતન કુંડલા છે. તેમના પિતાનું નામ દામજીભાઈ અને માતાનું નામ ચતુરા છે. જ્ઞાતિએ તેઓ વિશાશ્રીમાળી છે. તેમનાં લગ્ન સંવત ૧૯૫૦ માં કુંડલા પાસેના પીયાવા ગામમાં થયેલ હતાં. પત્નીનું નામ મણીબહેન છે.

કુંડલાના હેડમાસ્તર સ્થાનેથી લગભગ અર્ધી સદી પહેલાં કેળવણી કોન્ફરન્સ અને ફ્રીન્ટર ગાર્ટનની પદ્ધતિ સૌરાષ્ટ્રમાં શરૂ કરનાર દામજીભાઈ હતા વળી તેઓ કુંડલા વિગેરે સો ગામની શેઠાઈએ તેમના કુટુંબના વારસા હક્ક હોઈને તેઓ શેઠની અટકથી ઓળખાય છે. તેમણે પિતાની દેખરેખ નીચે તેર વર્ષની ઉમ્મરમા સાત ગુજરાતી અને ત્રણ અંગ્રેજી ધોરણ પૂરા કરેલ પણ પિતાની ગદડામાં બદલી થતા, અને ગઢડામાં અંગ્રેજી નિશાળ ન હોઈ, એમનો અભ્યાસ બંધ પડી ગયો અને ઘેર જ અભ્યાસ અને વાચનદ્વારા સંસ્કૃત અને અંગ્રેજી જ્ઞાન મેળવ્યું.

નાનપણથી જ વાચનનો, પત્રોનો વગેરેનો શોખ હતો એટલે પત્રકારત્વના ગુણો ત્યારથી જ વિકસવા પામેલા. બાર વર્ષની ઉમ્મરે ગોળાવડામા જાહેર ભાષણ પણ કરેલાં. એવામાં સંવત ૧૯૫૯ માં મુંબઈમાં જૈન કોન્ફરન્સની બીજી બેઠક મળી. ત્યા દેવચંદભાઈની વક્તૃત્વકળાનો વિશેષ પરિચય થયો. સંવત ૧૯૬૩ મા તેઓ મુંબઈ જૈન વક્તૃત્વકળા પ્રચારક મંડળના મંત્રી થયા. તે વખતે જ મુબઈથી નીકળતા અઠવાડિક 'જૈન વિજય' નું સંચાલન તેમને માથે આવ્યું. પછી તો 'તરંગ' અને 'તરુણી તરંગ' એ બે માસિકોની જવાબદારી પણ તેમને સંભાળવી પડી. ત્યાથી તેઓ ભાવનગર વળ્યા ને ભાવનગરથી નીકળતા 'શુભેચ્છક' નું કાર્ય તેમને શિર આવી પડયું. પત્રકારત્વનો તેમને શોખ હતો જ એટલે ભાવનગરથી તેમણે જ 'વિશાશ્રીમાળી હિતેચ્છુ' અને 'સ્ત્રી-સુખ દર્પણ' માસિક શરૂ કર્યાં.

સંવત ૧૯૭૦ મા તેમને 'જૈન' અને 'જૈન શાસન' એ પત્રોનું સંચાલન કરવાનું તેમના વ્યવસ્થાપકો તરફથી આમંત્રણ મળ્યા. 'જૈન'ના સંપાદક સ્વ૦ શ્રી૦ ભગુભાઈ ફત્તેચંદ કારભારી હતા. 'જૈન પત્ર' તે વખતે

દશ વર્ષની ઉમ્મરનું થયેલું ને તેટલા વખતમા ચાલીસ હજારની ખોટ કરેલી, પણ મિત્રોના આગ્રહથી દેવચંદભાઈએ એ કામ ગંભાળી લીધું. અને અત્યારે તે પત્ર જૈન સમાજમા બીજા કોઈ પણ પત્ર કરતાં અગ્રગણ્ય સ્થાન ભોગવે છે, ને જૈનેતરમાં પણ તેનું વજન પડે છે.

દેવચંદભાઈને જોઈને કોઈ એમ જ કહે કે એ મામૂલી વેપારી હશે, કારણકે સાદો પહેરવેશ, સાદી ભાષા, અને સાદી રીતભાત, તેમનાં જીવનના મુખ્ય અંગ છે પણ એ આશ્ચર્ય છે કે વેપારના વિધવિધ ક્ષેત્રોનો તેમણે અનુભવ મેળવેલ છે. વઢવાણના કાચના કારખાનાના તે ડીરેક્ટર છે, ભાવનગર મ્યુનિસિપાલિટીના કમિશનર જ્યુરીમા એસેસર અને ભાવનગર પેપર મર્ચંટ એસોશીએશનના તે પ્રમુખ છે.

તેઓએ લખ્યું છે બહુ ઓછું, પણ જેટલું લખ્યું છે તેટલું તેમના સ્મરણ પૂરતું તો છે જ, કારણ કે 'જૈન' દ્વારા તેમણે કરેલ સેવાઓ ઓછી નથી. તેઓનો પ્રિયવિષય ઇતિહાસ છે, પણ સાથે તેઓ કવિ પણ છે એ બહુ થોડા જાણતા હશે. તેમણે સારા કાવ્યો લખ્યાં છે અને પિંગળ શાસ્ત્રના તેઓ અભ્યાસી છે. 'જૈન' અને 'શારદા' માં છેલ્લા બે સૈકાના કથાનકો તેમણે લખેલા, ને તે પ્રિય થઈ પડેલા.

## તેમની કૃતિઓ

૧. જૈનભક્તિ દર્શક સ્તવનાવળી
૨. બાળશિક્ષણમાળા
૩. ભાવનગર સ્ટેટના ઇતિહાસો
૪. ભાવનગર સ્ટેટની ભૂગોળ
૫. જૈનો અને શત્રુંજય
૬. શત્રુંજય પ્રકાશ
૭. તિર્થંકર ચરિત્ર
૮. જૈન સતિ આદર્શ જીવનમાળા

## સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજી

ડાહ્યાભાઈ ધોળશાજીનો અમદાવાદમા સંવત ૧૯૨૩ માં ફાગણ સુદ ૧૪ ના રોજ જન્મ થયેલો. તેમના પિતાનું નામ ધોળશાજી હતું. તેઓ નાની ઉમ્મરમા જ એટલે પાંત્રીસ વર્ષની ઉમ્મરેજ સંવત ૧૯૬૮ ના ચૈત્ર વદ ૮ ના રોજ વિદેહ થયા છતાં નાની ઉમ્મરમાંય તેમણે અનેક નાટકો લખી લોકોમાં સારી પ્રતિષ્ઠા મેળવી લીધી હતી.

કૉલેજમા સંસ્કૃત ભાષા પર તેઓ સારામાં સારો કાબુ ધરાવનાર તરીકે જાણીતા હતા આથી તેઓએ અમદાવાદની મિશન હાઈસ્કુલમાં સંસ્કૃત શિક્ષક તરીકે કામ પણ કરેલું. પણ પાછળથી તેમણે નાટકો લખવા શરૂ કર્યાં, ને નાટકનો ધંધો જ હાથ કરી 'શ્રી દેશી નાટક સમાજ'ની સ્થાપના કરી, વળી અમદાવાદમા તેમની કાર્યવાહી નીચે જૈનધર્મ પ્રવર્તક સભા તરફથી સ્યાહાદ સુધા નામનું માસિક પણ બે વર્ષ સુધી ચાલેલ.

શ્રી. રણજીતરામભાઈ વાવાભાઈ તેમના નાટકો માટે લખે છે કે નીતિના સબળ પાયા પર તેમના નાટકની ઈમારત ચણાયેલી છે. રા. ડાહ્યાભાઈ નીતિ પ્રચારણ માટે એટલા બધા આતુર હતા કે રૂચિરસ્તાની" ક્ષતિ થાય તેવે પ્રસંગે પણ નીતિતત્ત્વો પ્રત્યક્ષ રીતે ઉદ્‌બોધ્યા વિના રહેતા નહિ.' તેમની ભાષા સરળ ને સચોટ રહેતી આથી તેમનાં નાટકો લોકપ્રિય થઈ પડેલાં.

તેમના નાટકો આખા છપાયેલાં નથી પણ નીચેના નાટકો તેમણે લખેલા ને સફળતાથી તે ભજવાએલા; તેમાંના કાવ્યો પણ તેઓના જ રચેલા હતા. અને તેમાં આવતા ગરબા કે કેટલાક કાવ્યો તો ગયા દશકા સુધીમા તો લોકોની જીભને ટેરવે ચડી ગયેલા.

### : કૃતિઓ :

| | |
|---|---|
| ૧ મ્યુનિસિપલ ઈલેકશન | ... ... |
| ૨ કેસર કિશોર | સંવત ૧૯૫૧ |
| ૩ સતી સંયુક્તા | ૧૯૫૨ |
| ૪ મદનમંજરી | ૧૯૫૩ |
| ૫ સતી પાર્વતી | ૧૯૫૪ |
| ૬ અશ્રુમતી | ૧૯૫૫ |

| | |
|---|---|
| ૭ રામવિયોગ | ૧૯૫૫ |
| ૮ સરદારબા | ૧૯૫૭ |
| ૯ ભોજકુમાર | ... ... |
| ૧૦ ઉમાદેવડી | ૧૯૫૭ |
| ૧૧ વિજયાવિજય | ... ... |
| ૧૨ વિદ્યાવેલી | ... ... |
| ૧૩ ઉદયભાણુ | ૧૯૫૮ |
| ૧૪ મોહિનીચંદ્ર | ... ... |
| ૧૫ સતિ પદ્મિની | ... ... |

## નારાયણ હેમચંદ્ર

એઓ જ્ઞાતે (ખત્રી) બ્રહ્મક્ષત્રિય, મૂળ દિળના વતની, પણ એમનું ઘણુંખરૂં જીવન મુબઈમા વ્યતિત થયું હતું તેમના પિતા હેમચંદ્ર સાધારણ સ્થિતિના હતા; તે એન્જીનિયર હતા; અને એક મેલું રૂ સારૂં કરવાના સાચાના માલિક હતા અને ધંધાર્થે મુબાઈમા આવી વસ્યા હતા. એમના માતુશ્રીનું નામ નંદકોર હતું; અને તે બહુ દયાળુ અને ધર્મનિષ્ટ હતા. એમને લખતાં વાચતા તો નહોતું આવડતુ; પણ સારી રીતે ઉનની ટોપીઓ ભરી જાણતા અને એ રીતે દરરોજનો એક રૂપિયો મેળવી શકતા.

સાત આઠ વર્ષની વયે નારાયણને ગામઠી શાળામા મૂકવામાં આવ્યા હતા, નવ વર્ષની ઉમરે એંગ્લો વર્નાક્યુલર શાળામા તે દાખલ થયલા; પણ નિશાળે જવું તેમને ગમતું નહિ; તેથી ઘણીવાર શાળાના નામે બહાર ફર્યા કરતા.

બારેક વર્ષના તે થયા ત્યારે તેમના પિતાનું મૃત્યુ થયુ, તે પછી એમને યજ્ઞોપવિત અપાયુ; અને તુરતજ એમના માતુશ્રી દેવલોક થયા તેથી તે એમના મામાને ત્યા રહેવા ગયા.

મામાને ત્યા ગયા પછી તેઓ શેઠ સોરાબજી બંગાળીના કારખાનામા એન્જીનીયરીંગનું કામ શિખવા માસિક રૂ. ૫) ના પગારથી રહ્યા હતા; ત્યાથી જી. આઈ. પી રેલ્વેની વર્ક શૉપમા ગયલા; અહિં તેમનો વાચનનો શોખ ખૂબ વધેલો; અને તે અર્થે તેમને જે પૈસા મળતા, તેમાથી ચોપડીઓ ખરીદતા; કરસનદાસ મૂળજી રચિત દેશાટન નામનો નિબંધ વાચવામા આવતા, મુસાફરી માટે ઇચ્છિા ઉદ્દભવેલી તેમનો પગાર બાપાને ન આપતા પોતાને ફાવે તેમ તે ખર્ચતા. વર્તમાનપત્રો વાચતા એટલું જ નહિ પણ સામાજિકસુધારા અર્થે સ્થપાયલી મંડળીઓમા તેમજ પ્રાર્થના સમાજમા હાજરી આપતા. એમાથી લેખ લખવાને તેઓ દોરાયલા અને "નૂરે આલમ" માસિકમા "જગદારશી" નામક એક લેખ લખેલો. આ નવા શોખે એમને કારખાનુ છોડાવ્યુ અને તેઓ વાચવા સાભળવા, હરવાફરવામા તેમના દિવસો વ્યતિત કરવા લાગ્યા. મામાના આગ્રહથી કાઈક વ્યાપારી કામ શિખવા લાગ્યા; પ્રથમ ઘડિયાળીનું કામ શિખ્યા, પછી વિજળીથી ગિલિટ કરવાનું શિખ્યા; પણ એકેય ધધામા

ઠરી ન રહ્યા. એટલે મામા ઠપકો આપવા લાગ્યા, તેને લઈને તેઓ ઘર છોડીને નાસી ગયા, પાછા મુંબાઈ ફરી પૂર્વવત્ સાનાર્જન કરવા માંડ્યું. બ્રાહ્મધર્મનું જ્ઞાન મેળવવા લાગ્યા તેમ મરાઠી શીખીને 'સુબોધ પત્રિકા'માં લેખો લખવાનું શરૂ કર્યું.

આ સમયે દયાનન્દ સરસ્વતી, કેશવચંદ્ર સાથે ઓળખાણ થઈ; અને નવીનચંદ્ર રૉય તો તેમને પોતાની પાસે રાખી, સાધનો આપી, એમની પ્રવૃત્તિને ઉત્તેજી. સન ૧૮૭૫ માં તેમની સાથે તેઓ અલ્હાબાદ ગયા; અહિંથી હિન્દી અને બંગાળી પુસ્તકોના ગુજરાતી તરજુમા કરવાનું કામ આરંભ્યું. તેમનું જીવન તદ્દન સાદું એક સાધુ જેવું હતું. પોષાકમાં માત્ર એક પંચીયું, એક કપડું શરીરપર, માથે મખમલની ટોપી અને પગમાં દક્ષણી જોડા એટલું તેમને બસ હતું.

નવીનચંદ્રને તેઓ પોતાના ગુરૂ માનતા અને તેમની સહાયથી તેઓ આખું હિન્દુસ્તાન ફર્યા હતા. એજ પ્રવાસના શોખે એમને ઇંગ્લાંડ દોર્યા હતા; જોકે અંગ્રેજીનું નહિ જેવું જ્ઞાન હતું; એ રીતે ચારચાર વાર વિલાયત અને અમેરીકાની મુસાફરી તેમણે કરી હતી.

જે કાંઈ શિક્ષણ મળેલું તે ઉપલક કામ પુરતું, પણ સારા સારા વિદ્વાનોના સહવાસમા આવતા, તેમની જ્ઞાનજીજ્ઞાસા બહુ વિકસેલી; અને તેમનો એ ગુણ હતો કે જે કાંઈ સારૂં પુસ્તક એમના વાંચવામા આવે તેનો તેઓ તુરત જ ગુજરાતીમા તરજુમો કરતા. ઉભય ભાષાનું સારૂં જ્ઞાન નહિ તેથી તેમા ઘણી અશુદ્ધિઓ આવતી; તેમ તે ભાષા પણ દોષભરી જણાતી. તોપણ એ કાળે બંગાળી સાહિત્યનો ગુજરાતી વાચકને પરિચય કરાવવાનો યશ શ્રી નારાયણને ઘટે છે.

લગભગ ૨૦૦ પુસ્તકો રચ્યાં છે, જેમાંનાં બહુ થોડાં હાલમાં વંચાય છે, વા જેના નામો લોકોના જાણવામા આવે છે. સાહિત્યરસિકોને એક "હું પોતે" એ આત્મવૃત્તાંતનો ગ્રંથ ઉપયોગી થશે.*

મરણપર્યંત તેઓ બ્રહ્મચારી રહ્યા હતા; અને ઉત્સાહ અને ઉત્સર્ગ એ એમનો મુદ્રાલેખ હતો. સન ૧૯૦૯ મા એમનું અવસાન થયું.

* આધાર વિદેહિ ગુજરાતી સાક્ષરો; તેમજ જુઓ નારાયણ હેમચંદ્ર વિષે શ્રીયુત રમણિક મહેતાના છુટક સ્મરણો અને શ્રી. કૃષ્ણરાવ દીવેટિયાનું નારાયણ વિષે વ્યાખ્યાન-બુદ્ધિપ્રકાશ સન ૧૯૧૧, અંકો માર્ચ અને ઑક્ટોબર.

## એમની કૃતિઓ :

१ રાજ્ય ઉત્પત્તિ તત્ત્વ
२ ઉપયોગી પુરુષ
३ કેશવચરિત્ર
४ જનહિતકારિણી સ્ત્રીઓ
५ જોન સ્ટુઅર્ટ મીલ
६ થિયોર પાર્કરનું જીવનચરિત્ર
७ દોરાનું જીવનચરિત્ર
८ ધાર્મિક પુરુષો
९ પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણકિર્તન
१० ફાધર ડામિયેનનું ચરિત્ર
११ બોધકચરિત
१२ વીરમંડળ ભા. १–२
१३ સદ્દવર્તનશાળી બાળકો
१४ સદ્દવર્તનશાળી પુરુષો
१५ સદ્દવર્તનશાળી સ્ત્રીઓ
१६ સેમ્યુઅલ જૉનસન
१७ સીતા ચરિત્ર
१८ સ્ત્રીઓનાં સારાં કામો
१९ સ્વદેશ પ્રેમી પુરુષો
२० હિન્દુ સ્ત્રીઓનું યશોગાન
२१ હું પોતે
२२ આપણા પૂર્વજો
२३ પ્રાચીન ભારતખંડનો મહિમા
२४ વૈદિક આર્યસમાજ
२५ પુરુ વિક્રમ નાટક
२६ શકુન્તલા
२७ વિક્રમોર્વશી
२८ કમળ કુમારી
२९ કર્ણ સુંદરી
३० છોકરાનાં સારાં કામ
३१ જયસિંહ
३२ દુર્ગેશનંદિની
३३ નાની મીઠી વાતો
३४ પ્રેમ તરંગ
३५ મા અને છોકરા
३६ મૃણાલિની
३७ યોગ જીવન
३८ રામચરિત
३९ રૂપનગરની રાજકુંવરી
४० વાસવદત્તા
४१ વિવિધ મીઠી વાતો
४२ વૈદ્ય કન્યા
४३ સદ્દગુણ આદર્શ
४४ સદ્દબોધ વાર્તાવલી
४५ તુલના
४६ નાટ્ય ચર્ચા
४७ સૌદર્ય તત્ત્વ
४८ કાવ્ય તત્ત્વ
४९ કાવ્યચર્ચા
५० સાહિત્યચર્ચા
५१ અરાદપુરાણ
५२ આધ્યાત્મિક વિજ્ઞાનતત્ત્વ
५३ આર્યધર્મ નીતિ
५४ ઉપનિષત્
५५ કઠોપનિષત્નો સાર
५६ ખ્રિસ્તી ધર્મનીતિ
५७ જરથોસ્ત ધર્મનીતિ
५८ દર્શનશાસ્ત્ર સંબંધી ચર્ચા

૫૯ નવબ્રહ્મોપનિષત્
૬૦ બ્રાહ્મધર્મ
૬૧ બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાન
૬૨ બ્રાહ્મધર્મ મત અને વિશ્વાસ ભા. ૨
૬૩ બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાન ખંડ ૧
૬૪ બ્રાહ્મધર્મ મત અને વિશ્વાસ
૬૫ શ્વેતાશ્વેતરોપનિષદ્‌નો સાર
૬૬ સદ્ધર્મ
૬૭ આર્ય ધર્મનીતિ અને ચાણાક્ય નીતિસાર
૬૮ અંગ્રેજો પાસેથી શીખવાના ગુણ
૬૯ કેવી રીતે દેશની ચઢતી કરવી ?
૭૦ કેવી રીતે બાળકને શિક્ષણ આપવું.
૭૧ કેવી રીતે વંશમાં સારાં છોકરાં ઉત્પન્ન કરવાં
૭૨ જાતિભેદ અને ભોજન વિચાર
૭૩ ધર્મનીતિ
૭૪ પરોપકારી અબળાઓ .
૭૫ પુનર્વિવાહ શાસ્ત્ર સંમત છે
૭૬ પ્રેમચર્યા
૭૭ પ્રેમતત્ત્વ
૭૮ બ્રહ્માંડતત્ત્વ
૭૯ માનુ કર્તવ્ય
૮૦ વિવાહ તત્ત્વસિંધુ
૮૧ સમાજ ઉત્પત્તિ તત્ત્વ
૮૨ સ્ત્રીઓનાં સારાં કામો
૮૩ સ્ત્રીજાતિ વિષે વિવેચન
૮૪ સ્ત્રીહિત શિક્ષા
૮૫ સંસાર ધર્મનીતિ
૮૬ બાહ્ય વસ્તુ સાથે માનવ પ્રકૃતિના સંબંધ વિષે વિચાર
૮૭ હુત તત્ત્વ વિવેક
૮૮ વિવિધ જ્ઞાન
૮૯ જીવોત્પત્તિ તત્ત્વ
૯૦ જીવજંતુ અને વનસ્પતિની અજાયબીઓ
૯૧ વૈજક તત્ત્વ
૯૨ મધુમક્ષિકા તત્ત્વજ્ઞાન
૯૩ સૂર્ય
૯૪ શિક્ષણશાસ્ત્ર
૯૫ બાળમહાભારત
૯૬ બાળબોધક વાર્તાઓ
૯૭ સદ્‌બોધ વાર્તાવલી
૯૮ અપરાધ તત્ત્વ
૯૯ ગાયન તત્ત્વ
૧૦૦ સંગીત ચર્ચા

## બાળાશંકર ઉલ્લાસરામ કંથારીઆ

એઓ જ્ઞાતે સાઠોદરા નાગર ગૃહસ્થ; નડિયાદના વતની; જન્મ ઈ. સ. ૧૮૫૯ માં જેઠ શુદ ૫ મે થયો હતો. એમના પિતાશ્રી ઉલ્લાસરામ મામલતદાર હતા. એમણે પ્રિવિયસ સુધીનો અભ્યાસ કર્યો હતો.

વિદ્યાર્થી અવસ્થામાંથી કવિતા કરવાનો છંદ લાગેલો; એમણે 'સ્વ-સુધારક' નામે એક મંડળ સ્થાપ્યું હતું, જેના એક સભ્ય પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદી પણ હતા. એ મંડળમા કાવ્યચર્ચા થતી; પછીથી એ વિસ્તૃત થઈ 'સાઠોદરા જ્ઞાતિ શુભેચ્છક' એ નામે જાણીતું થયું હતું.

સન ૧૮૮૦ માં તે ધોધામા કસ્ટમ ખાતામા જોડાયલા. સને ૧૮૮૧-૮૨ માં ભરૂચમાં રેવન્યુ તથા રજીસ્ટ્રેશન ખાતામા કલાર્ક હતા. ત્યાંથી સન ૧૮૮૨-૮૩ માં પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટના શિરિસ્તેદાર તરીકે તેમની બદલી થયેલી અને છેલ્લે આમોદમાં ત્રિઝેરી કારકુન નિમાયલા.

પણ સાહિત્ય શોખ અને માતૃભાષાની સેવા કરવાની તમન્ના પહેલેથી એટલે રેવન્યુ ખાતાની નોકરી તેમની પ્રકૃતિને રૂચતી નહિ; તેથી એ સારી આશાવાળી નોકરી છોડી દઈને તેમણે સાહિત્યસેવા કરવાનું બીડું ઝડપ્યું હતું.

સન ૧૮૮૭ માં "ભારતી ભૂષણ" નામનું ત્રૈમાસિક કાઢયું; તેમાં વિવેચન, અપ્રાપ્ય અને લોકપ્રિય, પ્રાચીન તથા મૂળ, સંસ્કૃત તથા વ્રજ અને ગુજરાતી કાવ્ય અને ગદ્ય ગ્રન્થ તથા લેખોનું વિવરણ થતું; એટલું જ નહિ પણ તે કામમા વિદ્દ વર્ગનો સહકાર મેળવવા તે શક્તિમાન થયા હતા.

વૃજભાષાનું એનીલાલકૃત "સાહિત્યસિંધુ" અને સંસ્કૃતમાંથી મમ્મતકૃત 'કાવ્ય પ્રકાશ' તથા 'સાહિત્ય દર્પણ'ના તરજુમા ગુજરાતીમાં ઉતારવા પ્રયાસ કર્યો હતા; તેની સાથે ફારસી અને અરેબિકમાથી ઉત્તમ કૃતિઓ ગુજરાતીમાં આપવા તજવીજ કરતા, એક મુન્શી હંમેશાં તેમની પાસે રહેલો તેની સાથે તે ફારસી ગ્રંથોનો અભ્યાસ કરતા હાફેઝ એમનો પ્રિય કવિ હતો અને તેની કેટલીક સુંદર ગઝલોનો તેમણે ગુજરાતીમા અનુવાદ કર્યો હતો, જે ગઝલો ગુજરાતીમાં લોકપ્રિય નીવડી હતી.

ગુજરાતના ઇતિહાસના ફારસી ગ્રથો ગુજરાતીમા તરજુમો કરવા તેમણે ખાસ શ્રમ લીધેલો; તદર્થે "ઇતિહાસમાળા" નામનુ એમ જુદુ માસિક સુદ્ધાં કાઢેલું, એટલો બધો તે માટે અનુરાગ હતો.

એવી રીતે એક મિત્ર માથેના સંબંધથી પ્રેરાઈને એમણે સન ૧૮૯૩ માં 'કૃષ્ણ મહોદય' નામનું એક માસિક કાઢેલું; અને તેના માલિક શેઠ સાકળચંદ મગનલાલ વૈષ્ણવ હોવાથી, વૈષ્ણવ ધર્મના સિદ્ધાંતોને તથા શ્રી કૃષ્ણ ભક્તિને ઉત્તેજે એવા સાહિત્યનું તેમાં પ્રકાશન થતું. ગીત ગોવિંદ દી. બા. કેશવલાલ ધ્રુવ અનુવાદિત પહેલપ્રથમ એ માસિકમાં પ્રકટ થયું હતું

'ભારતી ભૂષણમાં' તેમણે સંસ્કૃત ગ્રંથો 'કર્પુરમંજરી' અને 'મૃચ્છકટિક'ના ભાષાંતરો કટકે કટકે છાપેલા; અને દેવીદાસની રાજનીતિ એ ગ્રંથ પણ તેમાં પ્રસિદ્ધ થયેલો.

કલાન્ત કવિ નામથી લખેલી એમની કવિતા પણ મધુર તેમ પ્રાસાદિક જણાશે.

થોડોક સમય તેઓ ગુ વ સોસાઈટીમાં આસિ. સેક્રેટરી તરીકે રહેલા અને એમણે બુદ્ધિપ્રકાશનું સંપાદન કરેલું, પછીથી તેઓ ધંધામાં પડેલા, જેમાં મોટી ખોટ આવેલી. સન ૧૮૯૮ ચૈત્ર સુદી ૧૧ ના રોજ આ ફાનિ દુનિયાનો તેમણે ત્યાગ કરેલો

ગુજરાતી સાહિત્યમાં તેમણે કાંઈ કાંઈ નવા પ્રયોગો અજમાવેલા અને તેમાં તેમને સફળતા પણ મળેલી અને તે પ્રારંભના પ્રયોગો હોવા છતાં તેમની કૃતિઓ લોકાદર પામી હતી.

**-: એમની કૃતિઓ :-**

૧ મૃચ્છકટિક
૨ કર્પુરમંજરી
૩ કલાન્ત કવિ
૪ ચંદ્રાવલા
૫ દેવદાસની રાજનીતિ

---

## ભગુભાઈ ફતેહચંદ કારભારી

સાદરાના જાણીતા વકીલ અને એક વખતના માણસા સંસ્થાનના કારભારી રા. રા. ફતેહચંદ રામચંદને ત્યાં સને ૧૮૭૧ની સાલમાં એમનો જન્મ થયો હતો. બાલ્યાવસ્થામાં જ પોતાની માતાના મરણથી તેમના સુખનો વિયોગ થયો હતો. શ્રી. કારભારીનું કુટુમ્બ કેળવણીને માટે જાણીતું છે. જૈન કોમમાં આગળના વખતમાં અંગ્રેજી કેળવણી ઘણા જ થોડા સંપાદન કરતા હતા અને મરહુમ શ્રી. કારભારીના પિતા તેમાંના એક છે. પોતાને મળેલી કેળવણીનો લાભ અવશ્ય પોતાના પુત્રને આપ્યો. ક્રમશ: કૉલેજમાં ગયા, પણ તે પહેલાં જ હાઈસ્કૂલમાંથી એક ગુજરાતી લેખક અને પત્રકાર તરીકે બહાર પડવાની એમનામાં જીજ્ઞાસા ઉત્પન્ન થઈ. તે ઇચ્છા પૂરી પાડવાને ઉંચી કેળવણીનો લાભ પૂરો નહીં મેળવતાં કૉલેજ જલ્દીથી છોડવામાં એમણે મોટી ઉતાવળ અને ભૂલ કરી હતી; પરંતુ તેનો બદલો એમને ખાનગી વાચનમાં જે શ્રમ ઉઠાવ્યો હતો તેનાથી પુરતો મળ્યો. મર્હુમમાં જાહેર અને ખાનગી જીવનને યોગ્ય અનેક ઉત્તમ ગુણો હતા. તેઓ સ્વભાવે ઘણા જ સરળ હતા અને કોઈને પણ લેશ માત્ર દુ:ખ ઉપજે એવું કહેવામાં પાપ સમજતા હતા ઉપરાંત બહુ વિશ્વાસી હોવાથી ઘણીકવાર વિશ્વાસઘાતના ભોગ થઈ પડતા હતા ઘણા દબાણથી એક ચીજ એમને કહેવામાં આવતી તો તેની સામે "ના" કહેવાની એમને હીંમત ન હતી. આવા નરમ અને અસ્વસ્થ સ્વભાવને લીધે એમનું ટુંક જીવન જો કે પ્રજાને ઉપયોગી થઈ પડયું હતું તોપણ આપી શકાય તેટલો લાભ તેઓ ન આપી શકયા. મર્હુમની જીંદગી એ એક સાદાઈનો નમુનો હતો. ગર્ભશ્રીમંત હોવા છતાં દ્રવ્યથી બીલકુલ નિર્લોભ હતા. સારા કામમાં દ્રવ્યનો ભોગ આપવાને તેઓ હંમેશ તત્પર રહેતા. એમના હાથે સંખ્યાબંધ માણસો ધંધે ચડયા હતા; અને એમની સલાહથી સંખ્યાબંધનું કલ્યાણ થયું છે. બાળકની માફક તેઓ સદા ઉત્સાહી રહેતા.

કૉલેજ છોડયા પછી શરૂઆતમાંથી સમાજ સેવા, સાહિત્ય સેવા વગેરે, કામો કરવાના હેતુથી "પ્રજાબંધુ" નામનું સાપ્તાહિક પત્ર અમદાવાદમાં ઇ. સ. ૧૮૯૮ ના માર્ચમાં પ્રગટ કર્યું સ્વતંત્ર વિચારોવાળા લેખોને માટે તે પત્ર અમદાવાદની પ્રજામાં થોડાક વખતમાં ઘણી સારી સ્થિતિમાં આવ્યું; અને ગુજરાતી અઠવાડિક પત્રોમાં તે ઉંચી પંક્તિનું હતું એમ ઘણાઓએ પોતાનો મત જાહેર કર્યો.

હિંદુસ્તાનની પ્રજાની ઉન્નતિ જુદી જુદી કોમ, જ્ઞાતિ જુદા જુદા ધર્મ દ્વારા થશે એમ એમની માન્યતા હતી અને તેના કારણમા તેઓ એવો અભિપ્રાય દર્શાવતા હતા કે એક વ્યક્તિને, નિકટના સંબંધવાળા સમુદાયમા ઉદ્ભવતા પ્રશ્નો તેનું મન વધારે રોકે છે અને જાહેર મા અંગત નિર્ણય પર આવવાની તેને જરૂર પડે છે. તેવી માન્યતાને લીધે પોતાની જૈન કોમની અને જૈન ધર્મની સેવા કરવા તરફ તેમનું લક્ષ હમેશ કાયમ રહેતુ, પણ તેમની જાહેર જીંદગીના શરૂઆતના વર્ષો સાર્વજનિક સેવા તરફ દોરાયા હતા. જ્યારે જૈન કોમમા પોતાની કોમની ઉન્નતિને માટે ચળવળ થવા માડી તે વખતે તેમનું લક્ષ તે તરફ વધારે દોરાયુ અને પોતાના ધર્મ અને જાતિની સેવા કરવાની ઇચ્છાથી ઈ. સ. ૧૯૦૩ની સાલમા "જૈન" નામે સાપ્તાહિક પત્ર પ્રગટ કર્યું જૈન કોમમા કેટલાક માસિકો અને મુખ્યત્વે કેવળ ધાર્મિક જ વિષયોને ચર્ચનારા નીકળતા હતા, પણ થોડાક જ વખતમા જૈન કોમમા તે પત્રે અગ્રગણ્ય પદ પ્રાપ્ત કર્યું કોમના મહત્વના ધાર્મિક, સાંસારિક, તેમ જ વ્યવહારીક પ્રશ્નો તેઓ બહુંજ દક્ષતાથી અને દીર્ઘદષ્ટિથી ચર્ચતા જૈનોમા પોતાના તીર્થના રક્ષણને માટે લાગણી ઘણી તીવ્ર હોય છે અને તીર્થના હકો પર જરાએ તરાપ મારવામા આવે છે એમ તેમને લાગતુ કે, તુરત જ તેઓ તેવા સવાલો ચર્ચવામા પાછી પાની કરતા નહીં. અનેક રીતે તેઓએ જૈન ધર્મની અને પ્રજાની સેવા કરી છે

તેમની તબીયત તેમના પર ચાલેલા કેસ પછી બગડવા લાગી અને તે સુધારવાની ઇચ્છાથી તેઓ યૂરોપ ગયા, જ્યા પેરીસ પાસેના બર્ક ગામમા તા ૧૦ મી સપ્ટેમ્બરે તેઓએ સ્વર્ગવાસ કર્યો. તેઓ પોતાની પાછળ એક વૃદ્ધ પિતા, બે સુકોમળ બાલિકાઓ, અને એક મોટા મિત્રમંડળને વિલાપ કરતું મૂકી ગયા છે. તેઓ પ્રત્યે અમારી દિલસોજી છે.

'જૈન' અને 'પ્રજાબન્ધુ' ઉપરાત તેઓએ ત્રૈમાસિક 'સમાલોચક,' માસિક 'જૈન પતાકા' અને અંગ્રેજી સાપ્તાહિક 'પેટ્રીયટ' નામના પત્રો કહાડ્યા હતા લોકોમા અંગ્રેજીનો અભાવ હોવાથી કેટલીક મુદત બાદ 'પેટ્રીયટ' બધ કરવામા આવ્યુ હતું તેમણે જૈનોમા વાચન મનનનો શોખ વધારવા અને જૈન સાહિત્યને સસ્તી કીંમતે બહાર પાડવા સારૂ 'શ્રી જૈન જ્ઞાનપ્રસારક મંડળ' અને 'શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ભંડાર' ઉભા કરાવવામા તેમની સ્તુતિપાત્ર અને કિંમતી મદદ કરી હતી તેમ જ બને ખાતાઓને અંત સુધી પોતે તનમનથી મદદ આપવાનું જારી રાખ્યુ હતું

સ્વામી વિવેકાનંદ પર તેમની અથાગ ભક્તિને લીધે તેમને કર્મયોગ, રાજ-યોગ, પાતાંજલ યોગદર્શન, ભક્તિયોગ વગેરે પુસ્તકો; અને સ્વર્ગસ્થ વીરચંદ ગાંધી ઉપર તેમનો પ્રેમ હોવાને લીધે તેમને તેના અંગ્રેજી પુસ્તકો જેવા કે જૈન ફિલૉસૉફી, યોગ ફિલૉસૉફી અને કર્મ ફિલૉસૉફીના ભાષાંતરો બહાર પાડ્યા હતા.

રા. ભગુભાઈએ ઈંગ્રીશ ગુજરાતી ચાર ડીક્ષનરીઓ ચ્ચી છે, તે ઉપરાંત તેઓએ ટૉડના રાજસ્થાનનું ભાષાન્તર કર્યું હતુ, તે ઉપરાંત સદ્‌ગુણી સુશીલા, પંચ બાલિકા, રાજભાષા, કુમુદા, લંડન રાજ્ય રહસ્ય, લંડન રહસ્ય, વિવેકવિલાસ, શત્રુંજય મહાત્મ્ય, શ્રાદ્ધવિધિ, શ્રીપાળચરિત્ર, ધર્મ-બિંદુ, વિગેરે ઘણા નાના મોટા ગ્રંથો લખી ગુજરાતી સાહિત્યની સારી સેવા કરી છે.*



* બુદ્ધિપ્રકાશ, નવેમ્બર ૧૯૨૪

# ભુલાભાઈ જીવનજી દેસાઈ

એઓ જ્ઞાતે અનાવિલ બ્રાહ્મણ, મૂળ ચીખલીના વતની પણ એમના પિતાશ્રી ધધાર્થે વલસાડ જઈ વસેલા ત્યારથી એમનો વસવાટ ત્યા રહેલો; અને પ્રાથમિક શિક્ષણ વલસાડમા લીધુ હતું

સન ૧૮૯૧ મા તેઓ મુબાઈ ગયા અને સન ૧૮૯૨ મા પદર વર્ષની વયે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી, ગવર્નમેન્ટ સ્કૉલર તરીકે એલ્ફીન્સ્ટન કૉલેજમા દાખલ થયા હતા, ત્યાથી સન ૧૮૯૭ મા તેમણે બી એ, ની પરીક્ષા પહેલા વર્ગમા પાસ કરી, જે કારણે તેઓ પ્રથમ દક્ષિણા ફેલો અને પછીથી કૉલેજમા લેક્ચરર નિમાયા હતા એમની ઇચ્છા ઇન્ડિયન સિવિલ સર્વિસમા જોડાવાની હતી અને તે માટે એમને ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા સ્કૉલરશીપ આપવાનું નક્કી થયુ હતું, પણ એમના પિતાની માદગીને લઈને એ યોજના પડી ભાગી અને તેઓ સન ૧૮૯૮ મા અગ્રેજી અને ફારસી લઈને એમ એ, મા ઉત્તિર્ણ થયા હતા એ પછી એમની ગુજરાત કૉલેજમા પ્રોફેસર તરીકે નિમણુક થઈ હતી, જ્યા એમની કારકીર્દિ, યશસ્વી નિવડી હતી અને વિદ્યાર્થીઓમા તેઓ બહુ લોકપ્રિય થયા હતા અમદાવાદના વસવાટ દરમિયાન તેઓ પ્રૉફેસર આનન્દશકર ધ્રુવના મિત્ર થઈ પડયા હતા અને લગભગ સાથે ફરતા હરતા હતા અને વસન્ત માસિક તે અરસામા આચાર્ય આનન્દશકરે કાઢ્યુ હતુ તેમા તેઓ ગુજરાતીમા લેખો લખવા પ્રેરાયા હતા

પણ કૉલેજનું ક્ષેત્ર એમની મહત્વાકાક્ષા અને અસાધારણ શક્તિ માટે મર્યાદિત જણાયુ, તેથી તેમણે કાયદાનો અભ્યાસ કરવાનું યોગ્ય વિચાર્યું પરિણામે કૉલેજ છોડી તેઓ હાઈકોર્ટના એડવોકેટ થયા સૌ કોઈ જાણે છે કે મુબાઈ બારના એક બાહોશ એડવોકેટ તરીકે એમણે બહોળી કીર્તિ પ્રાપ્ત કરેલી છે, એટલુ જ નહિ પણ સારી સપત્તિ મેળવવા શક્તિમાન થયલા છે

દેશમા રાજકીય ચળવળ મજબુત થતા તેમણે એમા સક્રિય ભાગ લેવા માડ્યો હતો હોમરૂલ લીગના તેઓ સભ્ય થયલા અને મોન્ટેગ્યુ અત્રે આવેલા ત્યારે હિન્દી રાજકીય સુધારણા સંબધમા જુબાની આપવા એમને નિમત્રણ મળ્યુ હતુ

અસહકારની ચળવળ પછી એમની રાજકીય પ્રવૃત્તિ વધતી આવી એટલે દરબારે કે સવિનય કાયદા ભંગની ચળવળ વખતે તેમણે જેલ સુદ્ધાંતમા જવા પાછી પાની કરી નહોતી

બારડોલી કમિશન વખતે એમની સેવા બહુ ઉપયોગી થઈ પડી હતી, અને પંડિત મોતીલાલ નહેરૂના અવસાન પછી એસેમ્બ્લીમા મહાસભાના તેઓ જ અગ્રેસર નેતા થઈ પડેલા છે, અને પ્રજાકીય પક્ષના એક સમર્થ પ્રતિનિધિ તરીકે એમણે મજબૂત છાપ બેસાડેલી છે

એમણે ઈચ્છયુ હોત તો હાઈકોર્ટના ન્યાયાસન પર જઈ શક્યા હોત, કારોબારી કૌન્સિલના સભ્ય નિમાયા હોત પણ એવા માનની પરવા ન કરતા લોકસેવા કરવાનુ એમણે વ્યાજબીધાર્યું હતુ

સન ૧૯૩૧ મા બંધારણ પ્રશ્નના અંગે ગુજરાતી સાહિત્ય પરિષદની ખાસ બેઠક નડિયાદ મુકામે મળેલી તેના પ્રમુખ તરીકે, એમની પસંદગી કરવામા આવી હતી, અને એમના નેતૃત્વ નીચે બંધારણનું કોકડુ સફળતા-પૂર્વક ઉકેલાયુ હતું

એમના પત્ની મૈ૦ ઈચ્છાબ્હેનનુ સન ૧૯૨૪ મા મૃત્યુ થયુ હતુ, અને એમના પુત્ર શ્રીયુત ધીરૂભાઈએ આંતરજાતિય લગ્ન કરેલુ છે

શ્રીયુત ભુલાભાઈની દેશ સેવા વધુ ને વધુ યશસ્વી અને ફતેહમદ નિવડે એમ સૌ કોઈ દેશપ્રેમી ઈચ્છશે



## ભીમરાવ ભોળાનાથ દિવેટિયા

એમનો જન્મ અમદાવાદમા તા. ૨ જી ઓક્ટોબર ૧૮૫૧ ના રોજ થયો હતો. ભોળાનાથ સારાભાઈના પાંચ પુત્રોમાં તેઓ ત્રીજા પુત્ર હતા.

પ્રાથમિક શિક્ષણ પૂરૂ કરી અંગ્રેજીનો અભ્યાસ શરૂ કરેલો; સન ૧૮૭૦ મા મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરેલી પણ તે પછી એવો વ્યાધિ એમને લાગુ પડચો કે તેમાંથી તેઓ મુક્ત થવા પામ્યા નહિ. જો કે રોગગ્રસ્ત સ્થિતિમા આગળ અભ્યાસ કરવાનું મૂકી દેવું પડયું પણ વિદ્યા પ્રતિ એટલી બધી પ્રીતિ કે જીંદગીપર્યંત એમનું વાચન અને લેખન કાર્ય ચાલુ રહેલું, અને તે જ્ઞાન એક પદવીધરને શોભે એટલું વિશાળ અને વ્યાપક હતું.

સન ૧૮૮૦ મા ભીમરાવ ગાયકવાડી નોકરીમા દાખલ થયલા અને લગભગ દશ વર્ષ વડોદરામા ગાળેલા; સન ૧૮૮૯ મા શરીર પાછુ બગડતા રજા ઉપર આવેલા; પણ તે સાજા થવા પામેલા નહિ અને તા. ૧૩ મી જાન્યુઆરી ૧૮૯૦ ના રોજ એમનું અવસાન થયું હતું.

એમનું લગ્ન પ્રિન્સિપાલ આનન્દશંકરના બ્હેન શ્રીમતી ચતુરલક્ષ્મી સાથે થયું હતું; તેમને નવ સતાન થયેલા, જેમાના સત્યેન્દ્રરાવે એક કવિ તરીકે સારી કીર્તિ મેળવેલી હતી; બીજા પુત્ર વીરમિત્રભાઈ ગુજરાત કૉલેજના વિજ્ઞાનના પ્રોફેસર તરીકે સારી નામના મેળવી હમણા જ નિવૃત્ત થયા છે.

મુબાઈ ગયા પછી એમનું શરીર કથળેલું; વિદ્યાર્થી અવસ્થામા એઓ એટલા સુંદર લાગતા કે છોકરાઓએ એમનું નામ "સરોવરની સુંદરી" "Lady of the Lake" પાડયું હતું.

પિતા સાથે એમણે કેટલેક સ્થળે, જેમકે અંબાજી, કબીરવડ, પ્રવાસ કરેલો; અને જે છાપ અને સંસ્કાર તેમના ઉપર પડેલા તેના ચિત્રો એમના કાવ્યોમા જોવા મળે છે.

કવિતાની પેઠે સંગીત પ્રતિ એમને વિશેષ પ્રીતિ હતી; અને એમનું કંઠમાધુર્ય આકર્ષક થઈ પડતું. સમાજ સુધારાના અને પ્રાર્થના સમાજના સંસ્કાર એમને પિતા પાસેથી મળેલા; ન્હાનપણથી કવિતા કરવાનો છંદ લાગેલો; સમાજમા કોઈવાર પ્રવચન કરતા; અને વર્તમાનપત્રોમા સુધારા વિષે લેખો લખી મોકલતા.

એમની કેટલીક ગરબીઓ બહુ પ્રસિદ્ધિ પામી હતી.

દેવળદેવી નામથી એમણે એક સ્વતંત્ર નાટક લખ્યું હતું; પણ તે એમની હયાતી બાદ પ્રકટ થયું હતું. મેઘદુત અને પૃથુરાજરાસો એ એમની મુખ્ય અને જાણીતી કૃતિયો છે. મેઘદુતનું ભાષાંતર પ્રથમ પ્રસિદ્ધ થયું ત્યારે એક પક્ષ તરફથી તે પ્રતિ સખ્ત આક્ષેપો થયેલા; પણ આજે તેની યોગ્ય કદર થવા પામી છે, અને પૃથુરાજ રાસો એક સુંદર કાવ્ય છે, અને તે સૌ કોઈએ વખાણ્યું છે; એની ચાલુ માગ રહેતા તેની નવી આવૃત્તિ સચિત્ર, એમના સંતાનો તરફથી હમણા જ બહાર પડેલી છે.*

## –: એમની કૃતિઓ :–

(૧) મેઘદુત
(૨) દેવળદેવી
(૩) પૃથ્વીરાજરાસો

* વિસ્તૃત હકીકત માટે જુઓ પૃથુરાજ રાસો બીજી આવૃત્તિ

## ભોળાનાથ સારાભાઈ

એઓ જાતે વડનગરા નાગર ગૃહસ્થ, અમદાવાદના વતની; એમનો જન્મ તા. ૨૨ મી જુલાઈ ૧૮૨૭ ના રોજ વડોદરામાં ઘીમડા પોળમાં થયો હતો. એમના પિતાશ્રી સારાભાઈ રેસિડન્સીમાં તે વખતે દફતરદારના હોદ્દે હતા.

દશ વર્ષની વયે એમનું લગ્ન થયેલું; તે વખતે કેળવણી લેવાની બરોબર સવડ ન હોતી તેથી પિતા પાસે તેઓ ફારસી શિખેલા; તેમ એક યુરોપિયન ગૃહસ્થ અંગ્રેજીશાળા ચલાવતો ત્યાં તે અંગ્રેજી ભણેલા, સંસ્કૃતનું જ્ઞાન પણ સારૂં હતું; વડોદરાના નિવાસને લઈને કાંઈક મરાઠીના પણ. સંસ્કાર પામેલા. તે પછી જળમાર્ગે મુંબાઈ જઈને તેમણે મુનસફની પરીક્ષા પાસ કરી હતી. તે પછી સન. ૧૮૪૪ માં તેઓ મુનસફ નિમાયલા. સન ૧૮૭૪માં સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા ત્યારે સરકારે એમની એકનિષ્ઠાભરી અને પ્રમાણિક નોકરીની કદર કરી રાવબહાદુરનો ઇલ્કાબ.બક્ષ્યો હતો, તેમ જ દક્ષિણના બીજા વર્ગના સરદારમાં તેમનું નામ મૂક્યું હતું.

નિવૃત્ત થયા પછી કચ્છના દિવાન થવા માગણી આવેલી પણ તેની તેમણે ના પાડેલી; અને નિવૃત્તિનો કાળ લોકસેવામાં તેમ ધર્મસુધારણા અને સમાજસુધારણાના કાર્યમાં વ્યતિત કર્યો હતો.

અમદાવાદ મ્યુનિસિપાલીટીના અને અમદાવાદ ડિસ્ટ્રીક્ટ લોકલબોર્ડના તેઓ સભ્ય હતા; તે ઉપરાંત ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી અને વર્નાક્યુલર ટેક્ષ્ટ બુક કમિટીના સભ્ય તરીકે તેઓ આગળ પડતો ભાગ લેતા.

આરંભમાં તેઓ મૂર્તિપૂજાને પૂરેપૂરા માનતા; પણ નવા વિચારના સંસર્ગમાં આવતા તેમા મ્હોટું પરિવર્તન થવા પામેલું, એટલે સુધી કે પ્રથમ તેમણે અમદાવાદમાં ધર્મ સભા સ્થાપવામાં આગેવાની લીધેલી અને પછીથી અમદાવાદ પ્રાર્થના સમાજની સ્થાપના એમના હસ્તે જ થવા પામી હતી.

તેના અંગે એમણે ઈશ્વરપ્રાર્થના માળાનું પુસ્તક રચેલું જે ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ સ્થાન ભોગવે છે, જેમાંનાં ભક્તિનાં અને ઈશ્વરસ્તુતિનાં પદો નવાજુના વિચારવાળા સૌને આદરપાત્ર થઈ પડે, એવી રીતે, પ્રૌઢ અને મધુર વાણીમાં લખેલાં છે.

એમનું અભંગવાણી એવું જ આકર્ષક છે; ગદ્ય લખાણ છૂટક મળી આવે છે પણ તે બહુ નથી.

સુધારક વિચારના તેઓ પ્રથમથી હતા એ એમની નોંધપોથી ઉપરથી માલુમ પડે છે; અને મહીપતરામે પરદેશગમન કરેલું, અને પાછા ફર્યા બાદ એમને જ્ઞાતિ તરફથી સોસવું પડેલું ત્યારે એક મિત્રભાવે તેઓ એમના પક્ષમાં ઉભા રહેલા અને તે બદલ જ્ઞાતિ બહાર થવાનું પસંદ કરેલું; જે એમના માટે માન પેદા કરે છે.

ગુજરાતમાં નવજીવનનો સંચાર થયો તે વખતે પ્રજાજીવનના ઘડતરમાં ભોળાનાથભાઈએ અગ્ર ભાગ લીધેલો. ફાર્બસ સાહેબને ને કવિ દલપતરામને ભેટો કરી આપવામાં એમનો જ હાથ હતો.

પૂર્વે જેમ નગરશેઠ કુટુંબ શહેરી જીવનમાં અગ્રસ્થાન લેતું તેમ આપણા પ્રાંતમાં બદલાયલી પરિસ્થિતિમાં ભોળાનાથભાઈ એમના અનેકવિધ જનસુધારણાનાં સેવાકાર્યથી સર્વ પ્રવૃત્તિના કેન્દ્રરૂપ થઈ પડતા; અને એક સંસ્કારી, સાહિત્યરસિક, સંગીતશોખી અને સુધારક કુટુંબ તરીકે એમના ઘરની પ્રતિષ્ઠા બંધાઈ હતી; અને આપણે મગરૂર થવા જેવું એ છે કે એમના કુટુંબીજનોએ એ પ્રતિષ્ઠાને વધારી એટલું નહિ પણ સાહિત્ય, સમાજ સુધારો, જનસેવા અને સંગીત પ્રચારના કાર્યોમાં કિંમતી ફાળો આપેલો છે.

ગુજરાતને મળેલો એ સંસ્કારવારસો ન્હાનોસૂનો નથી.

સન ૧૮૮૬માં ભોળાનાથભાઈનું અવસાન થયું હતું.

## –: એમની કૃતિઓ :–

૧ બોધસંગ્રહ
૨ ઈશ્વર પ્રાર્થનામાળા
૩ કરારનું શાસ્ત્ર
૪ મીતાક્ષરાના ઋણાદાન



* વધુ માહિતી માટે જુઓ ભોળાનાથ ચરિત્ર કૃષ્ણરાવરચિત તેમજ નરસિંહરાવનું લખેલું "સ્મરણ મુકુર".

# મલ્હાર ભિકાજી બેલસરે

મર્હૂમ સ્વર્ગસ્થ રા મલ્હાર ભિકાજી બેલસરેનો જન્મ તા ૨૨ મી મે ૧૮૫૪ મા થયો એમનુ મૂળ વસ્તીસ્થાન પુણા જીલ્લામા જેજુરીની પાસે આવેલુ બેલસર ગામ હતુ તેમના પિતાનુ નામ ભિકાજી પત અને દાદાનુ નામ મલ્હારરાવ હતુ. એટલે જે તેમના દાદાનુ નામ તેજ તેમનુ નામ હતુ તેમના દાદા અસલ પેશવાઈમા મરાઠી સરદાર હતા, અને કુલાબા જીલ્લાના નાગોઠણા પ્રાતના પાગેદાર હતા તેમના પિતાજી પત અશિક્ષિત હોવાથી ભિક્ષુકવૃત્તિ કરતા ભિકાજીપતને ચાર પુત્ર અને બે પુત્રીઓ હતી પુત્રોના નામ રગોપત, બાપુજી, મલ્હારરાવ અને ખડેરાવ પુત્રીઓના નામ વજાબાઈ અને બજુબાઈ, એટલે કે કૈલાસવાસી મલ્હારરાવ પોતાના પિતાના ત્રીજા પુત્ર હતા પણ અનુક્રમમા ચોથા વશજ હતા ભિકાજીપતે કુલાબા જીલ્લાના પેણ ગામમા પોતાનું ઘરબાર બાધીને વસતિ સ્થાન કર્યું રંગોપત ઠાણા જીલ્લાના મોખાડા, ઉંબર ગામ પેટાના મહાલ કરી હતા બાપુજી પેણ તાલુકાના સરકારી વકીલ હતા

કૈલાસવાસી મલ્હારાવે પોતાના મોટાભાઈની સાથે રહીને ઠાણામા અગ્રેજી ભાષાના નીચલા ધોરણોનો અને મુંબાઈની એલ્ફીન્સ્ટન હાઈસ્કુલમા ઉપલા ધોરણોનો અભ્યાસ કર્યો અને સને ૧૮૭૦મા મેટ્રીક્યુલેશન પરિક્ષામા પાસ થયા ત્યાર પછી મુબાઈની એલ્ફીન્સ્ટન કૉલેજમા આગળ અભ્યાસ કરીને સને ૧૮૭૪મા બી એ ની પરીક્ષા પાસ કરી ઈ સ ૧૮૭૫મા રાજકોટ હાઈસ્કુલમા સસ્કૃતના શિક્ષક નીમાયા નોકરી પર હતા તોપણ તેમની વિદ્યાભિરૂચી પહેલાની માફક કાયમ હતી રાજકોટથી સુરત, સુરતથી પાછા રાજકોટ અને રાજકોટથી જુનાગઢ બદલી થઈ જુનાગઢ ૧૮૭૭થી ૧૮૮૩ સુધી પાચ વર્ષ રહ્યા આ બધે ઠેકાણે સુદૈવથી તેમના ઉપરી હેડમાસ્તર મર્હુમ રા સા ઉત્તમરામ નરભેરામ મહેતાજી જ હતા. રા સા ઉત્તમરામ તેમને અતિ ઉદ્યોગી, ઉત્સાહી અને પાપભીરૂ સમજીને તેમના પર પ્રીતિ રાખતા

જુનાગઢ હાઈસ્કુલમાથી બદલાઈને વીરમગામની એગ્લો વર્નાક્યુલર સ્કુલના હેડમાસ્તર તરીકે નીમાયા ત્યા સને ૧૮૮૭ સુધી રહ્યા વિરમ ગામ આવ્યા પછી તેઓએ ગુજરાતી ભાષાનુ માર્મિકપણે અધ્યયન કરવા

માડ્યું. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ જાહેર કર્યા પ્રમાણે જોન સ્ટુઅર્ટ મીલનુ 'લિબર્ટિ' નામક ગ્રંથનુ ભાષાંતર સોસાઈટી તરફ મોકલ્યું, તે પરીક્ષક કમિટીમા મૂકાઈને સર્વોત્તમ ઠર્યું, અને તે માટે રૂ. ૧૫૦ નું ઈનામ મળ્યું. વિરમગામમા પ્રાર્થનાસમાજ, નેટીવ જનરલ લાઈબ્રેરી, લોકહિતવર્ધક સભા અને જોઈન્ટ સ્ટૉક કંપની ઉભી કરીને તેની મારફત પહેલુ છાપખાનુ સ્થાપન કર્યું. વિરમગામની મ્યુનિસિપાલીટીમા ચેરમેન તરીકે સાર્વજનિક કામો કરતા હતા તે વખતે વિરમગામમા સબજજ રાવબહાદુર લાલશંકર હોવાથી તેમની સાથે પ્રથમ પરિચય થયો. વિરમગામની લોકહિતવર્ધક સભાની મારફતે મુબાઈ અને કલકત્તામા સને ૧૮૮૫ અને ૧૮૮૬ની સાલમા ભરાયલી ઈંડીયન નેશનલ કોંગ્રેસમા ડેલીગેટો મોકલ્યા.

વિરમગામથી સને ૧૮૮૭મા અમદાવાદની હાઈસ્કુલમા બદલી થઈ. અહિંઆ તેમને ગુજરાતી ભાષામા એક સારી ગુજરાતી–અંગ્રેજી ડીક્ષનેરીની ઘણી જ ખોટ છે એવુ જણાયુ, અને ત્યારથી ડીક્ષનેરી લખવાનુ કામ શરૂ કરવા માડ્યુ, એટલામા રા. રા. હરિશંકર પાઠક તરફથી તેમને દ્રવ્ય સંબંધી મદદ મળી. તે ડીક્ષનરી ઈ. સ. ૧૮૯૫મા છપાઈને બહાર પડી. આવી ડીક્ષનરી ગુજરાતી ભાષામા પ્રથમ હોવાથી પહેલી આવૃત્તિની નકલો બે ત્રણ વરસમા ખપી ગઈ. બીજી આવૃત્તિ ઘણા વિસ્તૃત પ્રમાણસર લખવાનું કામ ઈ. સ. ૧૮૯૯મા હાથમા લીધુ. તે આવૃત્તિ ઈ. સ. ૧૯૦૫મા છપાઈને બહાર પડી. આ ડીક્ષનેરીના કામમા વિશેષ કરીને સ્વ. ડૉ. ટેલર તરફથી કેટલીક સૂચનાની અને મીસીસ ટેલર તરફથી શબ્દસંગ્રહની સારી મદદ મળી હતી. ઈ. સ. ૧૯૦૧મા અમદાવાદ શહેરમા સનાતન ભારતધર્મ મહાપરિષદનું દ્વિતીય અધિવેશન થયુ તેના તેઓ મુખ્ય સેક્રેટરી હતા.

ઈ. સ. ૧૯૦૩મા તેઓ અમદાવાની મેઈલ ટ્રેનીંગ કૉલેજમા વાઈસ પ્રિન્સીપાલ નીમાયા. પોતાની માતૃભાષા મરાઠી છતા ગુજરાતી જેવી પારકી ભાષાના પ્રાવીણ્ય સંપાદન કરીને ગુજરાતની ટ્રેનીંગ કૉલેજમા વાઇસ પ્રિન્સીપાલની પદવી મેળવી એ તેમને વિશેષ ભૂષણાસ્પદ છે. ડીક્ષનરી જેવું ભારતી કામ એક હાથે થવાથી તેમના જ્ઞાનતંતુ ઉપર ઘણી જ ખરાબ અસર થઈ, તેમને અપસ્માર (Appoplexy) નો રોગ થયો અને

છેવટે ઈ. સ. ૧૯૦૬ની ૪થી એપ્રિલ બુધવારે (ચૈત્ર શુદ ૧૦ ને દિવસે) સવારમાં કલાક ૧-૪૫ મિનિટે તેમનું દેહાવસાન થયું.

પ્રાર્થના સમાજના તેઓ ઘણા ચુસ્ત અનુયાયિ હતા તેઓ વિરમગામ હતા ત્યારે તેમણે રા. બા. લાલશંકરભાઈની મદદથી પ્રાર્થનાસમાજ સ્થાપ્યો; તે હજુ ત્યા ચાલુ છે. સમાજમા તેઓ ઘણીવાર ઉપદેશ કરતા તેમજ વાર્ષિકોત્સવ વખતે પુરાણ વાચતા.

સંસાર સુધારાના સંબંધમાં તેઓ સુધારાવાદી હતા. લોક રૂઢિને ચુસ્ત રીતે વળગી ન રહેતા હાલના કાળને અનુસરીને લોકોએ પોતે રૂઢિ પાળવી જોઈએ એવો તેમનો મત હતો. હાલના જમાનાની આગળ કે જ્યા દિનપ્રતિદિન નવી શાસ્ત્રીય શોધો બહાર પડે છે અને લોકોની ઐહિક યાત્રા સુખકર થતી જાય છે, એવા જમાનાની આગળ, કૂપમંડુક જેવી સંકુચિત વૃત્તિથી દૃઢ થએલી સ્થાનિક રૂઢિઓ નાબુદ કરવી જોઈએ, એવું તેઓ ધારતા.

એલ્ફીન્સ્ટન કૉલેજમા વિદ્યાર્થી તરીકે શીખતા હતા ત્યારથી ભાષાસાહિત્ય સંબંધી વિષયોનો તેમને ઘણો શોખ હતો. ગુજરાત પ્રાંતમા પ્રથમ નોકરી મળી ત્યારથી ગુજરાતી ભાષાનું બીજી ભાષાઓ સાથે (સંસ્કૃત અને મરાઠી) ઘણું જ મળતાપણું છે એમ માલમ પડવાથી ગુજરાતી ભાષાનું બારીકાઈથી નિરીક્ષણ કરીને અધ્યયન કરવા લાગ્યા, પહેલવહેલાં તો ગુજરાતી લોકોની મધ્ય વસતીમા રહીને જે કાંઈ નવાઈ જેવી કહેવતો શબ્દપ્રયોગો અને વાક્યો માલમ પડતા તે પોતાની સ્મરણવહીમા નોંધ કરી રાખતા અને બીજી (એટલે મરાઠી, સંસ્કૃતમા) ભાષામા તેવી જ કહેવતો, વાક્યો વગેરેની સાથે સરખાવતા ભેદ માલમ પડે તો તે ભેદ શાથી થયો, તેનું બીજા સાથે વિવેચન કરતા.

અમદાવાદ હાઈસ્કુલમા હતા ત્યારે રા. રા અમીધર રણછોડજી દેસાઈ અને રા. રા. તાપીશંકર પ્રાણશંકર દવે તરફથી વિવેચન કરવામા મદદ મળતી

મરાઠી ભાષામાં એકે પુસ્તક પ્રસિદ્ધ કર્યું નથી. સ્વાભાવિક રીતે મરાઠી ભાષામા લખવા કરતા ગુજરાતી ભાષામા ગ્રંથો લખવા તરફ તેમની વધારે પ્રવૃત્તિ હતી System of Government of In-

તોહ નુ પુના મેલ ટ્રેનીંગ કૉલેજના આસિસ્ટન્ટ માસ્તર મી વિષ્ણુ વાસુદેવ નારેકરે મરાઠીમા કર્યું છે

આ સિવાય તેમણે ઉર્દૂ, લેટિન અને ફ્રેન્ચ ભાષાનો અભ્યાસ કર્યો હતો અસાધારણપણે બીજા વિષયો કરતા ભાષા વિષય તરફ વધારે લાગણી હતી.

તેમણે મરાઠી ભાષાની ફેન્ડી અને મોલ્સવર્થની ડીક્ષનરીઓની સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ છપાવવાનો પ્રયત્ન કર્યો હતો તેને માટે તે વખતના કેળવણી ખાતાના વડા મી જાર્ઇસે જોઈતા શબ્દો, વાક્યો ઇત્યાદિનો સંગ્રહ કરવાનો મધ્યવિભાગના મરાઠી શાળાના માસ્તરોને હુકમ કર્યો હતો, અને તે પ્રમાણે મી હરિશ્ચંદ્ર પાઠકને કેટલાક manuscripts મળ્યા છે તેને માટે મરાઠી લેખકોની એક કમિટિ નીમાઈને તેના મેનેજીંગ એડિટર કૈલાસવાસી મલ્હારરાવ હતા

## એમની કૃતિઓ

(૧) હિન્દુસ્તાનની રાજ્યપદ્ધતિ

(૨) System of Government in India.

(૩) Any-Eng Dictionary (2 Volumes)

(૪) Dr Bhandarker's Sanskrit First Book in Gujarati

(૫) Translation into Gujarati of R S Tarkhadker's Marathi Translation Series (in 3 parts)

(૬) સ્વાત ય

# મન:સુખરામ સૂર્યરામ ત્રિપાઠી

એઓ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ, નડીઆદના વતની; એમનો જન્મ સન ૧૮૪૦ મા વૈશાખ વદી આઠમને શનિવારે નડિયાદમા થયો હતો. એમના પિતાનું નામ સૂર્યરામ શિવરામ અને માતાનું નામ ઉમેદ-કુંવર હતું એમની વય આઠ માસની થતા, સૂર્યરામનું મૃત્યુ થયલું; અને મનઃસુખરામના ઉછેર અને કેળવણીનો ભાર માતુશ્રી ઉમેદકુંવર ઉપર આવી પડ્યો હતો.

આજની પેઠે તે સમયે કેળવણી લેવાની સુગમતા નહિ તેથી તેમને ખેડા, અમદાવાદ વગેરે સ્થળે ફરવું પડેલું; છેવટે સન ૧૮૬૧ મા એલ્ફિન્સ્ટન કૉલેજની પરીક્ષામા પાસ થયલા, વધુ અભ્યાસ અર્થે મુંબાઈમા રહેવાનું થયલું, પણ આંખે ગરમી લાગવાથી, બે વર્ષ પછી અભ્યાસ છોડી દઈને માધવલાલ ધીરજલાલની પેઢીમા તે જોડાયા હતા. એ કાળે મુંબાઈમા શેરસટ્ટાનો વા પૂર જોશમા વાતો હતો, અને સટ્ટામા મન સુખરામભાઈ પૈસા કમાયા હતા.

અમદાવાદના નિવાસ દરમિયાન તેઓ બુદ્ધિપ્રકાશમાં લેખ લખતા તેમજ વિદ્યાવર્ધક સભાના સભ્ય તરીકે આગળ પડતો ભાગ લેતા હતા, અને મુંબાઈમા સ્થાયી રહેવાનું થતા ત્યા તેમણે શ્રી ફાર્બસ સભા સ્થાપી હતી અને બુદ્ધિવર્ધક સભાના તેઓ એક અગ્રગણ્ય સભ્ય હતા

મુંબાઈમા તેમનું જુનાગઢના દિવાન સુજ્ઞ ગોકળજી ઝાલાને મળવુ થતા અહિં એ બન્નેની વચ્ચે મૈત્રિ સંબંધ બંધાયો, તેના પરિણામે સન ૧૮૬૯ મા તેઓ જુનાગઢ રાજ્યના મુંબાઈના એજન્ટ નિમાયલા, અને તે પછી તેમની નિમણુક ક્રમે ક્રમે, કચ્છ, ઈડર, ભાવનગર વગેરે રાજ્યોના એજંટ તરીકે થવા પામી હતી, અને તેઓએ રાજ્યોમા એટલો મ્હોટો લાગવગ ધરાવતા થઈ પડ્યા હતા કે રાજ્યોના દિવાનોની પસંદગી કેટલીક વાર તેમની સૂચનાનુસાર થતી રાજ્યોના કામકાજ અને વહેપારમા તેઓ પ્રવૃત્ત રહેતા તો પણ પૂર્વકાળનો વિદ્યાવ્યાસંગ તેમણે છોડ્યો નહિ; અને તેમની આસપાસ વિદ્વાનો અને સાહિત્યરસિકોનું એક ન્હાનું મંડળ જામેલુ રહેતું; અને તે સૌને તેઓ ઘટતું ઉત્તેજન આપતા

શુદ્ધ ગુજરાતી લેખન માટે તેઓ ખાસ કાળજી રાખતા એટલું જ નહિ પણ તે લેખનશૈલી તદ્દન સંસ્કૃતમય કરી મૂકતા; તેથી તેમનું લખાણ બીજા બધા કરતા નિરાળું પડતું

તે ઉપરાન્ત વેદાંત પ્રતિ એમને વિશેષ પ્રેમ હતો, તે એમણે રચેલા પુસ્તકો ઉપરથી માલુમ પડે છે.

સ્વર્ગસ્થ ગોવર્ધનરામ ઉપર એમના કેટલાક સંસ્કાર પડેલા અને એ સંસ્કાર વારસો એમના પુત્ર તનસુખરામને પૂરો મળેલો; બનેની લેખનશૈલી એક જ ધાટીની.

## –: એમની કૃતિઓ :–

(૧) અસ્તોદય તથા નળદમયતી
(૨) દેશીરાજ્ય અને મનુસ્મૃતિમાંનો રાજ્ય નીતિસાર
(૩) ફૉર્બ્સ જીવનચરિત્ર
(૪) સુસ ગોકળજી ઝાલા અને વેદાંત
(૫) કરસનદાસ અને તત્સબંધમાં વિચાર
(૬) વિચાર સાગર
(૭) વેદાંત વિચાર
(૮) A sketch of Vedant Philosophy
(૯) ઉત્તર જયકુમારી
(૧૦) મણિરત્નમાલા
(૧૧) વિપત્તિ વિષે નિબંધ
(૧૨) અદ્વૈતાનુભૂતિનું સટિપ્પણ ભાષાંતર
(૧૩) વાર્તિક તથા લેખનવાચન



## મહીપતરામ રૂપરામ નીલકંઠ

એઓ જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ, જન્મ તા. ૩જી ડિસેમ્બર સન ૧૮૨૯ ના રોજ સુરતમા થયો હતો. એમના પિતાનું નામ રૂપરામ ઉમિયાશંકર નીલકંઠ હતું અને એમના માતુશ્રી મહિપતરામને દોઢ વર્ષના મૂકીને મૃત્યુ પામેલા એમના કાકાની સ્થિતિ પ્રથમ સારી હતી; પણ સન ૧૮૩૬ ની મ્હોટી આગમાં સઘળી મિલ્કત, ઘરબાર વગેરે તારાજ થતા, તેમની સ્થિતિ તંગ થઈ પડી હતી. રૂ. ૬ ના માસિક પગારે જકાત ખાતામા તેઓ નોકરી કરતા.[1] મહીપતરામે ૭ વર્ષની વયે વિદ્યાભ્યાસ શરૂ કરેલો અને સન ૧૮૫૪ મા એલ્ફીન્સ્ટન ઇન્સ્ટિટયુટની ત્રીજા વર્ષની પરીક્ષા ઉંચે નંબરે પાસ કરી હતી; નિશાળખાતામાં ટુંકા પગારની નોકરી કરતે કરતે તેમણે અભ્યાસ આગળ વધારેલો, સન ૧૮૫૦ માં સુરતમાં હતા તે વખતે "પરહેજગાર" નામનું પત્ર તે એડિટ કરતા હતા; અને મુબાઈ ગયા બાદ બુદ્ધિવર્ધક સભા, જ્ઞાન પ્રકાશક મંડળી, સ્ટુડન્ટસ લિટરરી અને સાયન્ટિફિક સોસાઈટી વગેરેમાં ઉત્સાહભર્યો ભાગ લેતા. કરસનદાસ પરગામ જતા તેમનું "સત્ય પ્રકાશ" કેટલોક સમય ચલાવેલું તે પછી સન ૧૮૫૭ મા અમદાવાદ હાઇસ્કુલના એક્ટિંગ હેડમાસ્તર નિમાઈ, પાછળથી ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર થયા હતા. એ વખતે એમને રાવ સાહેબનો ઇલ્કાબ સરકારે બક્ષેલો; સન ૧૮૫૯ મા એમણે હોપ વાચનમાળા કમિટીમા કામ કર્યું હતું, ત્યારબાદ સન ૧૮૬૦ મા ટ્રેનિંગ શાળાઓનો અનુભવ મેળવવા સરકારે તેમને ઇંગ્લાડ મોકલ્યા હતા; જે તે સમયે એક સાહસ હતું; તે બદલ જ્ઞાતિ તરફથી એમને પુષ્કળ વેઠવું પડેલું પણ નાહિંમત ન થતા તે સઘળુ તેમણે સહન કરેલું, ભોળાનાથભાઈએ એમને હિમ્મત બહાદુર કહેલા તે ઉપમા એમણે અક્ષરસઃ સારી પાડી હતી.

સન ૧૮૬૧ મા તેઓ અમદાવાદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે નિમાયલા; તેમજ સરકારખાતા તરફથી ભાષાન્તર કરવાનું કામ તેમને સોપાયલું હતું.

એક બાહોશ કેળવણી નિષ્ણાત તરીકે તેઓ આખા ગુજરાતમા જાણીતા થયા હતા, એટલું જ નહિ પણ ગુજરાતમાં કેળવણીનો પ્રચાર

કરવામાં એમણે બહુ સંગીન કાર્ય કર્યું હતું; અને વિશેષમાં એમના હાથ નીચે ભણી ગયેલા સ્કૉલરો ઉપર એમના ઉન્નત અને પવિત્ર સંસ્કાર પાડેલા કે સૌ કોઈ એમનું નામ આજે પણ કૃતજ્ઞતાપૂર્વક યાદ કરે છે.

એમના ઉત્તમ કાર્યની કદર તરીકે નામદાર સરકારે એમને સન ૧૮૮૫ માં સી. આઈ. ઈ; નો ઈલ્કાબ બક્ષ્યો હતો.

'ગુજરાત શાળાપત્ર' એમના પ્રયાસથી અસ્તિત્વ પામેલું; અને એક સાહિત્યકાર તરીકે એમણે રચેલા પુસ્તકો "વનરાજ ચાવડો," "સધરાજ જેસંગ," અકબર ચરિત્ર" અને "ભવાઈ સંગ્રહ" ગુજરાતી સાહિત્યમાં સદા યાદગાર રહેશે. તે ઉપરાંત સંખ્યાબંધ પાઠ્યપુસ્તકો સરકારી કેળવણી ખાતા માટે તૈયાર કર્યા હતા.

સરકારી અધિકારી તરીકે એમણે જે પ્રશસ્ય કાર્ય કેળવણીના ક્ષેત્રમાં કર્યું તે સિવાય જનસુધારણા અર્થે, સમાજ સુધારો અને ધર્મના વિષયમાં એમણે પ્રગતિમાન પ્રવૃત્તિ આદરી હતી, જે અસરકારક નિવડેલી; તેને લઈને તેઓ ખાસ સુધારક તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા.

વધુમા એક નાગરિક તરીકે તેમની સેવા અનુકરણિય હતી, જે નીચેની હકિકત પરથી સમજાવશે.

"પ્રાર્થના સમાજ" ની સ્થાપનામા તેમણે ભોળાનાથ સારાભાઈ સાથે ઉત્સાહભર્યો ભાગ લીધો હતો અને તેના તે મંત્રી અને પ્રમુખ પણ હતા. 'વિધવા પુનર્લગ્ન સભા' ના તે મંત્રી હતા, અને 'હિંદુ સંસાર સુધારા સમાજ' ના પ્રમુખ હતા. 'નેશનલ ઈન્ડિયન એસોશિએશન' ની ગુજરાત શાખાના તે મંત્રી હતા. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના મંત્રી તરીકે પંદર વર્ષ સુધી રહી સાહિત્ય સેવા કીધી હતી, મુસલમાનોમા કેળવણીનો પ્રચાર કરવા તેમણે પ્રયત્નો કર્યા હતા. એન્જુમને ઈસ્લામના તે સેક્રેટરી હતા. 'પ્રાણીઓનું ઘાતકીપણુ અટકાવનારી સભામા પણ તે હતા. અમદાવાદ મ્યુનિસિપાલીટીના તે કમિશ્નર હતા, અને પ્રત્યેક વર્ષ ચેરમેન પણ હતા. લોકસેવાના તેમણે ઘણા કાર્યો કીધા છે. સાબરમતીમા પૂર આવેલું તે વખતના બચાવ ફંડના, આગના બચાવ ફંડના, પતના રોગી માટેના ફંડના, એવા અનેક ફંડના તે સેક્રેટરી હતા. (વિદેહી ગુજરાતી અક્ષરો પૃ. ૨૦)

એમા વધારે ખુશી થવા જેવુ અને મગરૂરી લેવા જેવું એ છે કે

એમણે ઉપાડેલાં એ જનસેવાનાં કાર્યોને એમના પુત્ર અને પુત્રવધુ સર. રમણભાઈ અને લેડી વિદ્યાબ્હેને બહુ આગળ વધાર્યાં છે અને ખીલવ્યાં છે.

તા. ૩૦ મી મે, સને ૧૮૯૧ ના રોજ એઓ એકાએક કોલેરાના ભોગ થઈ પડેલા અને એમનું અવસાન થયું હતું.

એમના સ્મારક તરીકે મહીપતરામ અનાથાશ્રમ એમના મિત્રો અને શિષ્યો તરફથી સ્થાપવામાં આવેલું, જે ગુજરાતમાં આજે એક અગ્રગણ્ય સંસ્થા ગણાય છે.

: એમની કૃતિઓ :

| | |
|---|---|
| (૧) પાર્વતીકુંવર આખ્યાન | (૧૬) કેળવણી પ્રકાશ |
| (૨) કાવ્યદોહન | (૧૭) શિક્ષાપદ્ધતિ |
| (૩) ભવાઈ સંગ્રહ | (૧૮) ઈંગ્લાંડની મુસાફરી |
| (૪) વનરાજ ચાવડો | (૧૯) જગતનો પ્રવાસ |
| (૫) સધરાજ જેસંગ | (૨૦) રાજનીતિ |
| (૬) સાસુ વહુની લડાઈ | (૨૧) ઈંગ્લાંડનો ઇતિહાસ |
| (૭) વ્યુત્પત્તિ પ્રકાશ પ્રવેશગ્રંથાવલિ | (૨૨) ગ્રીસ દેશનો ઇતિહાસ |
| (૮) ભૂતળવિદ્યા | (૨૩) જગતના ઇતિહાસની રૂપરેખા |
| (૯) ગુજરાતી ભાષાનું નવું વ્યાકરણ | (૨૪) ભરતખંડનો ઇતિહાસ |
| (૧૦) પદાર્થ વિજ્ઞાન | (૨૫) યુરોપનો ઇતિહાસ |
| (૧૧) વિદ્યાપ્રવેશ ગ્રંથાવલિ | (૨૬) અકબર |
| (૧૨) ખેતી | (૨૭) કરસનદાસ મૂળજીનું ચરિત્ર |
| (૧૩) ભૂગોળવિદ્યા | (૨૮) ચેમ્બરકૃત ચરિત્ર નિરૂપણ |
| (૧૪) ભૂગોળવિદ્યાનાં મૂળતત્ત્વો ભા. ૨ | (૨૯) દુર્ગારામ મંછારામ |
| (૧૫) આરોગ્ય વિદ્યા | |

## મૂળજીભાઈ પીતામ્બરદાસ શાહ

એઓ જ્ઞાતે વીશા વાયડા વણિક, વડોદરાના વતની છે. એમનો જન્મ ઈ. સ. ૧૯૧૦ મા થયો હતો. એમના પિતાનું નામ પીતામ્બરદાસ મોતીલાલ અને માતુશ્રીનું નામ ઉજમબા છે. એમની પત્નીનું નામ પદ્માવતી છે. એમણે વડોદરાની શ્રી સયાજી હાઈસ્કૂલમા મેટ્રીક સુધીનો અભ્યાસ કરેલો છે. હાલમા વડોદરામા સ્ટેશનરી વગેરે સામાનની દુકાન ચલાવે છે.

કવિતા અને નાટક પ્રતિ વિશેષ પ્રીતિ છે. કવિશ્રી ન્હાનાલાલ એમના પ્રિય કવિ અને લેખક છે. હાલમા વડોદરા સાહિત્યસભાના તે મંત્રી છે.

### -: એમની કૃતિઓ :-

| | | |
|---|---|---|
| (૧) | રણુરસિયાના રાસ | ૧૯૩૧ |
| (૨) | રાસનિકુંજ | ૧૯૩૪ |
| (૩) | ફૂલવેણી | ૧૯૩૬ |
| (૪) | રાસપદ્મ | અપ્રસિદ્ધ |

## સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ

સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ નીલકંઠ મહેતાએ નવાબના કારભારી તરીકે સારી નામના મેળવેલી. ત્યારથી એમના વંશજો નીલકંઠ મહેતાના ઉપનામથી ઓળખાય છે. એજ કુટુંબમાં રા. સા. મહીપતરામનો જન્મ થયેલો. સૌ કોઈ કાળુ પાણી-દરિયો-ઓળંગવાને ડરતું અને નાતનો વળી ત્રાસ, તેવે વખતે શિક્ષણ પદ્ધતિનું નવું જ્ઞાન અને વિશેષ અનુભવ લેવાને તેમણે ઈંગ્લાંડ જવાનું સાહસ ખેડેલું. એ રીતે પરદેશગમનનું દ્વાર ગુજરાતીઓ માટે ખુલ્લું કરી આપવાનું માન તેમને ઘટે છે. પણ તેના કરતાંએ કેળવણીકાર તરીકે તેમની પ્રસિદ્ધિ અને કીર્તિ જાદે છે. ખરી રીતે ગુજરાતમાં કેળવણીનું વૃક્ષ તેમણે જ ઉછેરી પોષેલું, જેના મિષ્ટ ફળ આપણે અત્યારે અનુભવી રહ્યા છીએ. તેમના હાથ નીચે શિક્ષણ લીધેલા સેંકડો સ્કૉલરો અદ્યાપિ તેમના પ્રતિ ગુરૂભક્તિ દર્શાવી તેમનું પ્રેમપૂર્વક સ્મરણ કરે છે.

પોતે કેળવણી અને જ્ઞાનનાં સારાં અને સુંદર પરિણામ જોયેલાં તેથી જનતામાં તેનો બને તેટલો પ્રચાર કરવાને તેઓ યથાશક્તિ યત્ન કરતાં હરકોઈ સાર્વજનિક હિલચાલમાં તેઓ જોડાતા. ઘણાં વર્ષો સુધી તેઓ "ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી" ના ઑનરરી સેક્રેટરી રહ્યા હતા. વળી "અમદાવાદ પ્રાર્થના સમાજ" સ્થાપવામાં પણ તેમણે આગળ પડતો ભાગ લીધેલો. એમનાં પત્ની પાર્વતીકુંવર પણ એટલાં સુશીલ અને પ્રેમાળ હતા. અને પોતાના પતિ સાથે તેઓ પણ જાહેર હિલચાલમા રસ લેતાં. એમના ગુણોનું સુંદર વર્ણન સ્વ. કવિ. ગણપતરામે તેમના પાર્વતીકુંવર ચરિત્રમા કર્યું છે. એવાં પુણ્યશાળી બાઈના પેટે જન્મ લેવો એ પણ એક સદ્ભાગ્ય છે.

સન ૧૮૬૮ ના માર્ચની ૧૩ મી તારીખે રા. બા. રમણભાઈનો જન્મ થયો હતો. તેઓ રા. સા. મહીપતરામના ત્રીજા-સૌથી ન્હાના-પુત્ર હતા. તાજુબીભરેલું તો એ છે કે ચાર વર્ષની છેક કાચી વયે, કેળવણી શાસ્ત્રમા નિષ્ણાત એવા રા. સા. મહીપતરામે, તેમને-રમણભાઈને-પ્રાથમિક શિક્ષણ આપવું શરૂ કરેલું. આઠ વર્ષની વયે તો તેઓ ઇંગ્રેજી વર્ગમા દાખલ થયેલા અને પંદરમે વર્ષે સન. ૧૮૮૩ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા

અમદાવાદ વિભાગમા સૌથી ઉંચે નંબરે પાસ કરેલી. યુનિવર્સિટિની પરીક્ષામા ફતેહમંદ નિવડતા તેઓ સન ૧૮૮૪ મા ગુજરાત કૉલેજમા જોડાયા; એક સ્કૉલરશીપ પણ મળી પણ તે વખતે મુમ્બાઈની એલ્ફીન્સ્ટન કૉલેજમા પ્રિન્સિપાલ વર્ડઝવર્થનુ આકર્ષણ જબરૂં હતું, તેથી બીજે વર્ષે અહિંની શિષ્યવૃત્તિનો લાભ છોડીને તેઓ એલ્ફીન્સ્ટન કૉલેજમા ગયેલા

નબળી તબીયતને લીધે ૧૮૮૬ મા ૭ માસ સુધી તેમણે અભ્યાસ શિથિલ કર્યો તે પ્રસંગે તેઓ પાછા ગુજરાત કૉલેજમા થોડો વખત આવેલા પણ બી એ; ની છેવટની પરીક્ષા તો તેમણે સન ૧૮૮૭ મા એલ્ફીન્સ્ટન કૉલેજમાથી જ પાસ કરેલી આપણા ઘણાખરા દેશનેતાઓ પોતે એલ્ફીન્સ્ટોનીઅન હોવા માટે મગરૂરી લે છે, તેમ રા બા રમણભાઈ પણ પ્રિન્સિપાલ વર્ડઝવર્થના હાથ નીચે શિક્ષણ અને તેમનો ચાહ સંપાદન કરવાની સાથે એક એલ્ફીન્સ્ટોનીઅન તરીકે પોતાનો હક-Privilege-નોધાવી શકે. બી એ; મા ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એમનો ઐચ્છિક વિષય હતો. એમ. એ, મા તત્ત્વજ્ઞાન લઈને બેસવાની તેમની ઉમેદ હતી પણ તે બર આવેલી નહિ તેમના સહાધ્યાયીઓમા સર મનુભાઈ નંદશંકર મહેતા, મણિશંકર રતનજી ભટ્ટ અને પ્રૉ કાશીરામ સેવકરામ દવે એઓ મુખ્ય હતા. પ્રૉ બળવન્તરાય તો તેમની એક વર્ષ આગળ હતા. છતા એ ગુજરાતી મંડળીએ કૉલેજમા ગુજરાતી એલ્ફીન્સ્ટન સભા ' સ્થાપેલી જેમા રા બા રમણભાઈએ 'કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ' વિષે વ્યાખ્યાન આપેલું', જે હજી પણ મનનીય માલુમ પડશે.

સન ૧૮૮૯ મા તેઓ એલએલ. બી, થયા. એજ વર્ષમા એમના લગ્ન, જાણીતા સુધારક સરદાર ભોળાનાથ સારાભાઈના દૌહિત્રી, વિદ્યાગૌરી સાથે થયા એમનુ પહેલું લગ્ન સુરતમા સન ૧૮૮૪ મા થયેલુ પણ પહેલા પત્ની સન ૧૮૮૮ મા સ્વર્ગસ્થ થયેલા.

એમ એ, ના અભ્યાસ માટે પ્રયત્ન જારી રાખ્યો હતો તે દરમ્યાન અમદાવાદ ડિસ્ટ્રીક્ટ કોર્ટના હેડ ક્લાર્ક અને કનાર્ક ઑફ ધી કોર્ટ (શિરસ્તેદાર) નિમાયા તે પછી એલએલ બી, થઈને એક માસ અમદાવાદમા સબજડજ નિમાયા, અને તે પૂર્વે સન. ૧૮૯૧ મા રા સા મહીપતરામભાઈ કૉલેરાના એકાએક ભોગ થઈ પડયા, એ દુખદ બનાવ પછી અમદાવાદ છોડવુ તેમને ગમ્યુ નહિ અને તેથી અમદાવાદ ડિસ્ટ્રીક્ટ

[1] ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૮

કોર્ટમાંની નોકરી સને ૧૮૯૭ માં છોડી અને વકીલાત કરવા માંડી. આ પછી તેમની સબ જડજ તરીકે ગોધરે નિમણુંક થઇ પણ તેમણે તે લેવી ના પાડી. આજે એક બાહોશ અને આગેવાન વકીલોમાં તેમની ગણના થાય છે. કેટલાક માને છે કે એક સબજડજ તરીકે તેઓ ચાલુ રહ્યા હોત તો તેમની કારકિર્દી કંઈ જૂદું જ રૂપ લેત. તેઓ સાહિત્યના ક્ષેત્રમાં વિશેષ ફાળો આપી શકત; પણ એ પ્રશ્નની ચર્ચામાં આપણે અહિં નહી ઉતરીએ. સને ૧૮૮૮ માં બ્રાહ્મણોમાં પ્રચલિત વિવાહપદ્ધતિનું (મન્ત્રો, આચારની ક્રિયાઓ અને ભાષાન્તર સાથેનું ) 'વિવાહ વિધિ' નામે પુસ્તક તેમણે બહાર પાડ્યું.

સન ૧૮૮૭ માં બી. એ; ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી "પ્રાર્થના સમાજ" તરફથી પ્રસિદ્ધ થતા માસિક 'જ્ઞાનસુધા' નું તંત્રીપદ તેમણે સ્વીકાર્યું; જે પદે સન ૧૯૧૮ માં એ પત્ર બંધ થતાં સુધી કાર્ય કર્યું. ગુજરાતી માસિક સાહિત્યમા 'જ્ઞાનસુધા' નો ફાળો કિંમતી છે; તેમાં રમણભાઈના વ્યક્તિત્વની છાપ સ્પષ્ટ માલુમ પડી આવે છે, બલ્કે રમણભાઈ એજ 'જ્ઞાનસુધા' એમ આપણે કહી શકીએ.

વળી વસન્તના તંત્રી તરીકે તેમણે બાર વર્ષ કાર્ય કર્યું તેની નોંધ તે પદ ફરીને સ્વીકારતાં પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવે નીચેના શબ્દોમાં લીધી હતી, તે અત્રે ઉતારવી પ્રસંગોચિત થઈ પડશે.

"પ્રભુએ આ જીવનમાં મને મ્હોટામાં મ્હોટું સુખ આપ્યું છે તે મિત્રોનું છે. ખરે અણીને વખતે ભાઈ રમણભાઈને પ્રેરણા થઇ કે વસન્તનો સઘળો ભાર એમણે પોતે ઉપાડી લેવો. અને મને ઉપર કહેલી ચિન્તાથી મુક્ત કરવો. રા. રમણભાઇએ તે પ્રમાણે મને સુચના કરી, અને ઉપકારથી ઊભરાતા આર્દ્ર હૃદયે એ મેં સ્વીકારીઃ અને વસન્ત તે દિવસથી રા. રા. રમણભાઈના તન્ત્રીપદ નીચે મૂકાયું. આ ગઈ કાલની વાતને આજ બાર વર્ષ થયાં; ગંગાનાં નીર કેટલાંએ વહી ગયાં!

સહુને જાણીતું છે કે રા. રમણભાઈની લોકસેવા સર્વતોમુખી હોઈ એમને સાહિત્ય ક્ષેત્રમાં કાર્ય કરવાનો થોડો જ વખત મળે છે. તથાપિ એમના જીવનની ધન્યતા, એમના સુખી કૌટુમ્બિક જીવનની પછી બીજે દરજ્જે, સાહિત્યની સેવામાં જ એ માને છે. એમના અસંખ્ય વ્યવસાયોમાંથી સમય કાઢી એમણે આ પત્રના તન્ત્રી તરીકે જે કામ કર્યું છે. તે

મારે જેમ હું એમનો ઉપકૃત છું તેમ ગુજરાત પણ એમનું આભારી છે. સમય થોડો મળવાથી એ આ પત્રમાં બહુ લખી શકતા નહોતા, પરંતુ જ્યારે જ્યારે એમણે લખ્યું છે ત્યારે ત્યારે ઉત્તમ જ લખ્યું છે, અને ગૂજરાતના સાહિત્યના ઉત્કર્ષ ખાતર હું એમને સવિનય પ્રાર્થના કરું છું કે વસન્તનું તન્ત્રીપદ છોડ્યા પછી પણ વસન્ત પ્રત્યે મમત્વ ધરાવજો, અને તમારા સુન્દર અને વિચારભર્યા લેખોથી એના પાનાં દીપાવજો.''

[ વસન્ત વર્ષ ૨૩, અંક ૧ માઘ, સંવત્ ૧૯૮૦.]

આ પ્રમાણે એક સમર્થ વિવેચક તરીકે તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી આપણા વિવેચન સાહિત્યમા મેકોલેના નિબંધોની પેઠે પાછળથી " કવિતા અને સાહિત્ય " એ નામથી પ્રસિદ્ધ થયેલો તેમના એ લેખોનો સંગ્રહ કાયમ ઉપયોગના એક શિષ્ટ ગ્રંથ તરીકે બહુ ઉંચું સ્થાન ભોગવે છે.

' જ્ઞાનસુધા ' નું તંત્રીપદ તેમનો ઓછો સમય લેતું નહિ, છતાં તે સાથે અન્ય સાહિત્ય સેવા ચાલુ હતી આપણા કેટલાક સામાજિક રૂઢિબંધનો અને જ્ઞાતિના રીતરિવાજો નિરર્થક અને નડતરરૂપ થઈ પડેલા છે તે નિર્મૂળ કરવાને સખ્ત ઉપાય લેવાની જરૂર તેમણે જોઈ, પણ તે કાર્ય ઉપદેશ કે ઠરાવથી ઝટ થઈ શકે તેમ નથી. તે માટે પ્રાચીન સમયથી ચાલતુ આવ્યું છે તેમ satire–કટાક્ષમય–લખાણ એજ ઉત્તમ શસ્ત્ર છે અને આપણી ખાત્રી થઇ છે કે "ભદ્રંભદ્રે" ધાર્યું કાર્ય સિદ્ધ કર્યું છે. સન ૧૯૦૦ મા તે પ્રસિદ્ધ થયુ ત્યારે સમાજમા સહેજ ખળભળાટ થયો હતો પણ હવે તો કોઈ તે પુસ્તકની યથાર્થતા અને ઉપયોગિતા જોઈ શકયું છે; પણ તે સાથે એટલું કહેવું પડશે કે ગુજરાતી સાહિત્યમા એવુ બીજું એકે પુસ્તક હાસ્યરસ અને કટાક્ષમય સાહિત્યનું આપણને મળ્યું નથી. ડિકન્સના 'પિકવિક ' ની પેઠે "ભદ્રંભદ્ર" પણ આપણા જીવનમા એક જીવંત પાત્ર થઈ પડયુ છે, એ કર્તા માટે ઓછુ માનાસ્પદ નથી.

તે પછી લાંબે ગાળે છેક સન ૧૯૧૪ મા આપણને રમણભાઇ પાસેથી "રાઈનો પર્વત " એ નામનું એક નવીન નાટક મળ્યુ, આપણે અહિં સ્વતંત્ર નાટકના પુસ્તકો ગણ્યાંગાંઠયાં છે, છતા જે છે તેમા 'રાઇનો પર્વત' બહુ ઉંચી કોટીનું ગણાયુ છે અને અન્ય ભાષાના ઉંચી પ્રતિના નાટ્ય સાહિત્ય સાથે તે હરીફાઈમા ઉભુ રહી શકે એટલું ઉત્તમ છે.

હાસ્યવિધાન રા જીવનલાલ અમરશી મહેતાએ તેમની જ્ઞાનવર્ધક ગ્રંથમાળામા તેમના હાસ્યરસના લેખોનો સગ્રહ "હાસ્યમદિર" એ નામથી બહાર પાડ્યો હાસ્યરસ જમાવવામા તેઓ કેટલા કુશળ છે અને કેવા સફળ નિવડ્યા છે તે પ્રસ્તુત પુસ્તકના વાચક સારી રીતે જોઈ શકશે તેમા હાસ્યરસ વિષેનો સ્વતન્ત્ર લેખ તો તે વિષેના ગુજરાતી સાહિત્યમા અપૂર્વ જ લેખાય ગૌ વિદ્યાગૌરીના હાસ્યરસમય લેખોનો એ ગ્રંથમા સમાવેશ થયેલો છે

સન ૧૯૦૪ મા અમદાવાદમા "ગુજરાત સાહિત્ય સભા" પ્રથમ સ્થાપવામા આવી; રા બા રમણભાઈને તેના પ્રમુખ નિમવામા આવ્યા, તેમનો એ સબધ હજુ ચાલે છે સન ૧૯૦૫ મા પહેલી સાહિત્ય પરિષદ મળી ત્યારે સત્કાર કમિટીના અધ્યક્ષ તરીકે એક વિચારપૂર્ણ ભાષણ તેમણે આપ્યુ હતુ બીજી સાહિત્ય પરિષદમા "અલકાર શાસ્ત્ર" વિષે, ત્રીજી સાહિત્ય પરિષદમા "ગુજરાતી ભાષાના આરભ" વિષે, ચોથી સાહિત્ય પરિષદમા "ગુજરાતી બધારણ" વિષે, પાચમીમા લેખ મોકલી શક્યા નહિ પણ મહોડે ચર્ચા કરેલી ત્યારે છઠ્ઠી પરિષદમા બે નિબધો 'ગુજરાતી અને મારવાડી ભાષાનુ સગપણ' અને (૨) ફારસી અને ગુજરાતી ભાષાઓમાના સામાન્ય અશ વિષે લેખો લખેલા, તે ઉપરાત સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે એક વિદ્વતાપૂર્ણ ભાષણ પણ આપ્યુ હતુ સાતમી પરિષદમા તેમણે પ્રાચીન ગુજરાતી સાહિત્યમા વિવેચનગ્રંથ વિષે ચર્ચા કરી હતી આ પ્રમાણે પરિષદની બની શકે તેટલી સાહિત્ય સેવા કરવાનુ તેઓ ચૂકયા નથી, અને પરિષદના એક મત્રી તરીકે પણ તેને સ્થાયી અને વ્યવહારૂ સ્વરૂપ આપવાને હમેશ પ્રયત્નશીલ રહ્યા છે

'સાહિત્ય સભા' અને 'સાહિત્ય પરિષદ,' એ સર્વ સાથે આપણે ઉપર જોયુ કે તેમનો સબધ બહુ નિકટ અને ગાઢ છે અને તે પાછળ તેઓ પોતાનો કેટલો સમય વ્યતીત કરે છે, તે પાછળ જે શ્રમ ઉઠાવે છે, તેનો પુરતો ખ્યાલ તેમની સાથે કાર્ય કરનારાઓને જ આવી શકે એમ છે

રા સા મહીપતરામના સમયથી રા બા રમણભાઈનુ કુટુબ એક સુધારક કુટુમ્બ તરીકે પ્રસિદ્ધ છે રા સા મહીપતરામે માત્ર પરદેશગમનનું બીડું ઝડપીને સંતોષ માનેલો નહિ પણ આપણા સમાજમા સુધારાનું માર્ગ આગળ વધારવાને અથાગ શ્રમ લીધેલો અને અહિં સંતોષપૂર્વક નોંધવુ

જોઈએ કે રા. બા. રમણભાઈએ એ કાર્ય ચાલુ રાખી, તેનો વેગ વધારવામાં શરૂઆતથી અગ્રેસર ભાગ લીધો છે.

"ગુજરાત સંસાર સુધારા મંડળ"ના તેઓ પ્રમુખ છે; ગુજરાતમાં એવું એકે પુનર્લગ્ન નહિં હોય કે જે તેમની મદદ વિના થયું હોય. "મહીપતરામ અનાથાશ્રમ," "બ્હેરા મુંગાની શાળા" "પ્રાર્થના સમાજ" "રેડક્રોસ" "મદ્યપાન નિષેધક મંડળ" "સ્ત્રી કેળવણી મંડળ," "નર્સિંગ એસોશિએશન," "મેડીકલ રીલીફ ફંડ," વગેરે વગેરે મંડળો, જે સમાજસેવા અર્થે સ્થપાએલા છે, તેના તેઓ મુખ્ય સંચાલક અને જવાબદાર કાર્યવાહક બનતા રહ્યા છે.

તેમનો સુધારો બહુ વ્યાપક, ભ્રાતૃભાવ, સમાનતા અને વ્યક્તિ સ્વાતંત્ર્યના સિદ્ધાંતો પર બંધાયલો છે. "શ્રીબોધ જ્યુબિલિ" પ્રસંગે 'સુધારાની પદ્ધતિઓ' વિષેનું ભાષણ તેમ જ નડિયાદમા ભરાયેલી "ગુજરાત સમાજ સુધારા પરિષદ" ના પ્રમુખ સ્થાનેથી આપેલું વ્યાખ્યાન, (સુધારાના ભાવનારૂપ સિદ્ધાંતો વિષેનું) એ બન્ને આપણને વિચાર અને વિવરણ શૈલીમા સ્વ. રાનડેના વાર્ષિક પ્રસ્તાવિક ભાષણોનું સ્મરણ કરાવે છે અને તે મૂળ સિદ્ધાંતો ચર્ચતા હોવાથી તેની અસર કાયમ રહેવાની.

ખરી રીતે રા. બા. રમણભાઈએ સુધારાને જીવી જાણ્યો છે. સુધારાના સિદ્ધાંતોનો તેમણે માત્ર ઉપદેશ કર્યો નથી પણ તેને આચરણમા ઉતારવા સતત પ્રયત્ન કરેલો છે; તદનુસાર પોતાનું કૌટુંબિક હિત ઘડયું છે. નહિં તો લગ્ન પછી હિન્દુ સંસારમા સ્ત્રી–પત્ની, બારે વર્ષે ગ્રેજ્યુએટ થાય એ સંભવેજ કેમ ? જાતે ગ્રેજ્યુએટ થાય અને પોતાની પાછળ સ્ત્રી ગ્રેન્યુએટોની ટુકડી ઉભી કરે એ શુ ઓછુ આશ્ચર્યજનક છે !

એ પ્રમાણ જોડું આપણા સામાજિક કાર્યોમા રસપૂર્વક આગળ પડતો ભાગ લે છે, અને સમાજે પ્રસંગોપાત કોન્ફરન્સ કે મેળાવડાઓમા તેમને પ્રમુખપદે નીમી તેમની મહત્તા અને યોગ્યતા સ્વીકાર્યા છે.

થોડાજ વખતપર સૌ. વિદ્યાગૌરીને નામદાર સરકારે "કૈસરે હિંદ" નો રૂપાનો ચાદ બક્ષ્યો તે પ્રસંગે તેમને અભિનંદન આપવાને જે જાહેર મેળાવડો અમદાવાદમાં થયો હતો, તેમા જુદા જુદા અને ભિન્ન ભિન્ન કોમના વક્તાઓએ તેમની પ્રશંસામા જે ઉદ્‌ગાર કાઢ્યા હતા તે તેમના પ્રત્યે જનતાની માન અને આભારની લાગણી અને લોકપ્રીતિ દર્શાવવાને પુરતા હતા.

ખાસ કરીને એઓએ એમના લગ્ન દિવસનો પચીસમો સૌભાગ્ય ઉત્સવ જાહેર રીતે ઉજવ્યો હતો, તે પ્રસંગે પ્રિન્સિપાલ આનંદશંકરે "વસન્ત" મા તે બનાવની નોંધ લેતા જે વિચાર દર્શાવ્યા હતા તે અત્રે ઉતારવા ઠીક થઈ પડશે —

"બને દમ્પતી સર્વ વાતે સુખી છે એક હૃદય સાથે, બંનેએ ઉત્તમ પ્રકારની કેળવણી પ્રાપ્ત કરી છે, અને એ કેળવણીને શોભા આપે એવો ઉત્તમ ગૃહસ્થાશ્રમ તેઓ ચલાવે છે. રા. રમણભાઈએ સાક્ષરતા ઉપરાંત લોકસેવાના જીવનથી રાજદરબારમા માન અને પ્રતિષ્ઠા મેળવ્યા છે સૌ વિદ્યા, ગભીર વિદ્વાનો આનંદ લેવા ઉપરાંત, છોકરા ઊછેરવા અને એમને સારી કેળવણી આપવી-એ પ્રથમ અને પરમ ધર્મ બહુ સારી રીતે બજાવે છે, અને ગુજરાતમા સ્ત્રી કેળવણીની ઉત્તમ ભાવના પોતાના દૃષ્ટાન્તથી લોક આગળ સતત ઉપસ્થિત કરે છે"

(વસન્ત; વર્ષ ૧૨, અંક ૩ જો પૃ. ૧૩૮)

રા બ રમણભાઈના સાર્વજનિક કાર્યોમા અમદાવાદ મ્યુનિસિપાલેટી અને "ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી" એ મુખ્ય છે સન ૧૮૯૮ થી તેઓ અમદાવાદ મ્યુનિસિપાલેટીના સભાસદ છે તેના ચેરમેન તથા ઉપ-પ્રમુખ તરીકે પણ તેમણે કેટલોક સમય કામ કરેલું અને છેલ્લું બોર્ડ આવતા પૂર્વે તેઓ તેના પ્રમુખ ઘણા વર્ષોથી હતા મ્યુનિસિપાલેટીના એકે એક ખાતાથી તેઓ સારી રીતે માહિતગાર છે અને એવું કોઈ મ્યુનિસિપલ વહીવટનું કાર્ય નહિ હોય કે જે એમની નજર બહાર હોય એ કાર્યમા તેમનો પુષ્કળ સમય જતો છતા અન્ય રોકાણોને ગૌણ રાખીને, કર્તવ્ય બુદ્ધિથી તેમા તે પ્રવૃત્ત રહેતા તેથી મ્યુનિસિપલ બોર્ડનો તેઓ સંપૂર્ણ વિશ્વાસ સંપાદન કરી શક્યા છે અને અત્યારે પણ દરેક મહત્ત્વના અને મુદ્દાના કાર્યમા તેમની સલાહ અને સૂચના પ્રથમ લેવામા આવે છે

સોસાઈટીની વ્યવસ્થાપક સભાના સભાસદ તો જ્યારથી તેઓ જાહેર જીવનમા જોડાયા ત્યારથી સન ૧૮૯૫ થી છે અને સન ૧૯૧૨ મા રા. બા. લાલશંકર માંદા પડયા ત્યારથી તો તેઓ ઑનરરી સેક્રેટરી છે સોસાઈટીના કાર્યમા એમની ઝીણવટ અને નજર બહુ ઊંડી ઉતરેલી છે પણ એ પ્રકરણ કોઈ અન્ય પ્રસંગે ચર્ચીશુ. આ સિવાય તેઓ હિમાભાઈ ઈન્સ્ટીટ્યુટ, આપારાવ લાઇબ્રેરી અને લીબરલ લીગની અમદાવાદ શાખાના

પ્રમુખ છે; ભોળાનાથ સારાભાઈ લીટરરી ઈન્સ્ટીટ્યુટ, નેસનલ ઈન્ડીયન એસોશીએશન ગુજરાત પ્રાન્ય; લાલશંકર કેળવણી ફંડ, મુંગા પ્રાણી પ્રતિ ક્રૂરતા અટકાવનાર મંડળીના ઑનરરી સેક્રેટરી છે; અને એવી બીજી અનેક જાહેર સંસ્થાઓ સાથે એક વા અન્ય રીતે જોડાયેલા છે, જેમા તેમની હાજરી અને સલાહ મદદગાર થઈ પડે છે.

એમના આ સાર્વજનિક કામોની કદર નામદાર સરકારે સન ૧૯૧૧ મા કોરોનેશન પ્રસંગે રા. બા. નો ઇલ્કાબ બક્ષ્યો હતો. તે વખતે એક નોધવા જેવો બનાવ એ બન્યો હતો કે અમદાવાદના છાપખાનાવાળાઓ અને પત્રોએ તેમને એક માનપત્ર આપ્યું હતું. એવી સુંદર કદર સૌ. વિદ્યાગવરીને એમ. બી ઈ. નો ઇલ્કાબ, અને "કૈસરે હિન્દ" ના ચાદ મળ્યા, ત્યારે સમાજ તરફથી કરવામા આવી હતી એ બધુ આપણા સમાજ જીવનમા આગેવાન તરીકે જે ઉંચું સ્થાન એ બંનેએ પ્રાપ્ત કર્યું છે અને લોકોના વિશ્વાસ અને ચાહ સંપાદન કર્યો છે તેના સૂચક ચિહ્નરૂપ કહી શકાય.

પોતાની કૃતિયો કરતા મનુષ્ય હંમેશ મહાન્ છે તેમ આ સર્વ કાર્ય–પ્રવૃત્તિની પાછળ રહેલી વ્યકિતનો–તેમના આત્માનો પરિચય કરવો, તેમના નિકટ સમાગમમા આવવુ એ પણ આપણે માટે ઇચ્છવા યોગ્ય અને શ્રેયસ્કર પ્રસંગ છે. રા. બા. રમણભાઈને મળવું એટલે સૌજન્યનો પ્રત્યક્ષ પરિચય થવો, ગમે તેવા ભારે કામમા ગુંથાએલા હોય પણ સામા આવનાર મનુષ્યને તેઓ પાછો નહિ મોકલે, અને તેને કહેવાનું સાંભળી લેશે. એક પ્રસંગે એક મિનિટ કલાક જેટલી કિંમતી હતી. બીજે દિવસે વ્યાખ્યાન છાપીને મોકલી આપવાનું હતુ. તે લખવા માટે એકાંત શોધી તેઓ બેઠા હતા. સૌ કોઈને આવવાની મના હતી. છતા એક વયોવૃદ્ધ પુરૂષ તેમને મળવાને આવી પહોચ્યા; તે રોકાયા રોકાય એવા નહોતા. તેમનું કામ પણ નજીવું હતુ. તોપણ રમણભાઇએ પા કલાક સુધી તેમના મુખપર અણગમો કે કંટાળો બતાવ્યા વિના તેમની વાત સાભળ્યા કરી અને તેમને સંતોષ આપીને જ વિદાય કર્યા.

એમને રાગદ્વેષ હોય એવુ કોઇને કહેતા અમે સાભળ્યા નથી. તેમનો કદી વિરોધી પણ કોઈ ગુંચવરેલા પ્રશ્ન વિષે તેમની સલાહ કે અભિપ્રાય લેવાને આવે, તોપણ તેઓ તેને ખરો માર્ગ જ બતાવવાના. કોઇનુ અહિત કદી ઈચ્છવાના નહિ. એક મિત્રે તો તેમને અજાતશત્રુ કહ્યા છે અને

આપણા આગેવાનોએ એ ગુણ અવશ્ય કેળવવા જેવો છે. ક્રોધ તો તેમણે કદી કરી જાણ્યો નથી, ક્ષમાવૃત્તિ અને દયા એજ તેમનું સાચું ભૂષણ છે.

પ્રમાણિકપણું અને સચ્ચાઈ તો રા. સા. મહીપતરામભાઈ તરફથી એમને વારસામાં ઉતરેલાં છે. એવું સાંભળ્યું છે કે એક વખતે તેમના નોકરે ઘરમાંથી ચોરી કરી, રા. બા. રમણભાઈએ તેને ચોરી કરતાં જ પકડ્યો તેને પોલીસને સોંપતા કે બીજી સજા ન કરતાં એટલું જ કહ્યું કે જા, તને કહાડી મૂકું છું. તારું મ્હો બતાવતો નહિ. હું કોઈ દિવસ કોઈનું હરામનું લેતો નથી.

વળી અમદાવાદ પ્રાર્થના સમાજમાંના તેમના વ્યાખ્યાન તેમની ભક્તિમત્તા તથા ઇશ્વરપરાયણતા પ્રકટ કરે છે.

આમ નીતિના તથા ભક્તિના સિદ્ધાંતો પરજ તેમનું આખું જીવન ઘડાયું હતુ નીતિ તથા ભક્તિને જ તેઓ સર્વોપરિ અને સર્વસ્વ માનતા અને વળી એ પ્રમાણે તેઓ વર્તતા.

સન ૧૯૨૬ માં તેઓ સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ-મુંબાઈના પ્રમુખપદે નિમાયા હતા; તે પછી એમની તબીયત એવી લથડી ગઈ હતી કે તેઓ જાહેર કામકાજમા ભાગ લેવાને અશક્ય બન્યા હતા.

નામદાર સરકારે એમની અનેક પ્રકારની સેવા કદર કરી સન ૧૯૨૮ મા "સર" નો માનવંત ઇલ્કાબ અર્પ્યો હતો પણ તે માન ભોગવવા તેઓ ઝાઝું જીવ્યા નહોતા. તા. ૬ ઠ્ઠી માર્ચ ફાગણ વદ એકમના દિવસે તેમણે આ ક્ષણભંગુર દેહ છોડ્યો હતો.

**-: એમની કૃતિઓ :-**

(૧) રાઈનો પર્વત
(૨) ભદ્રંભદ્ર
(૩) કવિતા ને સાહિત્ય પુ. ૧-૪
(૪) વાક્ય પૃથક્કૃતિ અને નિબંધ રચના.
(૫) ધર્મ ને સમાજ પુ. ૧-૨
(૬) હિસાબવિધિ.
(૭) ગુજરાતનો સંક્ષિપ્ત ઈતિહાસ.

# રણછોડભાઈ ઉદયરામ દવે.

એઓ જ્ઞાતે બાજ ખેડાવાળ બ્રાહ્મણ, નડિયાદ પાસે મહુધાના વતની; એમનો જન્મ ૧૦ મી ઑગષ્ટ સન ૧૮૩૭, શ્રાવણ સુદી ૮, સંવત ૧૮૦૪ ના રોજ થયો હતો. એમનું લગ્ન બેવાર થયું હતું: બીજીવારનું ઉમરેઠમા. પ્રાથમિક શિક્ષણ મહુધામા લીધેલું, દી. બા. મણિભાઈ જશભાઈ એમના સહાધ્યાયી હતા. મી ગ્રેહામ પરીક્ષા લેવા આવેલા તેઓ રણછોડભાઈના અભ્યાસથી પ્રસન્ન થયલા; અને પોતાની સાથે સુરત અંગ્રેજીનો અભ્યાસ કરવા લઈ જવા ઇચ્છા દર્શાવેલી; પણ કુટુંબીજનો તેમને દૂર મોકલવા ખુશી નહોતા તેથી તેઓ નડિયાદમા દેશાઈજી વિહારીદાસે તેમના જ્યેષ્ટ પુત્ર સારૂ અંગ્રેજી શિક્ષક રાખ્યો હતો તેની પાસે અભ્યાસ કરવા આવ્યા.

અહિં રા. હરિદાસ વિહારીદાસ તથા રા. મનઃસુખરામ સૂર્યરામ એઓ સાથે તેઓનો સ્નેહ સંબધના બંધનથી બંધાવાનો આરંભ થયો ત્યાથી એ ત્રણે જણા, અધિક અભ્યાસ કરવા, પ્રથમ ખેડે અને પછીથી ઇ. સ. ૧૮૫૭ મા અમદાવાદ ગયા. ત્યા તેઓ, રા. છોટાલાલ સેવકરામ, દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ, સ્વ. રા. મોતીલાલ લાલભાઈ આદિ સાથે પ્રથમ પરિચયમા આવ્યા.

અમદાવાદ હાઈસ્કુલનુ શિક્ષણ પૂરૂ કરી 'લૉ કલાસમા' તેઓએ જવા માડયું. તેઓના હૃદયમા અંતર્હિત રહેલી કવિતા રચવાની તથા નિબંધ આદિ લખવાની શક્તિના અંકુર તો તેઓ નડિયાદમા હતા તે સમયથી જ ફૂટવા લાગ્યા હતા. તે શક્તિનો વિશેષ વિસ્તાર થતા કાયદો શિખતા શિખતા તત્કાલીન ઉપયોગી વિષયો વિષે નિબધો લખવામા અને કવિતા રચવામાં તેમણે અવકાશના સમયનો સદુપયોગ કરવા માડ્યો. તે ઉપરાત પ્રથમથી સ્થપાએલી 'વિદ્યાભ્યાસક મ ડલિ' ભગ્નપ્રાય સ્થિતિમા આવી પડી હતી, તેનો પુનરુદ્ધાર કરી તેના મંત્રીનું કાર્ય પણ તેઓ બહુ કુશળતાથી કરતા હતા. લૉકલાસના શિક્ષણની સમાપ્તિ થયા પછી, રા. રણછોડભાઈનો નિયોગ, ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી પ્રગટ થતા માસિકપત્ર 'બુદ્ધિપ્રકાશ'ના તન્ત્રીરૂપે થયો. એઓનું વિદ્યાવિલાસીપણું તથા નિપુણતા જોઈ પ્રસન્ન થતા મિ. કર્ટિસ અને સર. થિયોડર હોપ એમના ઉપર બહુ મમતા રાખતા હતા, તેમા પણ થિયોડોર હોપ એમના સાહિત્યમા એટલો

તો આનંદપ્રયુક્ત (Interest) લેતા હતા કે, 'ગુજરાતી વાચનમાળા'ની રચના સંબંધમાં કેટલાએક ભાગમાં એમણે રા. રણછોડભાઈની સલાહ અને સહાયતા લીધી.

મિ. કર્ટિસે પોતાના લેખમાં લખ્યું હતું કે ઉત્તમ ગુજરાતી ગ્રંથકારોની પંક્તિમાંના એક ગ્રંથકાર, રા. રણછોડભાઈ થશે. મિ. કર્ટિસની એ ભવિષ્યવાણી રા. રણછોડભાઈએ સિદ્ધ કરી. મિ. ફાર્બસના મનમાં આમ હતું કે 'રાસમાળા'નું ગુજરાતી ભાષાન્તર કોઈ સારા વિદ્વાનના હાથથી થાય; અને તેને માટે સર થિયોડોર હોપની સલાહ લેતાં તેઓએ, મિ. ફાર્બસને રણછોડભાઈનું નામ આપી કહ્યું કે એ કામને માટે યોગ્ય માણસ રણછોડભાઈ છે; તેથી રણછોડભાઈ જો એ કામ માથે લેશે તો બરાબર પાર ઉતારશે. તે સમયે મિ. ફાર્બસ મુંબાઈની હાઈકોર્ટના જજ હતા અને સ્વર્ગસ્થ ગોપાળરાવ હરિ દેશમુખ અમદાવાદમાં આ. જજના હોદ્દા ઉપર હતા. મિ. ફાર્બસે સ્વ. ગોપાળરાવની મારફત રણછોડભાઈને પોતાની પાસે બોલાવી લેવાની પેરવી કરી. પરંતુ અભ્યાસમા વિક્ષેપ પડે તેમજ તે ગ્રંથ સંબંધમાં ગુજરાતમાં ફરીને માહિતી મેળવવાની અગત્ય છે, એ આદિ વિચારથી એ સમયે તે કામ રા. રણછોડભાઈ સ્વીકારી શક્યા નહિ.

ત્યાર પછી અમદાવાદમાં સરકારી રેવન્યુ ખાતામાં ત્યાના કલેક્ટરની ઓફિસમાં રા. રણછોડભાઈ જોડાયા. પછી મિ. પીલ આ. રેવન્યુકમિશનર નિમાયા. અને જાગીરો તથા ગરાસખાતા સંબંધીનું કામ કરવા ગુજરાતમા ફરતા હતા તેમની પાસે રણછોડભાઈની યોજના થઇ. તે સમયે મિ. પીલે રાસમાળાના પ્રથમ ભાગનું પુસ્તક રા. રણછોડભાઇના હાથમાં મૂક્યું, અને તેનું મનન કરવાની ભલામણ કરી. પછી મિ. રીચી નીમાયા તેમની સાથે પણ તેઓ ગૂજરાતમા ફર્યા. તો પણ તેઓની હકુમતમાં નહિ એવો ગૂજરાતનો ઘણો ભાગ રહી ગયો. આ સમયે મિ. કર્ટિસ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર હતા, તથા તેમની મમતા રણછોડભાઈ ઉપર બહુ હતી. તેથી તેઓ મિ. કર્ટીસ પાસે રહી બાકી ગૂજરાતમાં ફર્યા. આ પ્રમાણે મેળવેલું જ્ઞાન, મી ફાર્બસ સાહેબની મૂળ ઇચ્છાનુસાર પછવાડેથી રાસમાળાનું ભાષાન્તર કર્યું તેમા ઉપયોગી થયું. મિ. ફાર્બસે રાસમાળા લખ્યા પછી, ઘણા ઐતિહાસિક વિષયો પ્રકાશમા આવ્યા તે સર્વનો ઉપયોગમાં તેમણે ગૂજરાતી નવી આવૃત્તિમા બહુ શ્રમ લઇને કર્યો છે.

થોડા સમય પછી અમદાવાદના અગ્રણી વ્યાપારી બેહેચરદાસ અંબાઈદાસની વતી મુબઈમા મેસર્સ લૉરેન્સની કુંપનીમા યોજનાથી એઓ મુબાઈ આવ્યા. તે સમયે શેર સટ્ટાનો વા વાતો હતો અને બજાર અસ્થિર રહેતુ હતુ ભૂખના દુખથી મરતા ઘણા નિર્ધનો સુખશય્યામા પોઢનાર ધનવાન બન્યા હતા, તેમ જ રાજાના જેટલી સુખસાહેબી ભોગવનાર ઘણા શેટશાહુકાર, રંકદશા પામ્યા હતા. આવા સૂક્ષ્મ સમયમા પણ, દીર્ઘદક્ષતા, સમયસૂચકતા, પ્રાપ્ત પ્રસગે પ્રયત્ન, અધિ સમયમા સ્થિરતા, વ્યવહારકુશળતા, અને સાવધાનતા આદિ એક વ્યાપારીને યોગ્ય ગુણોથી યુક્ત એવા રણછોડભાઈએ તે શેટના વ્યાપારની તથા કુપનીએ સોપેલા કામની એવી યથાયોગ્ય વ્યવસ્થા કરી હતી કે ઉભયમાથી કોઈને વિઘ્ન આવ્યુ ન હોતુ ત્યારપછી તેમને ગોડલના રાજ્યના પ્રતિનિધિની જગ્યા મુબાઈમા આપવામા આવી, અને ત્યારપછી ઉત્તરોત્તર પાલણપુર તથા ઈડરના પ્રતિનિધિરૂપે પણ તેમનો નિયોગ થયો હતો

આથી તેઓનું મુબઈમા બહુ વસવુ થતા, તેઓને રા મનસુખરામ સાથે અધિક સહવાસ રહેતો હતો, અને ઉભય વચ્ચે ગથાયેલી અનન્ય મૈત્રીને લીધે તેઓને જવુ આવવુ પણ સાથેનું સાથે જ થતુ એથી લોકોમા એઓ પરસ્પરના ઉદ્બોધક થયા હતા

પ્રામાણિક, ન્યાયાચારી, વ્યવહારકુશળ, ગુણવાન, બુદ્ધિમાન અને વિદ્વાન નરરત્નોને પોતાના રાજ્યમા સંગ્રહવાના ઉચ્ચ અભિલાષવાળા શ્રી કચ્છનરેશ મહારાજાધિરાજ મહારાવ શ્રી ૭ ખેગારજી સવાઈ બહાદુરે, સ્વ મણિભાઈ જસભાઈ તથા રા મન સુખરામની સૂચના ઉપરથી રા રણછોડભાઈને પોતાની પાસે 'હજુર એસીસ્ટટ' નું માનદપદ ઈ સ ૧૮૮૪ મા આપ્યું પ્રામાણિકતા, ઉત્સાહ, ઉદ્યોગ, તથા રાજનીતિને યોગ્ય દક્ષતાથી રાજા-પ્રજા ઉભયનું મન રજન કરી આ પદ ઘણા વર્ષ સુધી તેઓએ ઘણા માનમદ્ર ભોગવ્યું

મહાન માણસોને મન વિષયાતર અથવા વિષમનો ભેદ એ જ આરામસ્થાન છે. એમને એક કાર્યના શ્રમથી શ્રાન્ત થઈ વિશ્રાન્તિ લેવા સાથ્યા થઈ સુવુ પડતુ નથી

તે પ્રમાણે રા રણછોડભાઈ વ્યવહારકાર્યથી થએલા શ્રમનું નિવારણ વિદ્યાવિહારમા સરસ્વતીની સાધના કરવામા કરતા; એ સરસ્વતીની સાધના

તેઓ પ્રાત કાળમા નવથી સાત વાગ્યા સુધી કરતા અને એ સાધનાનું સુધા સરખુ મિષ્ટફલ, વિધવિધ પ્રકારના, સુંદર, મનહર, રસભર નાટકો, નીતિપ્રવર્તક નિબંધો, વિચારણીય શાસ્ત્રીયગ્રંથો, આદિનો ભોગ પોતે એકલા ન કરતા, જનસમુદાયને તેમા ભાગ આપી સમર્પવામા તેમને સતોષ થતો.

જ્યારે રા રા મોતીલાલ લાલભાઈ પ્રધાનપદ ઉપરથી નિવૃત્ત થયા, ત્યારે રા રણછોડભાઈને શ્રી ખેગારજીએ પ્રધાનપદ અર્પી, રા રણછોડભાઈની અસ્ખલિત સ્વામિભક્તિને અનુયોગ્ય પ્રતિફલ દીધુ એઓ દિવાનપદ ઉપર હતા એ સમયમા રાજ્યની આવકમા લગભગ આઠ લાખનો વધારો થયો હતો, દુષ્કાળને અંગે બાંધકામ ખાતામા લગભગ બે લાખ રૂપીઆ જેવડી મોટી રકમ ખરચવામા આવી હતી તથા કચ્છ સ્ટેટ રેલ્વેના બાંધકામના પ્રયાસમા પણ ધ્યાન ખેચે એવી વૃદ્ધિ થઈ હતી શ્રી કચ્છપતિના આગ્રહ છતા પણ સાસારિક અભ્યુદયની પ્રાપ્તિને અન્તે પરમાર્થિક શ્રેય સાધવાની ઉત્કટ ઈચ્છાથી રા રણછોડભાઈ ઈ સ ૧૯૦૪ના મે માસમા નિવૃત્ત થયા

કાલની ગતિ પણ એવી અકલિત છે કે રા રણછોડભાઈના બાલસ્નેહીઓ તથા સહાધ્યાયીઓ ઉત્તર વયમા પણ સ્નેહી તથા સહકારી રહ્યા અમદાવાદમા વિદ્યાભ્યાસમયે રા રણછોડભાઈ અને તેમના મિત્રો રા હરિલાલભાઈ, સ્વ મોતીલાલભાઈ, સ્વ. મણિભાઈ, રા છોટાલાલભાઈ તથા રા મનસુખરામભાઈ એ સર્વને લોકો 'મિત્રમડલ'ની સજ્ઞાથી ઓળખતા એ સર્વ સજ્જનોની મૈત્રી મહારાજ કવિ ભર્તૃહરિના વચન પ્રમાણે આરભમા લઘુ હતી છતા પાછળથી ક્રમે ક્રમે વધતી અને વધતી ગાઢી થતી ગઈ તેમ થતા સવિશેષ ચિત્તાકર્ષક એ બન્યુ કે એ 'મડળ'માના પ્રત્યેક નિશાળમા ઉચ્ચ નબર રાખતા, તેજ પ્રમાણે સસારશાળામા પણ પ્રત્યેકે ઉચ્ચ સ્થાન અને ઉચ્ચ નામ પ્રાપ્ત કર્યા

રા રણછોડભાઈએ વ્યવહારક્ષેત્ર ઉપર જેટલો જયયશ મેળવ્યો તેટલો જ બલકે તેથી અધિક અને ચિરસ્થાયિ જય-યશ તેઓએ સાહિત્ય ક્ષેત્ર ઉપર મેળવ્યો છે એમણે આશરે ૩૩ પુસ્તક લખ્યા છે, તેમા ૧૧ નાટકો છે, જેમાથી ૭ સ્વયકલ્પિત છે, ને શેષ સંસ્કૃત આદિના ભાષાતર છે ૩ ગદ્યકાવ્ય, ૨ નીતિસબધી નિબધ, બે વાર્તાસંગ્રહ, આઠ શાસ્ત્રીય ગ્રંથો કાવ્ય, અલકાર, સાહિત્ય સંબધી, એક વ્યાકરણ સંબંધી, અને બે ઐતિહાસિક

એ ઉપરાંત બુદ્ધિપ્રકાશ ને બુદ્ધિવર્ધકમા લખેલ પ્રકીર્ણ લેખો પણ છે.

આર્ય દેશની ઉન્નતિને અર્થે ઐક્યની આવશ્યકતા છે. તે ઐક્યના કેટલાએક સાધનોમા ભાષા અને લિપિનું ઐક્ય મુખ્ય સાધન છે એમ હાલ સર્વત્ર એક સ્વરે મનાય છે તથા ચર્ચાય છે. એ સર્વ વિચાર એમને પ્રથમથી સૂઝ્યા હતા, તેનું પ્રત્યક્ષ પ્રમાણ, પૂર્વે 'હરિશ્ચન્દ્ર નાટક' મટીક 'લઘુસિદ્ધાન્ત કૌમુદી' 'નાટ્ય પ્રકાશ' અને અહુણા 'રણપિંગળ'ના ત્રણે ભાગ દેવનાગરી લિપિમા છપાવ્યા, એ છે.

અત્યાર સુધીમા ગુજરાતી ભાષામા ઘણાએ પિંગળ છપાયા છે. પરંતુ તેમા 'રણપિંગળ' એક અપૂર્વ ગ્રન્થ છે એ નિર્વિવાદ છે. અત્યારસુધીમા કોઈ પણ એક જ ગુજરાતી લેખકે, છંદ, વૃત્ત, વૈદિક છંદ, ફારસી છંદ, અને લોકગીત એ સર્વેનો સમાવેશ થાય એવુ પિંગળ કર્યું નથી.

એમની એ સાહિત્ય સેવા અને વિદ્વતાની યત્કિંચિત કદર કરવા સન ૧૯૧૨મા ચોથી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે રણછોડભાઈ ને નિમવામા આવ્યા હતા; અને પરિષદના પ્રમુખ તરીકે એમણે એક સુંદર વ્યાખ્યાન આપ્યુ હતુ.

સ્મિથનો હિન્દનો પ્રાચીન ઈતિહાસ, નવીન ઉપલબ્ધ સાધનો વડે ગુજરાતીમા લખવાની તેમની ઇચ્છા હતી. તેમ કચ્છ રાજ્યના ઈતિહાસની સામગ્રી સંકલિત કરી રાખી હતી.

સન ૧૯૨૩મા એમનો સ્વર્ગવાસ થયો ત્યા સુધી તેઓ કાંઈ ને કાંઈ સાહિત્ય પ્રવૃત્તિમા ગુંથાયલા રહેલા અને તેમાથી અનેક બીજ અને બોધ મળી આવશે.

**—: એમની કૃતિઓ :—**

૧. જયકુમારી વિજય નાટક
૨. લલિતા દુઃખદર્શક નાટક
૩. નળદમયંતિ નાટક
૪. બધીરક
૫. ૬. હરિશ્ચંદ્ર તથા તારામતી સ્વયંવર
૭ વિક્રમોર્વશીય નાટક
૮. આરોગ્યતા સૂચક
૯. પ્રાગ્તાવિક કથાસંગ્રહ
૧૦. માલવિકાગ્નિમિત્ર નાટક
૧૧ પ્રેમરાય ચારૂમતી નાટક
૧૨. લઘુ સિદ્ધાંત કૌમુદી
૧૩. હિતોપદેશ
૧૪. બાણાસુર મદમર્દન નાટક
૧૫ મદાલસા અને ઋતુધ્વજ નાટક

૧૬. હરિશ્ચંદ્ર નાટકનો સાર
૧૭. રાસમાલા ભા. ૧
૧૮. રાસમાલા ભા. ૨
૧૯. કુળવિષે નિબંધ
૨૦. સંતોષ સુરતરુ
૨૧. સેક્સપીયર કથાસંગ્રહ
૨૨. રત્નાવલિ નાટિકા
૨૩. પાદશાહી રાજનીતિ
૨૪. નાટ્યપ્રકાશ
૨૫. રણપિંગલ ભા. ૧
૨૬. રણપિંગલ ભા. ૨
૨૭. ડિંગલ
૨૮. વૈદિક છંદ રચના
૨૯. ફારસી છંદ રચના
૩૦. રસપ્રકાશ
૩૧. અલંકાર પ્રકાશ
૩૨. ગોપાળદાસ
૩૩. વિવિધોપદેશ



## રાજચંદ્ર રવજીભાઈ પચાણ (શ્રીમદ્ રાજચંદ્ર)

શ્રીમદ્ રાજચંદ્રનો જન્મ સંવત ૧૯૨૪ ના કાર્તિક સુદ ૧૫ ને રવિવારે કાઠિયાવાડના મોરબી રાજ્યના વવાણિયા ગામમા થયેલો. તેમના પિતાનું નામ રવજીભાઈ પચાણ ને માતાનું નામ દેવબાઈ હતું.

સાત વર્ષ સુધી રમતગમતમાં વીતાવ્યા. પણ સાતથી અગિયાર વર્ષે કેળવણી લીધી. તેમની સ્મૃતિ નાનપણથી જ એટલી તેજ હતી કે તેમને કોઈ વસ્તુને એક જ વખત વાચી જવી પડતી. ને તે તેમને યાદ રહી જતી.

આઠમા વર્ષથી જ તેમણે કવિતા કરવી શરૂ કોધી હતી પણ તેમનું ચિત્ત અધ્યાત્મ તત્ત્વ તરફ ઢળતુ હતુ, એટલે નાનપણથી જ તેમના કાવ્યોમા એ ધ્વનિ જણાતો. તેમના દાદા કૃષ્ણની ભક્તિ કરતા, છતા તેમનું ચિત્ત નાનપણથી જૈન ધર્મ તરફ વળેલુ. ને જૈન દર્શનના પુસ્તકો વાંચી તેમા વિશેષ દૃઢ થયું.

ચૌદ પંદર વરસની ઉમ્મરમા તેમની યાદશક્તિ એકદમ ખીલી નીકળી ને તેમણે આઠ અવધાન, સોળ અવધાન ને ઓગણીસ વર્ષની ઉમરે સો અવધાન કરી મુંબઈની પ્રજાને ચકિત કરી. આ જોઈ સ્વ૦ મલબારીએ કહેલુ કે રાજચંદ્ર એ બુદ્ધિ અને સ્મરણશક્તિ પર અજબ કાબૂ ધરાવનાર છે. તેમણે તેરમા વર્ષથી અંગ્રેજી અભ્યાસ શરૂ કરેલો પણ સંજોગો અનુસાર તેઓ આગળ નહિં વધી શકેલા છતા તેઓ કોઈપણ ભાષાને યાદ રાખી શકતા અને અવધાનની અંદર અગ્રેજી, ફારસી, ફ્રેન્ચ, હિંદી કે કોઈ ભાષામા આડાઅવળા કહેવાયેલા શબ્દો તેઓ બરાબર ગોઠવી, કહી શકતા.

વીસ વર્ષની ઉમરે તેમના લગ્ન સં. ૧૯૪૪ના મહા સુદ ૧૨ ના રોજ થયેલા. તેમના પત્નીનું નામ ઝબકબાઈ હતું. તેઓએ લગ્ન કર્યાં ત્યારે જ્યોતિષશાસ્ત્રના બોધક પ્રવીણ સાગર વગેરે પુસ્તકની તેમના પર અસર હતી, છતા એ આશ્ચર્ય છે પાછળથી તેમણે સંસારનો ત્યાગ નહોતો કર્યો છતા ત્યાગી જેવી સ્થિતિ પ્રાપ્ત કરી લીધી હતી તેમની યાદશક્તિ માટે એક જ દૃષ્ટાત બસ થશે. એક વખત તેમણે બારેક પુસ્તકો લીધા. તેમના નામ એક જ વખત જોયા ફરી આખે પાટા બાધી ફક્ત સ્પર્શેન્દ્રિયથી એકેએક પુસ્તકને ઓળખી લીધુ.

પણ બાવીસમા વર્ષે તેમને લાગ્યુ કે અવધાનના પ્રયોગો જાહેરમા ન કરવા. તેનું એક કારણ તો એ હતું કે તેમની શક્તિ પુષ્કળ ખરચાઈ

જતી હતી. ને તેથી નાડેથી લોહી પણ પડતું હતું આથી જાહેર અવધાન પ્રયોગમાંથી નિવૃત્ત થઈ તેમણે બાવીસમા વર્ષે ઝવેરીના ધંધામાં પ્રવેશ કર્યો. ને મુંબઈમાં પેઢી નાખી.

શ્રી. રેવાશંકર. શ્રી. માણેકલાલ નગીનદાસ શ્રી. છોટાલાલ લલ્લુભાઈ ઝવેરી વગેરે તેમના ભાગીદાર હતા. અને દરેકે એક એક કામ સભાળી લીધું હતું, શ્રીમદ્ રાજ્યચંદ્રે આર્થિક મુંઝવણની ઉકેલ, હિમાબ, વિલાયત સાથેનો પત્રવ્યવહાર વગેરેની જવાબદારી રાખેલી. સંવત ૧૯૪૨મા તો આ પેઢી રેવાશંકર જગજીવનની કંપની–મજબૂત પેઢી તરીકે જાણીતી થઈ ને શ્રીમદ્ રાજ્યચંદ્રે કુશળ ઝવેરી તરીકે નામના મેળવી.

પણ તેઓ આ ઝવેરી થવા કરતા, અધ્યાત્મ–ઝવેરી થવા ઈચ્છતા હતા, આથી ધંધામાય તેમની આંતર–વૃત્તિ ધર્મ તરફ જ ઢળ્યા કરતી ને ધંધાનો કે સંસારનો તે ત્યાગ ન કરી શકતા તેથી તેમને દુઃખ થતું ચોવીસમે વર્ષે તેમણે સારી એવી રકમ પ્રાપ્ત કરી લીધી હતી–સર્વ વાતે સુખી હતા છતા તેઓ જ લખે છેઃ 'એક પુરાણ પુરુષ અને પુરાણ પુરુષની પ્રેમ સંપત્તિ વિના તેમને કશુ નથી રૂચતું'

ઈ. સ. ૧૮૯૭મા મહાત્મા ગાધીજી જ્યારે વિલાયતથી અભ્યાસ કરી પાછા ફર્યા. ત્યારે તેમને શ્રીમદ્ રાજ્યચંદ્ર સાથે મુંબઈમાં પરિચય થયો, અને તેમનાથી તેઓ મુગ્ધ થયા. આનું સુંદર વર્ણન મહાત્મા ગાધીજીએ તેમની આત્મકથામા કર્યું છે. "જેના પર હું મુગ્ધ થયો તે વસ્તુનો પરિચય મને પાછળથી થયો–એ હતું તેમનું (શ્રીમદ્ રાજ્યચંદ્રનું) બહોળું શાસ્રઅભ્યાસ તેમનું શુદ્ધ ચારિત્ર, અને તેમની આત્મદર્શન કરવાની ત્યારે ધગશ. આત્મદર્શનને જ ખાતર એ પોતાનું જીવન વ્યતીત કરતા એ પાછળથી જોયું"

સત્તાવીસ વર્ષની ઉમ્મરે તો તેમની વૃત્તિઓ લગભગ આતર–રમણ જ કરતી એવા માલૂ પડ્યા, અને આરામમા આત્મમથનને વધુ અવકાશ મળતો અને તેથી માદગીમાથી ઉઠ્યા પછી સંવત ૧૯૫૨મા તેમણે તેમના ભાગીદારોને જણાવ્યું કે તેઓ ભાગીદારીમાથી છૂટા થવા ઈચ્છે છે ભાગીદારોએ સ્નેહવશ થઈ તેમના ભાઈ મનસુખભાઈનો ભાગ ચાલુ રાખ્યો

ધધામાંથી નિવૃત્તિ મેળવ્યા પછી તેઓ એકાતમા ફરવા લાગ્યા. કેટલાક વખત સુધી તો તેઓ ક્યા છે તેની પણ ખબર પડતી નહિ–આત્મ

શોધન અર્થે તેમણે આણંદ, વસો, મોરબી, નડિયાદ, ખંભાતપાસ વડવા, અને તેની આસપાસના જંગલોમા તેમણે વખત ગાળેલો છે વધુ વખત ઇડર ને તેની આસપાસના પ્રદેશમા તેમણે ગાળેલો છે.

મહાત્મા ગાંધીજી ઉપર શ્રીમદ્ રાજચંદ્રના વિચારોની જબરી અસર થઈ છે, ને ઊંડી છાપ પડી છે. તે દક્ષિણ આફ્રિકામા જ્યારે જ્યારે મહાત્મા ગાંધીજીને, હિંદુ ધર્મમા શંકા થઈ તે સમયે તેના નિવારણમા મદદ કરનાર રાજચંદ્ર જ હતા.

તેમણે જે કાંઈ લખ્યું છે તે સ્વલક્ષી જ છે. પણ એ સંગ્રહો સ્વલક્ષી સાહિત્ય પરથી તેમ જ તેમના કેટલાક પુસ્તકો પરથી તેમની શૈલી પ્રૌઢ, સંસ્કૃત, મિત અને મર્યોટમય-જણાય છે. કારણ કે તેમણે કાંઈ લખ્યુ છે. તે અનુભવમાથી જ લખ્યું છે.

તેઓ કવિ તરીકે ઓળખાતા, પણ તેમને કવિ કરતાં તો દાર્શનીક કહેવરાવવા માટે વધારે યોગ્ય હતા. તેઓ માત્ર ૩૩ વર્ષની નાની ઉમરે રાજકોટમા સવત ૧૯૫૭ ના ચૈત્ર વદ ૫ ને દિવસે કાળને શરણ થયા—જો વધુ જીવ્યા હોત તો ગુજરાતને એક અજોડ એવો અધ્યાત્મી કવિને ફિલસુફર સાપડત.

નીચેની તેમની આ બધી કૃતિઓ-પૂર્ણ કે અપૂર્ણ-શ્રીમદ્ રાજચદ્ર નામનો દળદાર ગ્રંથ રૂમગી પ્રભાવક મંડળ મુંબઈ તરફથી બહાર પડેલ છે શ્રીમદ્ રાજચંદ્રનો અભ્યાસ કરનારને તે સપૂર્ણ રીતે ઉપયોગી થઈ પડે તેમ છે.

## -: એમની કૃતિઓ :-

મોક્ષમાળા
ભાવના બોધ
આત્મસિદ્ધિ શાસ્ત્ર
સ્ત્રીનીતિબોધ વિભાગ ૧
પુષ્પમાળા
નમિરાજ
પંચાસ્તીકાય
મોક્ષસિદ્ધાત
આત્માનુશાસન
શ્રી રત્નકરંડશ્રાવકાચાર
ભાવનાસગ્રહ

## લાલન ( ફત્તેહચંદ કર્પૂરચંદ લાલન )

પંડિત લાલનના ટૂંકા નામથી ઓળખાતા પંડિત ફત્તેહચંદ લાલનનો જન્મ સંવત ૧૯૧૪ ના ફાગણ વદ ૧૦ ના રોજ કચ્છ-માંડવીમાં થયો હતો. જો કે તેમનું મૂળવતન જામનગર છે. જ્ઞાતિએ તેઓ વિસા ઓસવાળ છે. તેમના પિતાનું નામ કર્પૂરચંદ લાલન અને માતાનું નામ લાધીબાઈ છે. ચૌદ વર્ષની ઉમરે સંવત ૧૯૨૮ માં તેમનું લગ્ન જામનગરમાં જ થયું હતું. તેમના પત્નીનું નામ મોંઘીબાઈ હતું.

માંડવી અને જોડિયા ગામમાં નજીવું શિક્ષણ મેળવી જામનગરમાં તેમણે ચાર ગુજરાતી સુધીનો અભ્યાસ કર્યો. ને મુંબઈ જઈ પહેલી અંગ્રેજીની પરીક્ષા આપીને ગુજરાતી છઠ્ઠા ધોરણની પરીક્ષા આપી શિક્ષક તરીકેની નોકરી મેળવી લીધી. પણ અભ્યાસ કરવાના ખંતને લીધે દિવસે નોકરી અને રાત્રે અંગ્રેજી અભ્યાસ માટે નાર્મલસ્કૂલમા હાજરી આપવા લાગ્યા પછી તો વિદ્યાલક્ષ્મી પાઠશાળામા જોડાઈ સંસ્કૃત અભ્યાસ કર્યો. ને ૭ અંગ્રેજી સુધીનો અભ્યાસ સરળતાથી કર્યો. પણ મેટ્રીકની પરીક્ષામાં ચાર ચાર વખત બેસવા છતા દર વખતે નિષ્ફળ ગયા. આથી એ પ્રયત્નને છોડી દીધો.

અત્યારે તેમનો વ્યવસાય શીખવું ને શીખવવુંનો જ છે અને એ ધૂન તેમને ઇ. સ૦ ૧૮૯૭ની ૧૩મી મેથી લાગેલી. સમાધિશતકના શ્લોક સત્તરમો તેમના વાંચવામા આવ્યો ને તેમના જીવનમા અજબ ફેરફાર થઈ ગયો તેઓ અમેરિકા ગયા ને ત્યાં એમરસનના પુસ્તકો તેમના વાંચવામા આવ્યા, તેણે તેમના જીવનને ફેરવવામા મુખ્યત્વે ભાગ લીધો અને અમેરિકાના પ્રસિદ્ધ શહેરોમા સુંદર અંગ્રેજીમાં તેમણે ભાષણો પણ આપ્યા. તેમનો પ્રિય વિષય ફિલોસોફી અને ધર્મ છે.

ઇ. સ. ૧૯૩૬મા લંડનમા ભરાયેલ વિશ્વધર્મ પરિષદમાં તેઓ શ્વેતામ્બર જૈન સમાજના પ્રતિનિધિ તરીકે ભાગ લેવા ગયા હતા ને ત્યા તેમણે પોતાની સારી છાપ પાડી હતી. લંડનમા ઋષભ જૈન સઘ નામની જૈન સ્કોલર ઉત્પન્ન કરવા માટે એક સંસ્થા પણ સ્થાપી છે.

જૈનધર્મનુ સામાયિક—સર્વજીવ પ્રત્યે સમભાવ એ-તેમનું પ્રચારકાર્ય છે. ને એ માટે રાતદિવસ તેઓ અખંડ જહેમત ઉઠાવે છે. એક કુશળ વક્તાની તેમનામા કુનેહ છે, અને એ માટે તો યૌવન વયે તેમણે ઈનામો

પણ મેળવેલાં છે, એટલે વકૃતત્વકળા દ્વારા શ્રોતૃવર્ગને તેઓ આકર્ષી શકે છે. જૈન સમાજને જ પોતાનું ક્ષેત્ર કરી લીધેલ હોવાથી તેના ઉત્થાન માટે તેઓ શક્યયત્ન કરી રહેલ છે.

સ્વાનુભવ દર્પણ નામના પુસ્તકમાંના તેમના સ્વતંત્ર વિચાર માટે અમદાવાદના સંઘે તેમને સંઘ બહાર મૂક્યા હતા. અને કેટલાક જૈનોએ શત્રુંજય તીર્થ ઉપર તેમની પુજા કરેલ હોવાથી એ માટે તેમને ફરી સંઘ બહાર મૂક્યા હતા. પણ અત્યારે તો તેઓ સંઘમાં છે.

## કૃતિઓ

સદ્‌વક્તા
જૈન માર્ગ પ્રવેશિકા
શુદ્ધોપયોગ (અનુવાદ)
સવિર્યધ્યાન (અનુવાદ)
સ્વાનુભવ દર્પણ „
પરમજ્યોતિ પંચવિંશતિ
આત્મબોધ
આત્મવિકાસને માર્ગે
દૈવનો જય
જૈન માર્ગ પ્રારંભ પોથી ભા. ૧-૨
જૈન માર્ગ પ્રારંભ પ્રવેશિકા ભા. ૧-૨-૩
લાઈન આત્મવાટિકા
શ્રમણ નારદ
Gospel of man
સામાયિકના પ્રયોગો
આદર્શ સામાયિકો



## સ્વ. લાલશંકર ઉમિયાશંકર

લાલશંકરભાઈનો જન્મ અમદાવાદ પાસે થોડેક દૂર આવેલા નારદીપૂર નામના ગામડામા સંવત ૧૯૦૧ના શ્રાવણ વદ છઠ એટલે ઈ. સ. ૧૮૪૫ના ઑગસ્ટની ૨૩મી તારીખ અને શનિવારે તેમના મોસાળમા થયો હતો. એમના માતુશ્રીનું નામ માનકોર હતું અને દાદાનું નામ ફીરપાશંકર. એકડા ઘુંટવા તે અહિં શિખ્યા હતા. અમદાવાદ પિતાને ઘેર આવ્યા બાદ તે જાણીતી પહેલા નંબરની નિશાળમાં જોડાયા અને અહિં પંકાયલા બાહોશ મહેતાજી તુળજારામના હાથ હેઠળ પ્રાથમિક શિક્ષણ લીધું. સ્વભાષાનું સામાન્ય જ્ઞાન મળ્યા પછી, તેમના પિતા યાજ્ઞિક હોવાથી, ધાર્મિક ક્રિયાનું કેટલુંક શિક્ષણ લેવાની તેમને ફરજ પડી, પણ તે સાથે શાળાનો અભ્યાસ જારી રાખ્યો હતો. એવામાં રૂપિયા પાંચની માસિક સ્કૉલરશિપ મળવાથી તે નૉર્મલ સ્કુલમાં દાખલ થયા. અહીં તેમને અંગ્રેજી જ્ઞાન મેળવવાની તીવ્ર ઇચ્છા થઈ પણ તેમના પિતાના વિચારથી વિરૂદ્ધ હતી એટલે તેમને કેટલીક મુશીબતો નડી; છતાં તે ડગમગ્યા નહિં અને પોતાના નિશ્ચયને મક્કમપણે વળગી રહ્યા. અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો, તે દરમિયાન નૉર્મલ સ્કુલને વર્નાક્યુલર કૉલેજમા હાલની ત્રૈ. રા. ટ્રેનિંગ કૉલેજ–ફેરવી નાખવામા આવી. એ ફેરફારીમાં તેમને રૂ. ૧૦ ની સ્કૉલરશીપ મળી. તેમણે અહીં ગણિતશાસ્ત્રનો અભ્યાસ અથાગ શ્રમ લઈ આગળ વધાર્યો, એટલે સુધી કે એલ્ફીન્સ્ટન કૉલેજના વિદ્યાર્થીઓની સીનિયર સ્કૉલરશિપની પરીક્ષાના સવાલપત્રકો વર્નાક્યુલર કૉલેજના વિદ્યાર્થીઓને આપીને પરીક્ષા લેવામા આવી તેમા તે પહેલે નંબરે પાસ થયા. તેમની બુદ્ધિ એ વિષયમા કેટલી ખુંપી ગઈ હતી તે દર્શાવવાને આટલું ઉદાહરણ બસ છે. ગુજરાતમાં બલકે મુંબાઈ ઈલાકામા એક ગણિતશાસ્ત્રી તરીકે તેમનું નામ આબાલવૃદ્ધ તમામને જાણીતું છે અને હજી જમાનાઓ સુધી "ગણિતના મૂળ તત્ત્વો" સાથે તે જોડાએલું રહેશે. ગણિતશાસ્ત્રના આવા ઉંડા અભ્યાસથી તેમની માનસિક શક્તિ સારી રીતે વિકાસ પામી અને નિયમિત થઈ હતી. અને ગમે તેવા ગૂઢ અને ગહન પ્રશ્નોનો નિકાલ, તે તુરત સમજી લઈને બહુ સુગમતા અને સહેલાઈથી કરી શકતા.

થોડાક વખતમા વિદ્યાર્થીજીવનનો અંત આવ્યો. રૂ ૨૫ ના પગારથી અમદાવાદ હાઈસ્કુલમા ગણિત શિક્ષક તરીકે તેમની નિમણુંક થઈ.

(ઇ. સ. ૧૮૬૫.) નોકરીમાં જોડાયા છતાં તેમને ઈંગ્રેજી અભ્યાસ ચાલુજ હતો અને એ જ વર્ષમાં મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપી અને તેમાં ફત્તેહ મેળવી. રજા નહિ મળવાથી કૉલેજમાં જવાનું બની શક્યું નહિ પરન્તુ તેથી નાસીપાસ થયા નહિ. ખંત અને આગ્રહથી અભ્યાસ ચાલુ રાખ્યો અને ઇ. સ. ૧૮૬૭માં એક માસ મદ્રાસમા રહીને ત્યાંથી "ફર્સ્ટ એકઝામિનેશન ઈન આર્ટસ" એ નામની પરીક્ષા પાસ કરી. અંત એ આગ્રહનું શુભ ફળ આવ્યું. નોકરીમા ગ્રેડ ચઢ્યા. ચોથા આસિ. શિક્ષકની રેંકમા આવ્યા અને ગુજરાત પ્રોવિન્શિયલ કૉલેજના ગણિત શિક્ષક નિમાયા. ઇ. સ. ૧૮૭૧માં કેળવણી ખાતા સાથેનો તેમનો સંબંધ પૂરો થાય છે; જો કે જીવનપર્યંત કેળવણીના કાર્યોમાં તેમણે આગળપડતો ભાગ લીધો છે અને શાળાપયોગી કેળવણી ખાતાએ મંજુર કરેલા પુસ્તકો તૈયાર કરીને કેળવણીનો પ્રચાર કરવાને ભારે શ્રમ કર્યો છે. એ કામ એટલેથી જ સમાપ્ત થયું નથી. અનેક કેળવણીની જાહેર સંસ્થાઓ સાથે તેમનું નામ છેવટ સુધી જોડાયલું હતું અને તેમણે પોતે કન્યાશાળા, અંત્યજ શાળા અને અંગ્રેજી નિશાળ પોતાને ખર્ચે ખોલીને કેળવણીનો ફેલાવો કરવાના સ્તુત્ય પ્રયાસો આદર્યા હતા.

જે કોર્ટના ન્યાયાસન ઉપરથી ઇ. સ. ૧૯૦૬ના મે માસની ૧૩મી તારીખે વાનપ્રસ્થ થયા તેજ સ્થળે તે કેળવણી ખાતાની નોકરી છોડીને સ્મોલકૉઝ કોર્ટના કલાર્ક નિમાયા. તેમનો ઉદ્યોગ અને આગ્રહ અહિં, પણ જારી હતો. નકામો વખત નહિ ગાળતા કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. સન ૧૮૭૩માં હાઇકોર્ટ અને સબજજની પરીક્ષામા બેસી ફતેહ મેળવી. બીજે જ વર્ષે તે પંઢરપૂરના સેકંડકલાસ થર્ડ ગ્રેડ સબજડજ નિમાયા. સન ૧૮૭૯મા ધંધુકા અને ધોલેરાના સેકંડ ગ્રેડ સબ જડજ તરીકે ફેરફારી થઈ. સન ૧૮૮૧મા ફર્સ્ટ ગ્રેડ સબજજ થયા અને વિરમગામ બદલી થઈ. ૧૮૮૪મા સોલાપુર, ૧૮૮૫મા અહમદનગર અને ૧૮૮૭મા નાસિકના ફર્સ્ટક્લાસ સબજજ તરીકે તેમની બદલીઓ થઈ. આમ ઉત્તરોત્તર વધતા પગારે ફેરફારીઓ થતા સન ૧૮૯૧મા અમદાવાદ કોર્ટમા તે ફર્સ્ટક્લાસ સબજજ નિમાયા. એ જમાને લાંબો વખત જોબ આપ્યા પછી સન ૧૮૯૮ના ઓકટોબર માસના તેમની રૂ ૮૦૦–ના માસિક દરમાયાથી સ્મોલકૉઝ કોર્ટના જડજ તરીકે નિમણુક થઈ અને જે સ્થળેથી

નોકરીની શરૂઆત કરી હતી તેજ કોર્ટમાં ઉચામાં ઉંચી પદવી પામીને સને ૧૯૦૩ના મે માસમા રૂ ૪૦૦ના માસિક પેન્શન પર રિટાયર થયા.

કેળવણી અને ન્યાય ખાતામાં તેમણે લગભગ આડત્રીસ વર્ષ નોકરી કરી પણ એક સરકારી અમલદાર તરીકે તેમણે જે પ્રસિદ્ધિ અને નામના પ્રાપ્ત કરી છે, તેથી શતગણી ખ્યાતિ અને માનમર્તબો જનહિતના અને સમાજ સેવાના તેમ જ પરોપકારનાં કાર્ય કરનાર એક આગેવાન ગૃહસ્થ તરીકે તેમણે મેળવ્યાં છે. વારંવાર કહેવામાં આવે છે કે, સરકારી નોકરોનું કર્તવ્યક્ષેત્ર સંકુચિત હોય છે અને સાર્વજનિક કાર્યોમાં કામના દબાણને લીધે ભાગ લેવાને તેમને ઓછો અવકાશ મળે છે; એથી ઉલટું, સામાન્યથી વિરૂદ્ધ એવું એમના ચરિત્રનું સબળ પ્રમાણ છે. પ્રત્યક્ષ પુરાવો છે કે જે સ્વીકારવાને ભાગ્યે જ કોઈ આનાકાની કરશે અને કોઈ કહેવાને હિંમત નહિ ધરશે કે રા. રા. લાલશંકરભાઈ કર્તવ્યપરાયણ ન હતા. પ્રબળ સંકલ્પ અને દૃઢ મનોબળ શું ન કરી શકે ? તેને કશું અશક્ય નથી. વળી તેમની સમાજસેવામા એક બે સંસ્થાઓ સાથે જોડાયલી ન હતી. તેમ જ તે એકજ સ્થળે હતી એમ પણ નથી. તેમની પ્રવૃત્તિ વિવિધ માર્ગની તેમજ સાર્વદેશિય હતી. તેમની સાથે જોડાએલી સંસ્થાઓ અને તે દરેકના કાર્યનો સંપૂર્ણ ખ્યાલ મેળવવો એ ખરેખર મુશ્કેલ કામ છે. તે સંસ્થાઓ પાંચ દશ નથી પરંતુ અનેક Their names are a legion, જ્યાં જ્યાં તે ગએલા ત્યા ત્યા તેમના વ્યક્તિત્વની છાપ પડેલી આપણને દૃષ્ટિગોચર થાય છે.

તેમની પ્રકૃતિમા એવું કંઈક રહેલું હતું કે જે મનને નિરંતર વિચારમાં રોકાયલું રાખતું અને કામ કરવાને ઉત્સાહ આપ્યા કરતું. કામ કર્યા વિના તેમને ચેન પડતું નહિ. નવરા બેઠેલા તે ક્વચિતજ માલુમ પડતા. સાંજે ફરવા બહુ જતા નહિ પણ પોતાના મિત્રો સાથે અનેક વિચારો કરતા, યોજનાઓ રચતા તેમજ મિલ ઉદ્યોગ અને ધંધા વિષે ચર્ચા ચલાવતા. વખતે એકલા પડતા તો ઈઝી-સોફાપર તેમના પેટંટ ડ્રેસમા ઝીણું પંચીયું, બટન વિનાનું મલમલનું પહેરણ અને માથાપર ચોકડીભાતો કકડો નાખેલો, સુઝતા વાળ પ્રસરાવતા, વિચારના વમળમા ગુંથાયલા દૃષ્ટિએ પડતા. પોતા હસ્તકની સંસ્થાઓનું હિત તેમને હૈયે એટલું બધુ હતું તે દર્શાવવાને નીચેનું ઉદાહરણ બસ થશે. અમને યાદ છે કે, પોતે

પથારીવશ હતા અને શરીર અશક્ત હતું એવામા એક દિવસ આસિ-સેક્રેટરીને બોલાવીને કહ્યું કે અમુક ટ્રસ્ટનો અમુક શેર છે અને તેનો ભાવ ખૂબ વધી ગયો છે તો કમિટીમાં ઠરાવ કરાવી તે વેચી નાખો. આવી નબળી સ્થિતિમા પણ તે ઝીણી બાબતોનો વિચાર કરતા. વિચાર એ તેમનું જીવન હતું. ઉદ્યોગ એજ એમની વિશ્રાંતિ હતી.

નાનપણથી તેમનું જીવન ઉદ્યોગી અને દૃઢ મનોબળવાળું હતું. શાળામા ચાલુ અભ્યાસ સાથે ઘેર ખાનગીમા અને તે પણ અનેક મુશ્કેલીઓ સામે, ઇંગ્રેજીનું શિક્ષણ લેવું અને વળી તેમાં ફતેહ મેળવવી એ જેવુ તેવું કાર્ય નથી. ચાલુ કામ ઉપરાત કાંઈને કાંઈ કરવું એ તેમની પ્રકૃતિ હતી. ઉદ્યોગ એજ તેમનૂ જીવન હતું કૉલેજમા જોડાયા ત્યારે "શાળાપત્ર"મા લેખો મોકલતા અને એટલાથી પૂરતો સંતોષ થયો નહિ ત્યારે પોતાના મિત્ર રા. રા. હરગોવિંદદાસ સાથે "ટીકાકાર" નામનું પત્ર કાઢ્યું જે માત્ર અલ્પ આયુષ્ય ભોગવીને બંધ પડ્યું. કેળવણીખાતામા જોડાયા ત્યાં પણ તેમનો ઉદ્યોગ અને પ્રવૃત્તિ જારી રહ્યા. અહિં શાળોપયોગી શિક્ષક અને વિદ્યાર્થી ઉભયને ઉપયોગી અને મદદરૂપ થાય એવા પુસ્તકો પોતાના મિત્ર રા. રા. કાટાવાળા સાથે મળીને રચ્યા. તે એટલા ઉપયોગી જણાયા કે કેળવણી ખાતાએ તે 'ટેક્સ્ટબુક' તરીકે મંજુર કર્યા. સન ૧૯૦૩-૪ મા પણ અમુક પુસ્તક લખાવવા હતા ત્યારે મે. ડિરેક્ટર સાહેબે તૈયાર કરી આપવાનું કામ તેમને સોપ્યું હતું અને તેમણે નામા પદ્ધતિ અને લેખન પદ્ધતિ એ બે પુસ્તકો રા. કાટાવાળા સાથે મળીને લખી આપ્યા, પુસ્તકો લખવા ઉપરાત તેમણે અંગ્રેજી અભ્યાસ પણ જારી રાખ્યો હતો. મદ્રાસ જઈ 'ફર્સ્ટ એકઝામિનેશન ઈન આર્ટ્સ' એ નામની પરીક્ષા પાસ કરી-એટલે કહેવાનું તાત્પર્ય કે નિયમિત અને ચાલુ કામ કરવા ઉપરાત તે દૃઢાગ્રહ અને ખંતથી ખાનગી ઉદ્યોગ અને કાર્ય કરતા. સન ૧૮૭૧ મા સ્મોલકોઝ કોર્ટમા ક્લાર્કની નોકરી લીધી ત્યારે પણ તેમની એ પદ્ધતિ ચાલુ અને કાયમ હતી. નોકરીમાથી જે કાંઈ અનુકૂળતા મળતી તેનો તે હંમેશ સદુપયોગ કરતા. કાયદાનો અભ્યાસ કરવા માંડ્યો અને એક વર્ષમા હાઈકોર્ટ અને સબોર્ડીનેટ જડજની પરીક્ષા પાસ કરી. એ શું સૂચવે છે? દૃઢ મનોબળ, સતત પ્રયાસ, આગ્રહ, ખંત અને ઉદ્યોગ એ પર તેમનુ જીવન રચાયુ હતું, અને તે

વગેરે તે સારી અને માન મર્તબાની પદવી પ્રાપ્ત કરી શકતા હતા. અત્યારસુધી તેમણે પોતાનું પ્રવૃત્તિમય અને ઉદ્યોગી જીવન પોતાનું ધ્યેય થાય તે દિશામા ગાળ્યું; જો કે જાહેર હિલચાલમા અને સુધારાના પ્રશ્નોપર શરૂઆતથી જ પોતે લક્ષ આપતા હતા. પંઢરપુરમા સબજડ્જ નિમાયા, એટલે કલાર્ક ગણીને અમલદાર થયા ત્યારથી એ તમામ પ્રવૃત્તિ અને ઉદ્યોગ જનસેવાના અને જનહિતના કામ કરવા તરફ વગાડ્યા. પોતાનું જીવન સમાજ સેવામા અને પરોપકારના કામો કરવામા અર્પણ કર્યું એમ કહીશુ તો તેમાં અતિશયોક્તિ નથી. પંઢરપુરમા એક દિવસ પરોઢિયે ફરવા નિકળ્યા તેનામા પગે કાઇક અથડાયુ; ભ્રાંતિ પડી, તપાસ કરતા તે એક જીવતું તરતનું જન્મેલું બાળક જણાયું. આવી બાળહત્યા થતી અટકાવવાને માત્ર કામચલાઉ એવો અને ક્ષણિક ઉપાય હાથ ધર્યો નહિ પરન્તુ એ બદી નાબુદ થાય તે માટે વ્યવહારિક અને સદા ચાલે એવો ઉપાય લીધો. તેનું પરિણામ એ આવ્યુ કે તેમના પ્રયાસ અને ઉદ્યોગથી પંઢરપુરમા એક બાળહત્યા પ્રતિબન્ધક બાળાશ્રમ સ્થાપવામા આવ્યુ હતું જે અત્યારે આબાદ સ્થિતિમા છે અને તેનો વહિવટ મુબાઈની પ્રાર્થના સમાજ કરે છે. (ઇ. સ. ૧૮૭૫) પછી સોલાપુર બદલી થએલી ત્યા સખત દુકાળ ચાલતો હતો. ત્યા ઢોરોના સંરક્ષણ માટે અને મનુષ્યોના બચાવ માટે તેમણે ભારે શ્રમ ઉઠાવ્યો અને આગળ પડીને કિંમતી મદદ કરી દક્ષ્ખણમા અદ્યાપિ તેમને "દેવમુનસિફ" ને ભલે નામે ઓળખવામા આવે છે સન ૧૮૭૬–૭૭ ના દુકાળ વખતે નિરાધાર માણસો અને નમાબાપા બાળકોને માટે તેમણે જે અથાગ શ્રમ લીધો હતો તે દક્ષ્ખણ અને મુબાઈના લોકો અદ્યાપિ પણ ભૂલી ગયા નથી દુકાળ પીડિત લોકોને માટે સરકારે અને જાહેરપ્રજાએ ફંડો ઉભા કર્યા હતા પરતુ માબાપ વગરના નિરાધાર બાળકોનું રક્ષણ કરવાનુ કાંઈ સાધન ન હતું તેથી તેમણે ઉપર દર્શાવેલા બા. પ્ર. સસ્થા સાથે પંઢરપુરમા એક અનાથ બાળાશ્રમ ઉઘાડ્યુ અને તેને નિભાવવા માટે મુંબાઈના ધનાઢ્યોને અરજ કરી, દરેક શનિવારે સાંજે પંઢરપુરથી નીકળી તેઓ મુબાઈ જતા. રવિવારે શેઠીઆઓને ઘેર રખડી તેમને સમજાવી અનાથ આશ્રમમા રૂપિયા ભરાવતા અને રવિવારે રાતના પાછા ગાડીમા ચઢી જઈ સોમવારે પોતાના હોદ્દા ઉપર હાજર થતા હતા પંઢરપુર અને મુંબાઈ વચ્ચે આવી દોડાદોડી કરી અને મુબાઈના શેઠીઆઓના ગળે વાત ઉતારી નાણા મેળવવા એ કામ કઈ ઓછુ મુશ્કેલ

નહતુ તેઓ એવી સરસ રીતે દલીલો કરતા હતા કે જેથી ગમે તેવો માણસ પણ તેમના મતમા લેવાઈ જતો શેઠ ચતુર્ભુજ મોરારજી અને બીજા જે શેઠીઆઓ સુધારાનું નામ સાભળતા જ પાછા ખસી જાય તેવા હતા તેમને પણ તેમણે એવી સારી રીતે આ વાત સમજાવી હતી કે જેથી તેમણે સારી રકમો બાળાશ્રમમા ભરી આપી હતી તેમના પરોપકારના આવા કામોને લીધે જ દક્ષિણીઓ તેમને "દેવમુનસિફ" નુ ઉપનામ આપી ઉપકૃત થયા હતા

ધંધુકામા બદલી થઈ ત્યારે ત્યા શ્રમ લઈને જાહેર લાયબ્રેરી સ્થાપી અને પોતાને ત્યા પ્રતિ રવિવારે સર્વને ગોલાવી એકઠા થઈ પ્રાર્થના કરવાનું શરૂ કર્યું આવી રીતે જ્યા જ્યા જતા ત્યા ત્યા આગળ પડીને સેવા કરતા અને પરોપકારના કાર્ય હાથ ધરતા અમદાવાદ આવ્યા ત્યારથી તેમનુ નામ અનેક જાહેર સસ્થા અને હિલચાલ સાથે જોડાયલું છે, એવુ એક પણ સાર્વજનિક કાર્ય નહિ હોય કે જેમા તેમનો હાથ નહિ હોય ધણીખરી શહેરની દરેક જાહેર હિલચાલમા અને સાર્વજનિક સસ્થાઓમા તે આગળ પડતો ભાગ લેતા આ પ્રવૃત્તિ નિવૃત્ત થયા પછી થઈ હતી એમ નહિ પરન્તુ તે સન ૧૮૯૧ મા અમદાવાદ આવ્યા ત્યારથી ચાલુ જ હતી

જે અનેક જાહેર સસ્થાઓ સાથે તેમનુ નામ જોડાયલુ છે તેમાથી થોડાક નામો અમે નોંધીને સંતોષ પામીશુ (૧) ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી (૨) અજુમને ઈસ્લામ (૩) પ્રાર્થના સમાજ (૪) રા સા મહીપતરામ અનાથ આશ્રમ (૫) રા બા રણછોડલાલ ખાડિયા કન્યા-શાળા (૬) શેઠ મણિલાલ લાઈબ્રેરી (૭) આપારાવ ભોળાનાથ લાઈબ્રેરી (૮) કાઉન્ટેસ ઓફ ડફરીન ફંડ–અમદાવાદ બ્રાંચ (૯) નેશનલ ઇન્ડીયન એસોશીએશન–અમદાવાદ બ્રાન્ચ (૧૦) અમદાવાદ સેવાસદન બ્રાન્ચ (૧૧) ગુજરાત સંસાર સુધારા સમાજ (૧૨) પુનર્વિવાહ ઉત્તેજક સભા (૧૩) પરમેનન્ટ સીવીલ રીલીફ ફંડ (૧૪) મિસગેનીંગ ફંડ (૧૫) લેલી મેમોરિયલ ફંડ (૧૬) ભોળાનાથ લેડીઝ લીટરરી ઈન્સ્ટીટયુટ વગેરે

આ સિવાય તે કેટલોક વખત "બુક કમિટી" મા મેમ્બર હતા. યુનિવરસીટી તરફથી વખતોવખત ઈનામી નિબંધો આવતા તે તપાસતા નીતિશિક્ષણ માટે સરકાર તરફથી નિમાયલી કમિટીના તે એક સભાસદ

હતા. થોડા વખત પર કેળવણી ખાતા તરફથી ભરાયલી રૂરલ ગામડાના પ્રાથમિક શાળાના અભ્યાસ ક્રમમાં સુધારા કરવાને ભરાયેલી કૉન્ફરન્સમાં તે નિમાયા હતા. વળી મોંઘવારી કમિશન અત્રે આવેલું ત્યારે તેમને તેમાં જુબાની આપવાને આમંત્રણ મળ્યું હતું. કોરોનેશન ફેસ્ટીવલ ફંડ અને છેલ્લા દુકાળફંડના તે ઑન. સેક્રેટરી હતા. છપ્પનીઆની સાલમાં દુકાળમાં જે કાર્ય તેમણે કર્યું હતું તે જગજાહેર છે અને સરકારે તે બદલ તેમની જાહેર સેવાની કદર પિછાણીને કૈસરે-હિંદનો સોનાનો ચાંદ એનાયત કર્યો હતો. વળી અમદાવાદ મ્યુનિસિપાલીટીના પ્રમુખ થવાને બેવાર તેમને પૂછવામાં આવ્યું હતું પરંતુ ઘણી પ્રવૃત્તિને લીધે તેની તેમણે ઉપકાર સાથે ના પાડી હતી. આ રીતે જનસેવા અને પરોપકારનાં કામ બહુ ચીવટથી કરતા. કેળવણી અને સંસાર સુધારો એ એમના પ્રિય વિષયો હતા અને તેના પ્રચાર માટે પોતે સતત ઉદ્યોગ કરતા અને તે માટે પુષ્કળ પૈસાની મદદ પોતે આપતા.

ગુજરાત સંસાર સુધારા સમાજ, વિધવાશ્રમ, તેમજ દિવાળીબાઇ કન્યાશાળા, અંત્યજશાળા, ઈંગ્રેજી નિશાળ, વગેરે પોતે સ્થાપીને બહુ મહત્વનું અને ઉપયોગી કાર્ય કર્યું હતું. પોતાના સિદ્ધાંતો અને વિચારો અમલમાં મૂકવાનો સતત પ્રયાસ આદર્યો હતો. આ તમામ કાર્યોમાં તેમનો સતત ઉદ્યોગ, દઢ આગ્રહ, કરકસર અને ખંત ચાલુ ઉત્સાહના પરિણામે સંગીનતા આવી છે અને તેમની સંસ્થાઓના પાયા ઉંડા અને મજબુત રોપાયા છે.

માત્ર હિંદુ કોમની તેમણે સેવા કરી છે એમ નથી. અમદાવાદની અંજુમને ઇસ્લામના તે એક જબરા આધારરૂપ-આત્મારૂપ હતા. પ્રથમ મોહમેડન એજ્યુકેશનલ કૉન્ફરન્સ અમદાવાદમાં ભરવાનું માન તેમને ઘટે છે. ઇ. સ. ૧૮૯૪ મા મુસલમાન કૉન્ફરન્સ હઠીભાઈની વાડીમાં ભરાઈ હતી અને તેમાં રીસેપ્શન કમિટીના પ્રમુખ તરીકે તેમણે ભાષણ કર્યું હતું. ચોથી મુસલમાન એજ્યુકેશનલ કૉન્ફરન્સ જે સને ૧૯૦૪ માં અમદાવાદમાં ભરવામાં આવી હતી ત્યારે પણ તે કૉન્ફરન્સના ઉપપ્રમુખ હતા અને આગળ પડીને કામ કર્યું હતું. આ કરતાં વિશેષ સમભાવ અને બંધુત્વ કર્યું હોઈ શકે ? છેલ્લી કૉન્ફરન્સ વિષે એક વિદ્વાન પ્રેક્ષક જે ત્યાં હાજર હતા તે નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય એક સુપ્રસિદ્ધ માસિકદ્વારા

દર્શાવે છે–"આ કોન્ફરન્સના ઉપ–પ્રમુખ તરીકે પ્રમુખ સાથે બેઠેલા આપણા માનવંતા પૌરજન રા. બા. લાલશંકર ઉમિયાશંકરને જોઈને પણ મને ઘણો હર્ષ થયો. તેમના ભાષણ વખતે હું હાજર હતો. મુસલમાન કોમના ભલા માટે એઓ સાહેબે જે ઉંચી કાળજી દર્શાવી તેને માટે મુસલમાનોએ તેમનો ઘણો ઉપકાર માનવો જોઈએ."*

એક અગ્રેસર સંસાર સુધારક તરીકે તેમની કીર્તિ આખા દેશમાં ફેલાયલી હતી અને તેમના કાર્યની કદર કરીને જ સંસાર સુધારક સમાજે ૧૯૦૭ માં સુરત ખાતે ભરાયલી ઇંડિયન નેશનલ સોશિયલ કોન્ફરન્સના પ્રમુખ તરીકે તેમને પસંદ કર્યા હતા. આ જેવું તેવું માન ન હતું. આવી પ્રતિષ્ઠા અને નામના મેળવનાર સ્વર્ગસ્થ લાલશંકરભાઈ વર્નાક્યુલર કૉલેજમાં હતા ત્યારથી જ આ વિષયમાં બહુ રસ લેતા અને આગળ પડીને કામ કરતા. સન ૧૮૬૬ માં તેમણે અમદાવાદ બાળવિધવા વિવાહ ઉત્તેજક સભામાં પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર રચિત વિધવા વિવાહ નામક નિબંધનું, મરાઠીમાં થયલા ભાષાન્તર ઉપરથી ગુજરાતીમાં ભાષાન્તર કરવાનું પોતે સ્વીકાર્યું. આ કામ જનસમાજ અને તે કાળની લોકલાગણી વિચારતા કેટલુંક સાહસિક હતું એનો સહેજ ખ્યાલ આ પરથી આવશે. ૧૮૭૧ માં "બાળલગ્ન હાનિકર્તા છે" એ વિષય ઉપર એક જાહેર ભાષણ આપ્યું અને "બાળલગ્ન નિષેધક" નામની એક સભા સ્થાપી. તેની તરફથી કેટલોક વખત "બાળલગ્ન નિષેધક પત્રિકા" તેમણે ચલાવી. સ્ત્રી કેળવણીના પ્રચારાર્થે તેમણે કરેલા પ્રયાસો લોકવિદિત છે.

સંસાર સુધારાનું કામ નિયમિત રીતે ચાલુ રહે તે માટે ૧૯૦૪ માં તેમણે 'ગુજરાત સંસાર સુધારા સમાજ" નામની સંસ્થા સ્થાપી અને તેના મકાનનો પાયો સુપ્રસિદ્ધ વિદ્વાન અને અગ્રેસર સર ડૉ. ભાંડારકરના હાથે નંખાવ્યો, આ રીતે સંસાર સુધારાનું કામ આગળ વધારને તેમજ સ્થિર સ્થાયી કરવાને તેમણે જીવનપર્યંત અથાગ શ્રમ લીધો.

રાવબહાદુરનું જીવન સાદું નિયમિત અને મિતાહારી હતું. રહેણી–કરણી અને પહેરવેશ વગેરેમા એક સરખી અને એકજ ધાટીની સાદાઈ જોવામાં આવતી. તેમાં નવિનતા કે વિવિધતા બીલકુલ જણાતી નહિ; તેમ છતાં કાર્ય કરવાની પદ્ધતિમા બહુ વૈવિધ્ય જોવામા આવતું. અમુક

* વસંત વર્ષ ૩ પાનું ૩૩૪

કાર્ય તે કયી પદ્ધતિએ કરશે તેનું અનુમાન કરવું બહુ મુશ્કેલ થઈ પડતું, કામનો નિકાલ અને નિર્ણય તે સમય અને સ્થિતિ જોઈને કરતા અને પ્રથમ તો તે શા અર્થનું છે તે વિચારતા. તે બહુજ વ્યવહારિક બુદ્ધિના પુરુષ હતા અને પરિસ્થિતિને ધ્યાનમા લીધા વગર કાંઈ પણ કાર્ય કરતા નહિ. ઉપયોગ, હેતુ, લાભ, અને સાર્થકતા એ તેમના લક્ષબિંદુઓ રહેતા તોપણ તે પોતે બાંધેલા સિદ્ધાંતોને મક્કમપણે વળગી રહેતા. આટલી હદથી આગળ જવું નહિં એવો તેમણે નિશ્ચય કર્યો તો તે ભાગ્યેજ ફરતા. એ દૃઢ મનના અને આગ્રહી હતા. વ્યવહારમાં તે કદી ચુકતા નહિ.

સ્નાન કર્યા પછી હમેશ તે પ્રાર્થનામાળામાંથી ઈશ્વરસ્તુતી કરતા અને બપોરે ડેલીપ્રેયર બુકમાથી પ્રાર્થના વાંચીને વામકુક્ષી કરતા હતા. આ નિત્ય નિયમ હતો, પ્રાર્થના ઉપર તેમને કેટલો બધો ભાવ હતો તે નીચેના ન્યાયમૂર્તિ સર નારાયણરાવ ચંદાવરકરની છેલ્લી મુલાકાતના વૃત્તાંતથી જણાઈ આવે છે. ગયા જુલાઈમાં જ્યારે સર નારાયણ ચંદાવરકર અત્રે આવ્યા ત્યારે ઓન. મી. પારેખ અને તેઓ સર્વે એકઠા થયા હતા. તબિયત બહુ નબળી હતી તેમ છતા તેમણે સર. નારાયણરાવને તેમના મુખથી એક ભજન સાંભળવાની પ્રાર્થના કરી. પોતાને તેથી બહુ આનંદ થશે એમ જણાવ્યાથી સર ચંદાવરકરે ભજન કર્યું. તેઓના શબ્દોમાં કહીએ તો ખરેખર તેમનો ચહેરો તેજસ્વી જણાયો અને તેમણે કહ્યું કે "It is that strengthens me" આ તે (ભજન પ્રાર્થના કે જેમને બળ આપે છે) પુસ્તકો વાચવાનો ઝાઝો શોખ હોય એમ જણાતું નહિ. પરન્તુ તેમનું વાચન આગળ વિશાળ અને વિવિધ હશે તે એમનું તે એમનું પુસ્તકાલય જોનાર કહી શકે. ગ્રંથકારો અને માસિકોને તે ઉત્તેજન આપતા. માસિકપત્ર જે તેમને ન પસંદ આવે તે લવાજમ ભરી બંધ કરતા; એમને એમ નહિ. ભાગ્યેજ તે કોઈપત્રનું વી. પી. પાછું વાળતા.

તેમના હસ્તકની દરેક સંસ્થાનો વહિવટ તે બહુજ વટ અને કાળજીથી કરતા અને પૈસા ન બગડે તે બાબત સાવચેતી રાખતા. દરેક કામને પોતાના ઘરનું છે એમ સમજી માનીને કરતા. હુમસથી આવ્યા પછી અંજુમન ઈસ્લામ કામના કડિયાનો હિસાબ નક્કી કરવાનો હતો. અંજુમનના મુસ્લીમ મંત્રી તમામ હાજરી અને પગારપત્રકો લઈ તેમની પાસે ગયા. માગેલી હકિકત નહિ મળવાથી ચીડાઈ તે કામ આસિ-સેક્રેટરી તરફ મોકલ્યું. બધી

હકીકત રજુ કરતા પણ તે પસંદ પડયું નહિ. નમળી સ્થિતિ હોવા છતાં પોતે તે હાથ ધર્યું. તૈયાર કરેલા રોજ કામના આકડાઓ બાજુએ રાખ્યા પછી પેલા કડીઆને પ્રશ્ન કર્યો કે 'બોલ આ જ કામ તને ઉધડ આપ્યું હોય તો તું શા ભાવે કરે?' તેના ભાવ મુજબ અને તેના લખાવ્યા પ્રમાણે તમામ હકીકત નોંધાવી અને તેનો હિસાબ કરાવ્યો. ઉધડ અને દરરોજ કામ પ્રમાણે આવેલા આકડાઓમા રૂ. ૨૦-૨૫નો ફેર જણાયો તેથી કડિયાને પૂછ્યું કે તારા કહ્યા પ્રમાણે ફેર આવે છે તો બોલ તારે શું જોઈએ છીએ? કડીઓ ટંડોગાર થઈ ગયો. ઉધડ ભાવનો જે આકડો નક્કી થયો હતો તે એક શબ્દ બોલ્યા વિના લઈને ચાલતો થયો. આવી ચોક્કસાઈથી તે દરેક જાહેર સંસ્થાઓનો હિસાબ અને કામ કરતા.

તેમના વ્યક્તિત્વની તે જ્યા જતા ત્યા છાપ પડતી, તેમનો પ્રભાવ પ્રબળ હતો. તેમનામા એવુ ઓજસ અને તેજ હતા કે જેને લીધે સૌ કોઈ તેમને આગેવાન તરીકે સ્વીકારતા અને નિયમિત જીવન ગાળવાનો તે સર્વદા ઉપદેશ કરતા. ઉદ્યોગ, પ્રમાણિકતા, નમ્રતા, ખંત અને આગ્રહ તેમજ ચોકસાઈ અને ઝીણવટ દરેક કામમા રાખવાનો તે બોધ કરતા. દરેક કાર્ય પદ્ધતિસર અને નિયમિત રીતે કરવાનું તે ભાર મૂકીને સમજાવતા. કામ કરવું એજ જીવનનું સાર્થક્ય છે એમ તે માનતા અને કામ એજ તેમનો ઉદ્યમ, કામ એજ તેમનો આનંદ હતો. તેમનું વ્યસન કહો, શોખ કહો, તેમનો આનંદ કહો, ગમે તે કહો, તો તે કામ કામ ને કામજ હતું. પરમેશ્વર પ્રતિ પ્રેમભક્તિ અને જનબંધુઓ તરફ સ્નેહ અને તેમની સેવા એ તેમના જીવનનો આદર્શ હતો.

## —:એમની કૃતિઓ:—

(૧) વિધવા વિવાહ
(૨) પ્રથમ ઈશ્વર સ્તુતી
(૩) ભૂત વિદ્યાના મૂળતત્ત્વો
(૪) સેપ્પન પદ્ધતિ
(૫) અંકગણિત
(૬) નામાની પદ્ધતિ

## સ્વ વિજયાલક્ષ્મી ત્રિવેદી

શ્રી વિજ્યાલક્ષ્મીનો જન્મ સવત ૧૯૪૫ના વૈશાખ શુદ ૩ (અખા ત્રીજ) ને દિવસે થયો હતો ત્હેમના પિતા રા રા પીતામ્બર જેઠાભાઈ, વડોદરા રાજ્યના એકાઉન્ટન્ટ જનરલના હોદ્દા પર હતા આ પ્રમાણે આપણા સ્ત્રી-કવિ ગર્ભશ્રીમત હતા, એમ કહી શકાય

આ સાધ્વીના નસીબમા ત્હેના નિકટના સગાઓનો લ્હાવો લેવાનુ ન હતુ, એમ ત્હેમની જીવનરેખા સૂચવે છે. તે હજુ થોડાએક માસની બાળકી થયા ન થયા એટલામા તેમની માતાનુ મૃત્યુ થયુ અને જ્યારે પિતાનો પ્રેમ સમજી શકે તેવડી ઉમ્મરના થયા ત્યારે કમભાગ્યે તેમના પિતાશ્રીએ પણ પરલોકવાસ કર્યો આ સમયે ત્હેમનું વય સાત આઠ વર્ષનું હતુ, છેવટ જ્યારે ત્હેમના પતિ પોતાની કેળવણી પૂરી કરી રહ્યા અને ગૃહસ્થાશ્રમમા દાખલ થવાનો વખત ત્હેમને પ્રાપ્ત થયો, તે પહેલા તો એમણે આ ફાની જગતનો ત્યાગ કરી પરલોકમા વાસ કર્યો'

ઉપર જણાવ્યુ તે પ્રમાણે શ્રીમત કુટુબમાં જન્મ થવાથી પ્રાથમિક કેળવણી મેળવવાનુ સૌ વિજયાલક્ષ્મીને ઘણું સુગમ થઈ પડયુ ત્હેમના કુટુબમા કોઈ સમવયી બાલિકાઓ ન હતી માત્ર ત્હેમની ઉમ્મરના ભાઈઓજ હતા અને તે ભાઈઓની સાથે ઘેર જ ગુજરાતી પાંચ ધોરણનો અભ્યાસ ત્હેમણે પૂરો કર્યો પછી તો ભાઈઓએ અગ્રેજી ભણવુ શરૂ કર્યું એટલે સૌ વિજ્યાલક્ષ્મીનો અભ્યાસ બધ કરવામા આવેલો ત્હેમણે શિક્ષક પાસે અગ્રેજી ભણવાનો વિચાર રાખેલો, પરન્તુ તે અનુકૂલ નહિં જણાવાથી તેમ બની શકેલુ નહિ આ પ્રમાણે સૌ વિજ્યાલક્ષ્મીએ જે જે સાહિત્ય ગુજરાતી પત્રોદ્વારા પ્રસિદ્ધ કર્યું છે તે સર્વનુ મૂળ ગુજરાતી પાચ ધોરણ સુધીનો જ અભ્યાસ અને ગૃહ કેળવણી જ હતા અભ્યાસ જોકે બધ થયો તોપણ ત્હેમણે વાચન ચાલું જ રાખ્યુ હતુ ત્હેમને વાર્તાઓ સાભળવાનો ઘણો શોખ હતો આથી અગ્રેજી તમજ આપણી ગુજરાતી વાર્તાઓ તેમણે ઘણી સાભળી હતી ત્હેમનુ વાચન પણ નવલકથાઓથી જ શરૂ થયુ, અને ત્હેમણે આજથી પદરેક વર્ષ પહેલાની પ્રચલિત નવલકથાઓનો મોટો ભાગ વાચ્યો હતો ઘણીખરી વાર્તાઓ તે વાચતા, તે આપણા પારસી લેખકોએ ઉત્તમ અગ્રેજી નવલકથાઓના કરેલા અનુવાદ જ હતા વાચન માટે મોડી રાત સુધી ઉજાગરા ઘણી વાર તે કરતા

થોડા વખતમા સૌ. વિજયાલક્ષ્મી અભ્યાસ છોડી ગૃહકાર્યમાં જોડાયા અને આ કામ પણ ત્હેમને પોતે વયે પહોચ્યા પહેલા શીખવાની ફરજ પડી ! ત્હેમના સમજુ વડીલોએ પુત્રીની કમઆવડતથી તેને શ્વસુરગૃહમા દુઃખ ન થાય માટે સર્વ ગૃહકાર્ય શીખવાને સૌ વિજયાલક્ષ્મીની દશ અગીઆર વર્ષની ઉમ્મર થઈ કે તુરત જ પ્રારભ કર્યો ગૃહકાર્ય પણ આ અકાલપક્વ (Precocious) બાલિકાએ તુરતજ સમજી લીધુ, એટલુજ નહિ પણ તે સર્વ પોતાને માથે ઉપાડી લીધુ અને જ્યારે તેમની ચૌદ વર્ષની ઉમ્મરે લગ્ન પછી શ્વશુરગૃહે જવુ થયુ, ત્યારે ત્યાનો સર્વ ભાર પણ તે ગર્ભશ્રીમંત અને કાચી વયની બાલિકાએ પહેલે જ દિવસથી ઉપાડી લીધોઃ—પોતાના બાલક નણંદ તથા દીયરોને ઉછેરવામા તેમના સાસુને મદદરૂપ થઈ પડયા અને તેમના જવાની સાથે તેમના સાસુ ગૃહકાર્યમાથી લગભગ નિવૃત્ત થઈ ગયા.

સૌ. વિજયાલક્ષ્મીનુ લગ્ન સવત ૧૯૫૭ ના માહ સુદ ૧૦)ને દીવસે હાલમા ભાવનગર રાજ્યના મુખ્ય વકીલ રા. રા. વિઠ્ઠલદાસ ગીરજાશંકરના જ્યેષ્ઠપુત્ર રા હર્ષદરાય જેઓ બી એ, એલએલ, બી થઈ હાલ મુબાઈમા સોલીસીટરનો અભ્યાસ કરે છે, ત્હેમની સાથે થયુ હતુ આ પતિપત્ની વયમા સગોવડીયા જ હતા. ઉમ્મરમા માત્ર એકાદ દોઢ વર્ષનો ફરક હશે. જ્યારે સૌ. વિજયાલક્ષ્મી શ્વશુર ઘેર આવ્યા, ત્યારે ત્હેમના પતિ અગ્રેજી છઠ્ઠા ધોરણનો અભ્યાસ કરતા હતા. આ જણાવવાનુ કારણ એટલુંજ છે કે પતિપત્ની બન્ને લગ્ન સમયે કિશોરવયના હતા, પરન્તુ સૌ વિજયાલક્ષ્મીએ પોતાની સુશીલતાથી અને પ્રેમથી ત્હેમના પતિનું મન હરી લીધુ હતું ત્હેમના પતિ તરફ તેમનો પ્રેમ અમાપ અને અવિચળ હતો. જેટલા પ્રેમથી વિજયાલક્ષ્મી પોતાના પતિને ચ્હાતા હતા, તેટલા પ્રેમથી ભાગ્યેજ કોઈ પણ સ્ત્રી પોતાના પતિને ચાહી શકે આમા જરા પણ અતિશયોક્તિ નથી. સામાન્ય રીતે જ્યારે મનુષ્ય Ideals (જીવનના આદર્શ) બાંધે છે અને ત્હેને પહોચવા માટે વૃથા પ્રયાસ કર્યાજ કરે છે, ત્યારે સૌ. વિજયાલક્ષ્મી પોતાના જીવનના (Ideals) આદર્શોને ઘણીજ સહેલાઈથી અમલમા મૂકી શકતા, અને જીંદગીમા ઉતારી શકતા ત્હેમનો આત્મા પણ આવા આદર્શોને ધારણ કરી શકે તેટલો ઉચ્ચગામી હતો અને ત્હેની સાથે તે આત્મા પ્રેમપૂર્ણ હતો સૌ વિજયાલક્ષ્મીનું જીવનસૂત્ર "પ્રેમ" હતું. અને ત્હેમનો આ પ્રેમ ત્હેમના પતિમા જ વિરમી જતો હતો એમ નહતુ; પ્રભુ પ્રત્યે

ત્હેમનો પ્રેમ અનહદ હતો અને ઠકુરાણીજીનો પ્રત્યે પણ તે બેહદ પ્યાર રાખતા હતા ભાઈ અગર બ્હેન, માતા અથવા પિતા, સાસુ અથવા સસરા, સર્વને માટે પ્રેમ જ હતો તે સહૃદય એટલા બધા હતા કે કોઈ પણ વ્હાલા જનનું જન પણ દુ ખ સાભળતા કે ત્હેમનાથી અશ્રુપાત થઈ જતો આ સત્ય એમદ બે દૃષ્ટાન્તથી વધારે સમજાશે પાચેક વર્ષ પહેલા ત્હેમના એક કપોળ સખીનો સ્વર્ગવાસ થયો હતો, છતા પણ આજ સુધી ત્હેનુ સ્મરણ ત્હેમને એટલું કષ્ટ આપતુ કે તે સખીના નામ માત્રથી ત્હેમને રડવુ આવતુ વિજયાલક્ષ્મીની તિવ્ર લાગણી અને પ્રેમાળ વૃત્તિઓનું બીજુ દૃષ્ટાન્ત ત્હેમના મ્હોટા ભાભીનું મરણ આપે છે આ સુશીલ સ્ત્રી ગઈ સાતમા સપ્ટેમ્બર માસમા મરણ પામ્યા તે વખતે સૌ વિજયાલક્ષ્મી તેમના પતિ સાથે મુબઈ હતા આ માઠા બનાવના સમાચારથી ત્હેમના કોમળ હૃદય ઉપર એટલી છાપ પડી કે તે સમાચાર જાણવાની સાથે ત્હેમને તાવ ચડી આવ્યો સૌ વિજયાલક્ષ્મીનું મરણ પણ આ સુશીલ સ્ત્રીના અવસાન પછી એક વર્ષે થયુ, પરન્તુ તે દરમ્યાન તેમની તબીયત કદી પણ સારી થવા પામી ન હતી

સૌ વિજયાલક્ષ્મી જેમ જેમ યુવાવસ્થા પ્રાપ્ત કરતા ગયા તેમ તેમ તેમના ગુણો દઢીભૂત થવા લાગ્યા અભ્યાસ પ્રત્યે તેમની લાલસા વૃદ્ધિંગત થઈ વળી એવામા ત્હેમના પતિ વિદ્યાર્થી અવસ્થામા હતા તેથી મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કર્યા પછી ત્હેમને અભ્યાસ અર્થે બહાર જવુ પડયુ આને લીધે વિજયાલક્ષ્મીને વાચવાને ફુરસદ વધારે મળતી ત્હેમના ન્હાના દીયેરો અગ્રેજી અભ્યાસ કરતા હતા, તેથી ત્હેમની સહાયથી અને પોતાની ખતથી અગ્રેજી અભ્યાસ શરૂ કર્યો અને લગભગ ચારેક ચોપડી અંગ્રેજી જેટલું જ્ઞાન મેળવ્યુ પરન્તુ સાહિત્યનો શોખ વિશેષ હોવાને લીધે જે અગ્રેજી જાણવા જેવા ફકરા ત્હેમના વાચવામા આવતા તે તેઓ વગર પ્રયાસે યાદ રાખતા અને તેને થોડી ઘણી મદદવડે બહુ સારી રીતે સમજી શકતા ત્હેમના લેખોનુ જેણે અધ્યયન કર્યું હશે તેને માલુમ પડશે કે અગ્રેજી લેખકોના ઘણા ઉતારાઓ તે ટાકતા અને તે પણ સમજીને જ, સસ્કૃતને માટે પણ તેમ જ હતુ સસ્કૃતનો જાતે અભ્યાસ કર્યો નહતો, પરન્તુ ગુજરાતીની મદદવડે ભગવદ્‌ગીતા અને ધર્મના અન્ય પુસ્તકો તે વાચતા અને આપણી માતૃભાષાની મદદવડે મૂળ શ્લોક પણ

સારી રીતે સમજતાં. વળી તેઓ ધાર્મિક વૃત્તિવાળા હોવાથી ઘણા શ્લોકો તો એમને મુખપાઠ હતા. ત્હેમની સાથે વિવેચન કરતાં કોઇ પણ માણસ ત્હેમના સમયોચિત અંગ્રેજી અને સંસ્કૃત અવતરણોથી ચકિત થઈ જતો. અંગ્રેજી અને સંસ્કૃતનુ આ પ્રમાણે ઉપરચોટીયું જ્ઞાન મેળવ્યા ઉપરાંત ત્હેમણે સ્વભાષાનો અભ્યાસ ખંતથી વધાર્યો હતો. અને બાલપણમાં વાંચેલી નવલકથાઓ ઉપરાંત ધર્મ અને નીતિના અંગ્રેજી તેમજ સંસ્કૃત પુસ્તકોના ગુજરાતીમા થયેલા અનુવાદો ઘણાખરા ત્હેમણે વાચી નાંખ્યા હતા આપણા પ્રાચીન તથા આપણા અર્વાચીન કવિઓની કવિતા, જે માસિકો તથા પુસ્તકોદ્વારા પ્રસિદ્ધ થયેલી તે પણ ત્હેમણે વાચી હતી. ત્હેમને વાચવાના શોખની સાથે પુસ્તકસંગ્રહનો પણ શોખ હતો અને ત્હેમના મરણ સુધીમા ઉપયોગી ગુજરાતી પુસ્તકોની એક ન્હાની લાયબ્રેરી તેમણે એકઠી કરી હતી.

લેખક તરીકેની જીંદગી તેમણે તેમના સોળ અથવા સત્તરમા વર્ષમાં શરૂ કરી. શરૂઆતમા ભીંતો ઉપર તેમજ કાગળના ન્હાના ટુકડાઓ ઉપર કવિતાઓ લખવા માંડી પોતે પ્રસિદ્ધિમા આવ્યા તે પહેલા પોતાના પ્રયાસો તેઓ આપણા સાહિત્યમા જાણીતા થયેલા સ્ત્રીલેખક સૌ. હરિસુખગૌરી, રા. વામનરામ કપિલારામનાં પત્નીને સુધારવા માટે મોકલતા અને તે લાયક સન્નારીએ ઓળખાણ ન હોવા છતા આ કવિતાઓ સુધારવાની કૃપા કરી, કવિતા લખવાના સૌ. વિજયાલક્ષ્મીના પ્રયાસને ઉત્તેજીત કર્યો હતો ખરી કવિતા હમ્મેશા સ્વયંપ્રેરિત-નૈસર્ગિકજ હોય છે, છતા પણ તે બનાવવાનું પણ શીખવુ પડે છે અને કવિતાઓ બનાવવાના નિયમો સૌ. હરિસુખગૌરીએ સૌ. વિજયાલક્ષ્મીને શીખવ્યા હતા અને તેટલે અંશે સૌ. હરિસુખગૌરીના પોતે શિષ્ય છે એમ સ્વર્ગસ્થ આપ્પી કહેતા.

કવિતા લખવાની શરૂઆત કરતાની સાથે, પહેલા જ વર્ષમા ત્હેમણે ઘણા કાવ્યો લખી કાઢયા હતા; પરન્તુ કેટલાક સંજોગોને લઈને ત્હેમણે તે સર્વેનો નાશ કર્યો હતો. તે કાવ્યો જો મોજુદ હોત તો પાછળથી મેળવેલી તેમની કવિત્વશક્તિથી તેમાં સુધારોવધારો કરી શકત અને આપણને ત્હેમના પહેલા પ્રયાસો જોવાનો લાભ પણ મળી શકત. પરન્તુ કમનસીબે ત્હેનો નાશ થયો છે.

પોતાના ગદ્ય તથા પદ્ય લેખો માસિકોદ્વારા પ્રસિદ્ધ કરવાની શરૂઆત

ચારેક વર્ષ પહેલા એટલે ૧૯૦૯ ની સાલમા કરી શરૂઆતના લેખો તથા કાવ્યો સુધારી "સુન્દરી સુબોધ"મા–તે સ્ત્રીઉપયોગી માસિકના અધિપતિએ પ્રસિદ્ધ કરવાની પહેલ કરી ત્યાર પછી થોડા વખતે તેમના કપોળ સખી કે જેને વિષે ઉપર થોડુ લખવામા આવ્યુ છે ત્હેના આગ્રહથી "કપોળમિત્ર"મા પણ પોતાના ગદ્ય અને પદ્ય લેખો આપવાની શરૂઆત કરી ત્યારબાદ તો આપણા સાહિત્યના આગેવાન માસિકોમા પણ ત્હેમની કવિતાઓ સ્વીકારાવા લાગી વસંત, બુદ્ધિપ્રકાશ અને સાહિત્ય જેવા પહેલી પંક્તિના માસિકોમા ત્હેમની કવિતાની કદર થઈ છે આ ઉપરાન્ત તેમના અપ્રસિદ્ધ લેખોનો એક મોટો સમૂહ છે અને તે ઈશ્વર ઈચ્છા હશે તો પુસ્તકદ્વારા પ્રસિદ્ધ કરવામા આવશે

આ લેખ ઉપરથી સૌ વિજયાલક્ષ્મીના ત્રણ મુખ્ય ગુણો વાચકની દ્રષ્ટિએ આવ્યા વગર રહ્યા નહિ હોય (૧) ત્હેમની પ્રેમાળતા (૨) ત્હેમની હોશ અને (૩) ત્હેમનો ઉદ્યમ તે એટલા ઉદ્યમી હતા કે ત્હેમને નવરાશનો વખત જ નહતો–જ્યારે કંઈ પણ ઘરનુ ઉપયોગી કામ કરવાનુ ન હોય અથવા તો જ્યારે લખવા તરફ વૃત્તિ ન હોય ત્યારે પોતાનો સમય ભરત, ગૂથણ અથવા સીવણમા તે ગાળતા આ કામમા પણ ત્હેમના સ્વભાવ પ્રમાણે તે બહુ કુશળ થયા હતા અને ૧૯૧૧ ની સાલમા ભાવનગર ખાતે ભરવામા આવેલા "હુન્નર ઉદ્યોગ મેળા"મા ત્હેમને ત્હેમના ભરત તથા ગુથણ કામ માટે બે ચાદો એનાયત કરવામા આવ્યા હતા વળી કેટલાએક નમૂના માટે ત્હેમને Certificate of Merit (બાહોશીનું સર્ટીફીકેટ) પણ મળ્યું હતુ આ મેળાના સ્ત્રીવિભાગની મેનેજીગ કમીટી (વ્યવસ્થાપક મંડળી)ના ત્હેમને એક સભાસદ નીમવામા આવ્યા હતા* અને આ વખતથી દરેક સ્ત્રી ઉપયોગી હીલચાલમા સૌ વિજયાલક્ષ્મીએ ભાગ લેવા માંડ્યો અને પોતાની ભગિનીઓને મદદ કરવામા ઉત્સુકતા દેખાડી હતી સ્ત્રીઓના મેળાવડામા તે હમ્મેશ હાજરી આપતા અને પોતાની બહેનો માટે ત્હેમને હમ્મેશા કંઈને કંઈ કહેવાનું હતું જ ભાવનગરના સ્ત્રીમંડળમા ત્હેમની પહેલી પંક્તિના વક્તા તરીકે ગણત્રી થતી આ સર્વ તેમની હોશ અને ઉદ્યમીપણાનુ જ પરિણામ હતું વળી જે કામ તે કરતા–પછી તે

*આ બનાવની નોંધ સુંદરી સુબોધના સાતમા વર્ષના ૧૨ મા અંકમાં પ્રકટ થઈ છે

લખવાનું હો અગર બીજું કોઈ પણ હો, તેમા તે એટલા તલ્લીન થઈ જતા કે તે કામ સંપૂર્ણ રીતે પાર પાડતા ત્હેમના લેખોમા કૃત્રિમતા માત્ર આવવા દેતાં નહિં અને જે ઉર્મિઓ ત્હેમના હૃદયમાથી નીકળે ત્હેનોજ આવિર્ભાવ કરતા. ત્હેમના લેખો તેમના વર્તનની છાયા રૂપ જ હતા અને ત્હેને જ લીધે તે લેખો અસરકારક બનતા.

જેણે લેખોથી સાહિત્યની સેવા કરી છે, તથા જાત મહેનતથી કુટુંબની સેવા કરી છે, તેવી સ્ત્રીમા હાલની કેળવણીના દોષોને દાખલ થવાનો વખત જ નહોતો. પોતે શ્રીમંત પિતાની પુત્રી હતા અને શ્રીમંત શ્વશુરના પુત્રવધૂ હતા,છતા પહેરવેશ તો સાદો જ રાખતા. તવંગર અને ગરીબ, કેળવાયલા અને બીનકેળવાયલા, બધા સંબંધીઓ ઉપર તે સરખોજ પ્રેમ રાખતા અને બધાના ઘણાજ માનીતા હતા.

આવા અનેક ગુણવાળી આ યુવતીના આયુષ્યની દોરી સંવત ૧૯૬૯ ના ભાદ્રપદ શુદ ૯ ને દીવસે તુટી! ત્હેમના પતિને સોલીસીટરના અભ્યાસ અર્થે મુબઈ રહેવાનું થવાથી તેઓ પણ મુબઈ ગયા હતા. પણ મુબઈના હવાપાણી ત્હેમને અનુકૂળ ન આવ્યા અને મુબઈમા ભાગ્યે બે એક માસ વાસ નહિ કર્યો હોય એટલામા તો ત્હેમને મરડાનું દર્દ લાગુ પડયું. એકાદ માસ માદગી ભોગવ્યા પછી ત્હેમને લઈ ત્હેમના પતિ પોતાના પિતાને ઘેર દીવાળીના તહેવારોમા આવ્યા. તબીયત સુધારા ઉપર આવી એટલે ફરીથી મુબઈ ગયા. પણ દોઢ બે માસમા મરડાએ જોર કર્યું અને એપ્રીલ માસની શરૂઆતમા ફરીથી ત્હેમને પાછા મોકલી આપવા પડયા. પરંતુ ભાગ્યવશાત્ આ વખતે મરડો લંબાયો, ખોરાકમા દુધ ઉપરજ તે રહેતા હતા. શરીર નબળું પડયું હતુ. છેવટ મરડો મટયો હતો પણ નબળાઈ વિશેષ રહી હતી. અમદાવાદમા ગઈ તા. ૩-૯-૧૩ને દિને એક પુત્રને જન્મ આપ્યો ત્યારે ત્હેમનું સર્વ ચૈતનબળ નષ્ટ થયુ અને પ્રસુતિને બીજે જ દીવસે બેભાન થયા. સારા ઉપચારો કર્યા પણ ભાવિ મિથ્યા થયુ નહિં અને તા. ૯-૯-૧૩ ના પ્રભાતમા બે વાગતાના સુમારે આ સાધ્વીએ જે જે પ્રાણી પોતાના સહવાસમા આવ્યુ હતુ તેની સેવા કરીને-તેનામા કંઈ પણ નવું તત્વ રેડીને-પોતાના આત્માને બ્રહ્મની સાથે મેળવી દીધો.*



* બુદ્ધિપ્રકાશ, જાન્યુઆરી સન ૧૯૧૪.

# વીરચંદ રાઘવજી ગાંધી

શ્રી૰ વીરચંદ રાઘવજી ગાંધીનો જન્મ કાઠિયાવાડના ભાવનગર પાસેના મહુવા ગામમાં તા. ૨૫ મી ઑગસ્ટ ૧૮૬૪ ના રોજ થયેલો. તેમના પિતાનું નામ રાઘવજી હતું, ને જ્ઞાતીએ તેઓ જૈન હતા. તેઓની સ્થિતિ સાધારણ હતી પણ તેમનું કુટુંબ કુલીન ગણાતું. તેઓ ભાવનગરમાં રહી મેટ્રીક સુધી અભ્યાસ કરી મુંબઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડાયા અને વીસ વર્ષની ઉમરે બી. એ. ની ઉપાધિ તેમણે મેળવી.

સંવત ૧૯૪૧ માં તેઓ જૈન એસોસિયેશન ઑફ ઇન્ડિયાના મંત્રી તરીકે ચુંટાયા, ને ત્યારથી તેમનો વિકાસ થવા લાગ્યો. સામાજિક, રાજકિય, અને ધાર્મિક ભાષણો તેમણે આપવાં શરૂ કર્યાં, ને સાથે સાથે સોલિસિટર થવા માટે પણ અભ્યાસ શરૂ કરી દીધો.

સં. ૧૯૪૮ માં જૈનોના પવિત્ર ગણાતા સમેતશિખર પર્વત પર ચરબી બનાવવાનું કારખાનું એક અંગ્રેજે ઉઘાડ્યું. તેમની સામે જૈન સમાજે મુકર્દમો માંડ્યો, વીરચંદભાઇએ તે માટે અથાક પરિશ્રમ ઉઠાવ્યો ને તેમાં વિજ્ય મેળવ્યો; તેમની મહેનતથી કારખાનું ત્યાંથી નીકળી ગયું.

.સં. ૧૯૫૦ એટલે કે ઇ. સ. ૧૮૯૩ માં ચીકાગોમાં સર્વ ધર્મ પરિષદ ભરાઈ, ને તેમાં જૈનધર્મના પ્રતિનિધિ તરીકે આચાર્યશ્રી આત્મારામ પર આમંત્રણ આવ્યું. જૈનસાધુ અપવાદ સિવાય, દરિયાનું ઉલ્લંઘન ન કરી શકે એવી રસમ હોવાથી તેમણે પોતાને બદલે વીરચંદભાઈને મોકલવાનું નક્કી કર્યું. ને તેથી જૈનધર્મનું જ્ઞાન તેમણે તે આચાર્ય પાસેથી મેળવી લીધું ને તેઓ અમેરિકા ગયા. તેમની સાથે વિવેકાનંદ પણ હતા. અમેરિકાની અંદર વિશ્વધર્મ પરિષદમાં તેમણે સારી છાપ પાડી ને ત્યાંના એક પત્રે તો લખ્યું કે:

" પૌર્વાત્ય પંડિતોમાંથી જૈનસમાજના યુવક ગૃહસ્થે પોતાના વર્ગની નીતિ અને તત્ત્વજ્ઞાન સંબંધી આપેલ ભાષણ શ્રોતાઓએ જે રસથી સાંભળ્યું હતુ તે કરતાં વધારે રસથી કોઈપણ પૌર્વાત્ય પંડિતનું તેમણે સાંભળ્યું નહોતું."

તેમના જ્ઞાનથી અંજાઈ જઈ–મુગ્ધ થઈ પરિષદના ઉત્પાદક અને એકત્રિત વિદ્વામંડળે તેમને રૌપ્ય પદક અર્પણ કર્યો. ને તે પછી તો તેમણે

અમેરિકાના મોટા મોટા શાસ્ત્રોમા જૈનધર્મ પર વ્યાખ્યાનો આપી સારી છાપ પાડી. કાસાડોગા નામના શહેરના નાગરીકોએ તેમને સુવર્ણચંદ્રક આપ્યો. વળી અમેરિકામા તેમણે 'ગાધી ફિલોસોફિલ સોસાયટી' પણુ સ્થાપી ત્યાથી પાછા ફરતા ઇગ્લેંડમા પણુ તેમણે વ્યાખ્યાનો આપ્યા ને જૈનધર્મની વ્યાપકતા સંબંધી ખ્યાલ આપ્યો. ત્યાંથી પાછા ફરતા મુબઈમા તેમને માનપત્ર આપવાનો મેળાવડો થયો પણ રૂઢિચુસ્ત જૈનોએ ખુરશીઓ ઉછાળી પોતાનુ માનસ બતાવી આપી, તેમની કદર કરી.

ફરી વખત અમેરિકાથી આમત્રણ આવતા તેઓ ત્યા ગયા ને ત્યા તેમ જ ત્યાથી પાછા ફરતા પોતાની જ્ઞાન શક્તિ ઇગ્લેડમા પણ દાખવી. વિલાયતમા સાથે સાથે બેરીસ્ટરનો પણ અભ્યાસ આગળ વધાર્યો ત્યાથી પાછા ફરતા ફરી પાછું તેમને જૈન સમાજના હિતની એક અપીલ માટે વિલાયત જવું પડ્યું. ને તેમા વિજય મેળવી તેઓ પાછા હિંદ આવ્યા, પણ તા. ૭મી ઓગસ્ટ ૧૯૦૧ ના રોજ સાડત્રીસ વર્ષની નાની ઉંમરમા તેઓ વિદેહ થયા. તેમના વ્યાખ્યાનોનો સગ્રહ ભાગુભાઈ ફત્તેહચંદ કારભારીએ સકલિત કરેલો તેજ તેમની વિદ્વતા દર્શાવવા માટે પૂરતો છે.

– : એમની કૃતિઓ :–

૧. Jain Philosophy.
૨. Yoga Philosophy
૩. Karma Philosophy



## શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ

એઓ જ્ઞાતે સાઠોદરા નાગર, અને તેમનો જન્મ પેટલાદ તાલુકે મળાતજમાં સંવત ૧૮૮૧ ના કાર્તિક વદ એકમના રોજ થયો હતો. એમના પિતાનું નામ કાળિદાસ સુખરામ અને માતાનું નામ ઉમિયાલક્ષ્મી જે આલીણાનાં હતા.

એમના મ્હોટાભાઈ છોટાલાલે એક વેદાન્ત કવિ તરીકે સારી પ્રસિદ્ધિ મેળવી હતી; અને તેમની "વાણી" સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થયલી છે.

વ્રજલાલનું લગ્ન સંવત ૧૯૧૨ મા અલીંદ્રા ગામે શ્રીમતી અંબાબ્હેન સાથે થયલું; પણ સં. ૧૯૨૨ માં તે દેવલોક પામતા સન ૧૯૨૨ માં શાસ્ત્રીજી ફરીથી સિંહુજ ગામે શ્રીમતી જીબા સાથે પરણ્યા હતા.

સારસાના કુબેર ભક્તે તેમને ધર્મોપદેશક તરીકે રાખેલા; પણ કાંઈક મતભેદ પડતાં તેઓ ત્યાંથી છૂટા થયલા અને સોજીત્રાની અભિવિજય નામના ગોરજી દ્વારા અમદાવાદના જૈનમંદિરમાં શિક્ષા ગુરૂ નિમાયા હતા.

અહિં તેમને જૈનધર્મને અંગે પ્રાકૃત, પાલિ, અર્ધમાગધિ, અપભ્રંશ વગેરેનો અભ્યાસ કરવાને તક સાંપડેલી; પુરાતત્વના વિષયમાં રસ જાગૃત થતાં તેઓ ડૉ. ભાઉ દાજી, પ્રો. પિટરસન વગેરેના નિકટ પરિચયમાં આવેલા.

ઉપરની પ્રવૃત્તિ સાથે તેઓ અમદાવાદની ધર્મસભાના મંત્રી હતા અને તેના તરફથી નિકળતું 'ધર્મપ્રકાશ' નામનું માસિક ચલાવતા હતા.

જૈનમંદિરમાંથી ફારેગ થઈ તેઓ સન ૧૮૬૫ માં ગુ. વ. સોસાઈટીમાં કેટલોક સમય આસિ. સેક્રેટરી નિમાયલા, તેમ બુદ્ધિપ્રકાશનું સંપાદન કરેલું.

તે પછી કોશના કામ ઉપર તેમની નિમણૂંક થયલી; પણ તે કામ તેમણે ઝાઝો સમય કરેલું નહિ. તે સમયના આગેવાન વિદ્વાનો જેવા કે મનઃસુખરામ, રણછોડભાઈ ઉદયરામ, કવિ દલપતરામ સાથે એમને ગાઢ મિત્રાચારી હતી, અને રેવ. જોસફ વૅન. ટેલરને ગુજરાતી શીખવા ઉપરાંત વ્યાકરણ અને ધાતુસંગ્રહ યોજવામાં પુષ્કળ સહાયતા આપેલી.

સોસાયટી માટે ગુજરાતી ભાષાનો ઇતિહાસ અને ઉત્સર્ગમાળા એમણે આ અરસામા લખેલા વૈશેષિક તર્કસાર તૈયાર કરેલો તે જુનાગઢ દરબારે છપાવેલો એમનું ચન્દ્રહાસ આખ્યાન નામનું લખેલુ એક કાવ્ય પણ મળ્યુ છે સન ૧૯૩૪ મા "રસગગા" નામના ૭૬ વિષેનો લેખ સોસાઇટીએ પ્રસિદ્ધ કર્યો હતો "નાગર પુરાવૃત્ત" નામનું એક પુસ્તક હજી અપ્રસિદ્ધ પડેલુ છે, જેનો સારભાગ બહાર પડે એ ઇચ્છના યોગ્ય છે ઉપરોકત "રસગગા" ના ઉપોદ્ઘાતમા શાસ્ત્રીજીના દૌહિત્રી પ્રો શકરલાલ શાસ્ત્રીએ વ્રજલાલ શાસ્ત્રીનું જીવનચરિત્ર અનેક વિધ માહિતી, જૂદે જૂદે સ્થળેથી એકત્ર કરીને આલેખ્યુ છે, તે વાચકે વધુ માહિતી માટે જોવુ. સન ૧૮૯૩ મા એમનું અનસાન થયુ હતુ

## – એમની કૃતિઓ –

( ૧ ) ચન્દ્રહાસ આખ્યાન
( ૨ ) મુક્તમાળા
( ૩ ) ગુજરાતી ભાષાનો ઇતિહાસ
( ૪ ) ઉત્સર્ગમાળા
( ૫ ) ભક્તિ ભાસ્કર ગ્રથ
( ૬ ) રસગગા
( ૭ ) વૈશેષિક તર્કસાર



## સુશીલ (ભીમજી હરજીવન પારેખ)

જૈન અને જૈનેતર સમાજમાં સુશીલ નામે જાણીતા થયેલા ભીમજીભાઈનો જન્મ ઇ. સ. ૧૮૮૮ ના જાન્યુઆરીની ૧૮ મી તારીખે કાઠિયાવાડમાં આવેલ લીંબડી ગામમાં થયેલો. તેઓ જ્ઞાતિએ દશાશ્રીમાળી જૈન છે. તેમના પિતાનું નામ હરજીવન પારેખ અને માતાનું નામ કાશીબા છે.

અંગ્રેજી ચાર ધોરણ સુધીનો અભ્યાસ તેમણે લીંબડીની મીડલ સ્કુલમાં જ કરેલો, ને એ કેળવણીને એટલેથી જ અટકાવી, તેમણે જૈન તત્ત્વજ્ઞાનનો અભ્યાસ અમદાવાદની એક પાઠશાળામાં કર્યો. અને જિજ્ઞાસા વધતાં તેમણે કાશીની શ્રી. યશોવિજયજી જૈન પાઠશાળામાં સંસ્કૃત તથા અંગ્રેજીનો અનિયમિત છતાં નિયમિત અભ્યાસને આગળ વધાર્યો. તે વખતે ઇતિહાસ તેમનો પ્રિય વિષય હતો અને હજુ તેમણે તેનું સ્થાન પ્રિય વિષય તરીકે ટકાવી રાખ્યું છે.

એક દિવસ સ્વામી વિવેકાનંદના વ્યાખ્યાનો તેમના વાંચવામાં આવ્યાં ને તેમની દૃષ્ટિનો ત્યારથી કોણ બદલાયો, સ્વામી રામતીર્થની પણ તેમના પર અસર પડેલી; પણ એમના જીવનની મોટામા મોટી અને સ્થાયી ઘટના તો સ્વ० શ્રી વિજયધર્મસૂરિના સહવાસની અને શિક્ષણની છે. તેમના જીવનને પલટવામાં એ સહવાસ અને શિક્ષણે મુખ્ય ભાગ ભજવ્યો છે એમ કહી શકાય.

અને પછી તો સામાજિક અને રાજકીય કાર્યકર્તાઓના પરિચયમાં તેઓ આવ્યા. તેમની સામેનું ક્ષેત્ર વિકસવા લાગ્યું. સાહિત્યના ક્ષેત્રને પોતાનું કર્યું ને જુદા જુદા માસિકોમા, પાક્ષિકોમાં કે અઠવાડિકોમાં તેઓએ સહતંત્રી તરીકે કાર્ય કર્યું. એમની એ સાહિત્ય સેવાની કદર ગુજરાતે નથી કરી પણ સરકારે તો કરી જ છે. કાનુન ભંગ-મીઠાના સત્યાગ્રહમાં ધોલેરામાં તેઓ પકડાયા, અને ૭ મહિનાની તેમને સજા થઈ.

તેમણે કચ્છ કેસરી (અઠવાડીક), જૈન પતાકા (માસિક), સૌરાષ્ટ્ર (સાપ્તાહિક), જયસ્વદેશી (પાક્ષિક), યુગધર્મ, આનંદ (માસિક), જૈન અને કૂલછાબ (સાપ્તાહિક) પત્રોમા સહાયક તંત્રી તરીકે કામ કર્યું છે. અને અત્યારે તેમનો ચાલુ વ્યવસાય પણ પત્રકારત્વનો જ છે. "જૈન" સાપ્તાહિકના મનનીય અગ્રલેખો અને નોંધો તેમની કલમમાથી જ ઝરે છે, અને

પુનર્જન્મ પામેલા ફુલછાબને સમૃદ્ધ અને સદ્ધર-સાહિત્યની દૃષ્ટિએ-કરવામાં સહાયક તંત્રી તરીકે તેમનો ફાળો ઓછો નથી જ.

એમનું પહેલું પુસ્તક મહાવીરના જીવનની સમીક્ષા કરતું બહાર પડેલું. એ પુસ્તકની અંદર મહાવીરના જીવનની તેમણે સ્વતંત્ર રીતે સમીક્ષા કરેલી અને તેમા હેમચંદ્રાચાર્યે મહાવીરના સાથી ગોશાળાને મૂરખ ચીતર્યો છે તે વિષે તેમણે નમ્ર ટીકા કરેલી. હેમચંદ્રાચાર્યના શબ્દોની સામે કોઈથી બોલાય કે લખાય જ કેમ, એવા વિચારે લીંબડીના જૈન સમાજે એ સામે ઝૂંબેશ ચલાવી. અને લીંબડીના સંઘ બહાર મૂકવાને પણ તેઓ તૈયાર થયા. પરંતુ કોણ જાણે એ વસ્તુએ અચાનક પલટો ખાધો, ને એ પ્રકરણ શમી ગયું. એટલે કે ભીમજીભાઈ સંઘ બહાર ન મુકાયા.

પરંતુ ભીમજીભાઈએ જૈન સમાજની ને જૈન સાહિત્યની જેટલી સેવા કરી છે, તેટલી સેવા કરનાર બીજું કોઈ નામ શોધવા જતાં ન એ જડે. પણ એથી જૈનેતર સમાજને વધુ નુકશાન થયું છે. તેમની શક્તિઓનો લાભ જૈનેતર સમાજને જે પ્રમાણમા મળી શકત, એ લાભ જૈન સમાજે તો બિલ્કુલ ઉઠાવ્યો નથી એમ સખેદ નોંધવું ઘટે. જૈન સમાજના હિત માટે, ઐક્ય માટે ને ઉત્થાન માટે જૈનમાં તેમણે જે જે અગ્રલેખો ને નોધો લખેલ છે, તેમાથી કેટલીક નોધો તો પુસ્તકાકારે સંગ્રહાવી જોઈએ; કારણકે એ નોધોમા ચિંતન અને વિચારોનો ધોધ હોય છે. એ નોધોમાથી જૈન શબ્દ કાઢી હિન્દુ અથવા બીજો કોઈપણ શબ્દ મૂકો તો સર્વને અનુરૂપ થઈ શકે તેમ છે.

જૈન સાહિત્યના ધુરંધર અભ્યાસી અને ધર્મના વિકટ પ્રશ્નોના નિર્ણયમા જેમનો મત લેવાય છે, એવા શ્રી. ભીમજીભાઈ 'સૌરાષ્ટ્ર' પત્રમાં એના જન્મકાળે હતા, વર્ષોથી 'જૈન' પત્રમા કામ કરે છે, અને આજે 'ફુલછાબ'મા પણ છે.

સ્વદેશીના એ ઉપાસક છે. સ્વદેશી વસ્તુઓ વાપરવાનો એમનો આગ્રહ ખૂબ જૂનો છે. એ બ્રહ્મચારી છે, સ્વભાવે રમુજી છે.

બહુ જ સાદી વાતમા, સાદા છતા રમુજી દૃષ્ટાંતોથી ગમે તેવા અબુધને એ સમજાવી શકે છે. રાજકારણમા એ રાજકારણના રસથી ઝુકાવતા નથી, અહિંસાને ધર્મ લેખે છે ને સ્વદેશી પ્રવૃત્તિને અહિંસા ધર્મના મુખ્ય તત્ત્વરૂપ લેખીને એમા જ ધર્મસાધના જુએ છે. સ્વદેશી પ્રવૃત્તિ એમને મન રાજકારણી રમત કે દાવ નથી. એને તો એ જૈન ધર્મના એક અંગ રૂપ લેખે છે.

જૈન સમાજને જ તેમણે તેમનું ક્ષેત્ર કરી દીધેલ છે. આથી જૈન સમાજનું જ સાહિત્ય સર્જવામાં નાના મોટા પુસ્તકોનો પુનરુદ્ધાર કરવામાં કે સંકલન કરવામાં તેમણે તેમનાથી બનતું શક્ય કર્યું છે; પણ 'અર્પણ' જેવું જૈન સાહિત્યનું જ છતાં જૈનેતર સાહિત્યમાં ઉચ્ચું સ્થાન લઈ શકે તેવું ટૂંકી વાર્તાનું પુસ્તક આપી તેમણે તેમની શક્તિનો પરિચય જૈનેતરોને પણ આપેલ છે. પણ સાથે એવી નોંધવા જેવી વાત છે કે જ્યોતિષ જેવા પુસ્તકોને પણ તેમણે ગુજરાતી ભાષામાં ઉતારેલ છે.

તેઓનો અંગ્રેજી ભાષા ઉપર કાબૂ તો છે જ, પણ સંસ્કૃત અને બંગાળી પર પણ એટલો જ કાબૂ છે. આથી સંસ્કૃત અને બંગાળી પરથી તેમણે કરેલા સરળ અનુવાદો તેમનો તે ભાષા પરનો કાબૂ દર્શાવે છે.

**: તેમની કૃતિઓ :**

મહાવીર જીવન વિસ્તાર[1]
મહાવીરભક્ત મણિભદ્ર
વિવેકવિલાસ
આદર્શ રામાયણ [ અનુવાદ ]
મોટી બહેન [ અનુવાદ ]
ભદ્રબાહુ સંહિતા
ઇસ્લામના ઓલિયા
નારચંદ્ર જૈનજ્યોતિષ
મેઘમાળા
કલ્પસૂત્ર [ અનુવાદ ]
સ્વામી વિવેકાનંદ ભા. ૨ [ અનુવાદ ]
સમ્રાટ અકબર [ અનુવાદ ]
ધર્મતત્ત્વ.[ અનુવાદ ]
જગતશેઠ
બિંબિસાર
અર્પણ
કીર્તિશાળી કાયર
ન્યાયામ્ભોનિધિ વિજયાનંદસૂરિ

૧ આ પુસ્તક લખવામાં વધુ હિસ્સો તેમના ભાઈ છોટાલાલ હરજીવનદાસનો છે.

# ઇ. સ. ૧૯૩૬ની કવિતા

૧

જ્યારે આત્મા વિશદરીતે કોઈપણ વસ્તુ, સત્ય, કે અસ્તિત્વ સાથે સંપર્કમા આવે, જ્યારે તેમનો અનુભવ કરે અને પોતાનામા સાવ સામાન્ય નહિ એવી તીવ્રતાથી ધર કરવા દે, ત્યારે આત્માના અને તેના વિષયના મીલનના યોગથી એક પ્રકારની આનંદની લાગણી અને ઉર્મિની ઉષ્મા ઉદ્દભવે છે; અને તે ઉષ્મા અને તે લાગણીનું વક્તવ્ય તે કવિતા

વ્યાખ્યા કરવામા આપણને બહુ મજા નહિ આવે. ફુલ અને ફળની વ્યાખ્યા કરવી અને કવિતાની વ્યાખ્યા કરવી એ બધા સરખા છે. આપણે ફુલ અને ફળ આપણી પાસે હોય તેમ ઇચ્છીએ, ફૂલને સુંઘવાનું અને ફળને ચાખવાનું ઇચ્છીએ,–તેમને વિષે લાબી લાબી ચર્ચા કરવાનુ આપણે ઓછુ પસંદ કરશુ. ગુલાબના ફૂલ વિષે સઘળુ જાણવુ એ આવશ્યક હશે, તે કયાથી અહિંયા આવ્યુ તે જાણવામા ઐતિહાસિક વૃત્તિ રહી હશે, તેના જુદા જુદા પ્રકાર જાણવામા માહિતીની તૃષા સંતોષાતી હશે, કેવા કેવા મિશ્રણથી ગુલાબના ફૂલ વિવિધ રંગના ઉપજાવી શકાય તેના પ્રયોગો કરવામા કલારસિકતા સતોષાતી હશે; પણ આપણને સામાન્ય રીતે ગુલાબને જોવામા જ અને તેને સુંઘવામા જ મજા આવશે. એવુ જ કાઈક કવિતા વિષે છે. કવિતાથી આપણે આનદોપભોગ કરીએ; તેના કરતા તેની ચર્ચા વધુ ન જ કરીએ.

૨

ઇ. સ. ૧૯૩૬ની કવિતા વિષે તદ્દન એમ તો કહી શકાય એમ નથી જ કે તેના મૂળ હૃદયમા હોવા કરતાં મસ્તકમા વધુ ઉંડા છે અર્થ-ઘનતાની મોહિની ૧૯૩૬ની કવિતાના સમસ્ત વાતાવરણમા પ્રસરી રહેલી છે. કવિ દયારામની જેમ પણ જુદા અર્થમા આપણે પણ પૂછી શકીએ કે કોપે શામ મોહિની ન જાણી પણ એ અર્થઘનતાની સાથે માનવ–હૃદયના પણ છે. માનવ–હૃદયતાની ભૂમિ ઉપરથી કવિતાનો છોડ ઉગી, ઉદ્દભવી શકે. કવિ એ માત્ર વિચિત્ર પ્રાણી નથી, કલાને ખાતર જીવનો માત્ર કલાકાર નથી, સ્વપ્નવિવશ બનતો માત્ર સ્વપ્નદૃષ્ટા નથી, અથવા દુનિયાથી દુર વસતો તપના અમૃત પીતો કો જોગન્દર નથી; ખરી રીતે કવિ

દુનિયાથી દૂર દૂર વસી શકતો નથી, દુનિયાથી દૂર દૂર ઉડેરા આભમા વિહરી પણ શકતો નથી જો કાઇ પણ એ હોય તો પોતાના માનવ-બન્ધુઓ જેવો એ પણ એક માનવ છે, એને પણ એક હૃદય છે જે તેમના પ્રત્યેની મહાનુભૂતિમા ધબકે છે, એનુ હૃદય એમના હૃદયથી ભિન્ન નથી, પણ એનુ હૃદય એમના હૃદયથી વધારે વિશાળ, વધારે ઉદાર, વધારે કોમલહૃદય, વધારે લાગણી પ્રધાન છે આ વિશિષ્ટ ઉંડાઇ, આ લાગણી પ્રધાનતા અને ઉર્મિપ્રાધાન્ય સ્વભાવની સૂક્ષ્મતા એની બુદ્ધિને ઉત્તેજિત કરે છે અને તેને ચેતના વડે પ્રેરે છે આજનો કવિ એના માનવ બંધુજનોથી જુદા પ્રકારની લાગણીઓ અનુભવતો નથી પણ વિશેષ લાગણી અનુભવે છે

પણ આ પ્રકારની માનવહૃદયતા માત્ર ૧૯૩૬ની કવિતાનુંજ આવશ્યક અંગ છે એમ ન કહી શકાય આ માનવ-હૃદયતાએ સાહિત્યના બીજા પ્રકારોને પણ ચોક્કસપણે સર કરી લીધેલા છે

દરેક કાળની કવિતાનો વિશિષ્ટ પ્રદેશ સૌન્દર્યનો છે તેમ ઈ સ ૧૯૩૬ની કવિતાનો પણ છે પણ સૌન્દર્ય શબ્દ કવિ આભા જે સબ ભૂમિ પર વિહાર કરે છે તેને દર્શાવવા માટે ઘણો જ સંકુચિત છે ઈ સ ૧૯૩૬નો કવિ એવો એકકે વિષય નથી કે જેના પર પોતાની કલમ નથી અજમાવી શકતો-જુના કવિઓ અને વિવેચકો જે વિષયોને અધમ ગણતા તે પ્રકારના વિષયો પર પણ સારી પેઠે કલમ ચલાવી શકે છે-જુના પગરખા, કે તાડીની દુકાનનો માલિક, કે લોકલમા એવા વિષય પર પ્રભુત્વ દાખવી શકે છે, દેવદાસના બોનપટ પરથી 'પારૂ' અને 'ચદ્રા' તેને ખડ-કવિતાના સફળ વિષય આપી શકે છે, કાશ્મીરની સુંદર કુંજોની શ્રી એના માનસમા નાચી રહી એની પાસે થી કાશ્મીરા નાચી રહી એવા કુદરત-કાવ્યો સર્જાવી શકે છે, અને માનવ-સ્વભાવ, માનવ કરણી, માનવ ભાવનાઓ, આનદ અને શોક, અને માનવ ભવિષ્ય આ બધા એની કલ્પનાનો વિષય સ્હેલાઈથી અને સરળતાથી બની શકે છે

આ વિષયોની નવીનતાને સુંદર રીતે પ્રાદુર્ભૂત કરનાર એમની કલ્પનાજ છે સામાન્ય માણસની વસ્તુ વિષેની ભાવનાને આ કવિ-કલ્પના બળ આપે છે, સ્પષ્ટતા આપે છે, જે કહેવાનુ છે તેને ચોક્કસતા આપે છે, અને રૂપરગમા વિશદતા આપે છે ઈ સ ૧૯૩૬ ના કવિની કલ્પના

માત્ર ઠાકોરની અર્થ-ઘન કલ્પનાજ નથી. એ કલ્પના બુદ્ધિ અને ઊર્મિની મધ્યસ્થમા રહેતી હોય, અને જાણે બન્ને તરફ પ્રેરણા માટે જોતી હોય અને બન્નેના ગુણાવગુણ પોતામાં ધારતી હોય એમ લાગ્યા કરે છે. ઈ. સ. ૧૯૩૬ની કવિતામા ઘણીવાર ઊર્મિતત્વ અને બુદ્ધિતત્વ એક બીજા ઉપર પ્રબળ અસર કરે છે–ગાઢ ઊર્મિ કલ્પનાને જગાવે છે અને પોતાને કલ્પના ભર્યા સ્વરૂપમા વ્યક્ત કરે છે; જ્યારે કલ્પના ભરી દષ્ટિ-ઉડાણ ઊર્મિને સચેત અને ગાઢ બનાવે છે.

આ કવિ-કલ્પનામા નિરૂપણની શક્તિ છે. પોતાની કુશાગ્ર બુદ્ધિ વડે વસ્તુના ખરા રહસ્યમા એ ઉંડો ઉતરી શકે છે, (બ્હારના સર્વ આવિષ્કરણોને દૂર કરીને) જીવનના આવશ્યક અને મૂળભૂત તત્વને પકડી શકે છે અને થોડા શબ્દોમા સોનેટમા કે ખંડ કાવ્યમા તેને રજુ કરી શકે છે. ઇતિહાસના કોઈ અવશિષ્ટ પ્રસંગો પણ આ કવિ કલ્પનાને પ્રેરણાના પાણી પાય છે અને પતીલ જેવા પાસે છદોના નવા નવા પ્રયોગોવાળા કથા–કાવ્યો લખાવે છે (સ્થળ-સંકોચને લીધે એમનું એકકે કથા-કાવ્ય ન લઈ શકાયુ તે માટે દીલગીરી). આ કવિકલ્પના જુના બંધનોમા રાચતી નથી તે તો ચોક્કસ-નવા બંધનો એ સ્વીકારે છે-તેમા પણ પુરાઇ રહેવું ન ગમવાથી નવા નવા ફેરફાર ઇષ્ટ કે અનિષ્ટ તેમાં કરવા મથે છે. અમુક પ્રકારના છંદનુંજ પ્રભુત્વ અમુક કાવ્ય-પ્રકાર માટે ઇષ્ટ એ માન્યતા બે વરસ પહેલા જે રૂઢ થઈ ગયા જેવી લાગતી તેને સ્થાને મંદાક્રાન્તા, સ્રગ્ધરા, શાર્દુલવિક્રીડિત વિ૦ છંદોના ઉપયોગ પણ ઇષ્ટ ગણાવા લાગ્યા છે.

પરંતુ આ બધી વિશિષ્ટતા દેખાડતો ઈ. સ. ૧૯૩૬નો કવિ ગઈ પેઢીના જેટલી સંગીન વિચાર-સામગ્રી ધરાવવામા ઓછો પડતો હોય એમ પણ લાગે છે અને ઘણીવાર જીવનના મૂળતત્વને બદલે જીવનની અમુક ડાળીનેજ જીવન માની લેતો જોવામા આવે છે. સ્વપ્નામા વિહારવાની ટેવ જો એ ભૂલી ગયો છે તો વિષયની વિશાળતા અને જ્ઞાનનો વિસ્તૃત ભંડાર લાવવાની એને જરૂર છે. જીવનનું અવલોકન જરૂરનું છે પણ જીવનનું અવલોકનજ વિચારની સર્વ સામગ્રી પુરી ન પાડી શકે. તે વિચાર સામગ્રી મેળવવા માટે બીજા સાહિત્યના વિચાર પ્રદેશોમા ભ્રમવાની, બીજા સાહિત્યકારોના જીવનના અનુભવો અને પરિભ્રમણો પોતાના અનુભવો અને પરિભ્રમણો સાથે સરખાવવાની, પણ એટલીજ જરૂર છે. ઈ. સ. ૧૯૩૬નો સાહિત્યકાર

રૂડીયાર્ડ કીપ્લીંગના સાર્થ વાક્યમાં "He knows not England who only England knows" માને છે અને ઈ. સ. ૧૯૩૬નો કવિ તેમાં અપવાદ નથી પણ વિશેષ પ્રયાસ થવાની અગત્ય તો ઉભી જ છે.

ઈ. સ. ૧૯૩૬ ની કવિતા માત્ર આનંદ આપવા માટે જ સર્જાઈ નથી. અલબત્ત એ હેતુ-પ્રધાન જ છે એમ કહેવાનો હેતુ પણ નથી, પણ આનંદ એ એનો એકલો હેતુ છે એમ કહેવું એ ઇષ્ટ નથી. પ્રથમતઃ તો કવિતાનું આવિષ્કરણ સ્વતઃ પ્રવર્તિત અને લગભગ અનભિજ્ઞ હોય છે અને જ્યારે પ્રેરણાનો આવેગ ઘણોજ તીવ્ર અને ઉંડો હોય છે ત્યારે કવિતામાં સભાન હેતુ હાજર હોતો જ નથી. પણ એવી તીવ્ર પ્રેરણા કોક વાર જ આવતી હશે કે જ્યારે કવિ પોતાને ભુલી જતો હોય.

ત્યારે ઈ. સ. ૧૯૩૬ની કવિતા માત્ર આનંદ આપવા માટે જ સર્જાઈ નથી. ઈ. સ. ૧૯૩૬ની કવિતામાં વપરાયેલા છંદોમાં કર્કશ પૃથ્વિ હજુ અગ્રતમ સ્થાન સાચવી બેઠો છે. ભાષાની અંદર પણ જો કે જાણી જોઈને કઠણુ પથરા જેવા શબ્દો વાપરવાનો મોહ ઓછો થયો છે તો પણ કોમળતા કવિતામાં આણવાનો પ્રયાસ ઓછો થતો હોય એમ પણ જોવામાં આવતું નથી. ગેયતા કે ડોલન કે સંગીત કવિતામાં બહુ ઓછું છે. કોક રડયા ખડયા ભગવાનલાલ માંકડ હોડી શઢે પવન ભરાવે અને ગુંજે પણ એ પ્રકારની કવિતા લગભગ નથીજ એમ કહીએ તો ચાલે. સારા સારા કવિઓએ રાસ લખવાનો નીમ લીધો હોય એમ પણ લાગે છે. આ બધા તત્વો એવો ધ્વનિ સૂચિત કરી શકે છે કે ઈ. સ. ૧૯૩૬ની કવિતા હજુ સુધી બુદ્ધિ-પ્રધાન વધુ છે-ઉર્મિ-પ્રધાન થોડી છે.

એમ જોશું તો તો જણાશે કે વર્તમાન કવિતા દુનિયાદારીથી અને આર્થિક-વાદથી વધારે ઘેરાયેલી, વર્ગ વિગ્રહના ભણકારાથી ઘેરાયેલી, ઈંઝમથી ગભરાયેલી, અને અમારૂં ખુન વહ્યું તું લાલ એવા તત્વોથી પરવશ બનેલી છે આપણે ચોક્કસ કહી શકીએ કે કવિતા માત્ર આકાશમા ઉડવા માટે નથી. વાસ્તવિકતા વગરની કવિતા નકામી છે; પણ નરી વાસ્તવિકતા વાળી કવિતા એ પણ કવિતા નથી-એવી કવિતામાં કવિ-દષ્ટિ રહેતી નથી, માનવ સ્વભાવની ઉમદા બાજુને સ્પર્શતી દલીલ રહેતી નથી, પરમ સત્યો દાખવવાના સામર્થ્યવાળી બનતી નથી, અને અલબત્ત આકર્ષક સ્વરૂપમા હોય-તરતને માટે ચિત્ત ચોરી લે એવા વસ્ત્રાભુષણે સજ્જ હોય તો પણ

હમેશને માટે આપણો પ્રેમ જીતી સાચવી રાખવા જેટલી ચતુર પણ નથી. કવિતાના વાહનમા સુક્ષ્મ આત્માઓમા જીવન જોઈ જાગેલા મહત્તમ વિચારો અને ઉચ્ચતમ લાગણીઓને સુંદર સ્વરૂપમા અને લય પ્રધાન ભાષામા સ્થાન હોય.

એમ છતા વર્તમાન કવિતામા અને ઇ. સ. ૧૯૩૬ ની કવિતામા ગરીબની લાગણીમય ભાષા છે. ભૂતપૂર્વ કવિતામા માત્ર કલ્પનાના લુમખા પારકા કે પોતાના, જોવામા આવતા તેના સ્થાને, રાજકીય હીલચાલને અગે મળેલા જનતા સપર્કના શોખને લીધે કેળવાયેલી પ્રવાસની ટેવે ગરીબ-જીવનના અનેક બનાવો, યાતનાઓ, અને ભાવનાઓ આપણા કવિઓને બક્ષી છે-અને આવી કેટલીક કવિતાઓ માત્ર સાહિત્યમય ભાષાનું ઉર્મિ વગરનું ખાબોચીયું હોવાને બદલે દર્દમય અને અસરકારક નીવડી છે.

જો એક બાજુ ઈ સ. ૧૯૩૬ ની કવિતામા ગરીબોની દુનિયા સબળ રીતે રજુ કરવાનો પ્રયાસ કરવામા આવ્યો છે તો સમસ્ત રીતે આપણે જોશુ તો જણાશે કે ઇ સ ૧૯૩૬ ની કવિતાનો ઝાઝો ભાગ આમ વર્ગને સ્પર્શી શકે એવો નથી. આપણા નાનાલાલ સમજવામા દુષ્કર છતા લોકો એમને ગાયા અને ગાશે કારણ એમા ગેયતા હતી. આપણે આગળ કહી ગયા છીએ કે ઇ. સ. ૧૯૩૬ ની કવિતા ગેયતામા ખાસ આગળ વધી નથી. છેલ્લા ત્રણ ચાર વરસની કવિતા જોશુ તો આપણને જણાશે કે વર્તમાન કવિતા એ કલાની રમત (Sport in Art) બની ગઈ છે-એ પ્રકારની કલા ઘણા મુર્તિમંત કરી શકે પણ એવી મુર્તિમાન કલાનો કશો અર્થ નથી. ઇ. સ. ૧૯૩૬ ની કવિતા માત્ર બુદ્ધિમાનોને જ સ્પર્શી શકે એવી સામગ્રીવાળી હજી છે. પ્રજા સમસ્તને બળ આપે એવી કવિતા ગાનારા રડયા-ખડયા કોઈ મેઘાણી, નવીનતા વડે તૃપ્ત કરે એવા કોઈ સુંદરમ્, કે પ્રાસાદિક છન્દોબદ્ધતાથી તન્મય બનાવે એવા કોઈ મનસુખલાલ જવલ્લેજ જોવામા આવે છે. કવિતા જાણે કે જનસમાજથી દૂર પુસ્તક-ગૃહમા આવી વસી છે.

૩

કેટલીક વાર આપણને કહેવામા આવે છે કે મહાન કવિએ સર્વ નીતિ તત્વથી દુર રહેવુ જોઈએ એનું એક ધ્યેય જીવનને અનવરત રીતે

અને મમય રીતે જોવાનું અને જેમ છે તેમ તેને રજુ કરવાનું હોવું જોઈએ. કવિનો ઉચામા ઉચો અધિકાર માત્ર કલામય અસર ઉપજાવવાનો જ હોવો જોઈએ. એને મન શુભ અને અશુભ બન્ને સરખા હોવા જોઈએ—એનુ કાર્ય બન્નેને પક્ષપાત વગર—એક બીજા પ્રત્યે રહેજ પણ વલણ—વૃત્તિ દાખવ્યા વગર—દર્શાવવાનું હોય. હું માનું છુ કે આ મત નાટ્યાત્મક કવિતાને લાગુ પાડવાનો છે અને આ મત જો કોઇને પણ લાગુ પડી શકે તેમ હોય તો તે નાટ્યાત્મક કવિતાને.

ત્યારે શુ નાટ્યકારનો ખરેખર હેતુ દરેક પ્રકારના પાત્ર—ઉંચા કે નીચા—ને સરખી રીતે દોરવાનો છે—જીંદગી તેની વિવિધતામા જેવી છે તેવી જ બતાવવાનો છે? પણ જીંદગી પોતે જ શુ નીતિના તત્વથી ભરેલી નથી? એના સારતત્વ અને રચના મૂળભૂત રીતે નીતિથી ભરેલા નથી? માનવ—પાત્રની વિચારણાથી શુ નિગમય માનમમા રૂચિ કે અરૂચિ, નૈતિક પ્રશંસા કે નૈતિક વિરક્તિ ઉદ્ભવતી નથી? અને કવિતા કે જે એજ સારતત્વને નિરૂપે છે તે નૈતિક ન હોવી જોઇએ? નિરૂપેના પાત્રોની છબી તેને નિરૂપતા કવિહૃદયમા અને તેને વિષે વિચાર કરતા વાચક હૃદયમા પ્રેમની કે અરૂચિની સ્વાભાવિક લાગણીઓ ન જગાડે?

શેકસપિયર જગતમા જોવાની મહત્તમ નીતિની ઉંચાઇઓ છુપાવતો નથી તેમ નીચતમ અધમતાઓને હળવી પાડવા મથતો નથી. તે સ્ત્રી અને પુરૂષને છે તેવા ચિત્રીત કરે છે—પણ જુદા જુદા નૈતિક ફેરફારો વડે—એ ઉમદા તત્વ પ્રત્યેની પોતાની પ્રશંસા ખેંચી લેતો નથી અને નીચ તત્વો પ્રત્યેનો પોતાનો તિરસ્કાર અને અરૂચિ છુપાવવા મથતો નથી. તેથી જોકે આપણે એમ ન કહી શકીએ કે એ દોષહીન છે—છતા એનામા સમગ્ર રીતે એને લઈએ તો એક પ્રકારની સ્વાભાવિક, તંદુરસ્ત, તાજગી દેનારી, આત્માને ઉચે લઈ જનારી, હવા છે એની આપણાથી ના પાડી શકાય એમ નથી. જીવનની દરેક બાજુ, મનુષ્ય સ્વભાવની દરેક દષ્ટિ, એમા દઢ રીતે આલેખવામા આવી છે, પણ ઉંચેરા અને સારા તત્વને એમને સ્વાભાવિક એવુ ઉચુ સ્થાન જ આપવામા આવ્યુ છે.

જો નીતિ કવિતાથી અલિપ્ત નાટકમા પણ રહી નથી શકતી તો પછી કવિતાના અન્ય પ્રકારો જેવા કે મહાકાવ્ય, ઉર્મિકાવ્ય, પ્રભુભક્તિના કાવ્ય વિ. માથી એ કેવી રીતે અલિપ્ત રહી શકે? જો કવિતા એ માન-

વતાના ઉંચ્ચ શિખરોમાથી ઉદ્દ્ભવતા સ્વચ્છ કુવામાથી પરિપોષણ પામતી નદી ન હોય પણ માત્ર શહેર અને ગામડાના ગંદવાડને ઘસડી જનારી એક માત્ર પ્રવાહિકા જ હોય તો અલબત્ત સ્વાસ્થ્યની દષ્ટિએ એ પ્રવાહિકા ઉપયોગી હશે પણ બેકન જેને "Participation of diverseness" કહે છે તે તો તેનામાં નથીજ.

જે કવિએ માનવજાતથી જ્ઞાત એવા ઉચ્ચતમ નૈતિક આદર્શને સ્વીકારતા નથી; તેએ એમના એ અસ્વીકારના કૃત્યથીજ પોતાની કવિતાને અને પોતાને ઉચ્ચતમ કલાત્મક અસરથી વિદુર રાખે છે. તેથી જેમ આનંદ શોધતારો એ આનંદ મેળવનારો જ નથી તેમ જે માત્ર કલાત્મક અસર ઉપજાવવા મથે છે તે કલાત્મક અસર ઉપજાવવામા સફળ થઈ શકતો નથી. ઉચ્ચતમ કલા પામવા માટે આપણે કલા ઘડવી જોઈએ. અને તેની પાછળ કોઇ પરમ ધ્યેયને રાખવું જોઈએ. ખરૂં કે કવિતા કોઇપણ ફીલસુફી કે જીવનના કોઈ પણ દષ્ટિબિંદુની ગુલામડી થવા સર્જાયલી નથી. તેમ એ પણ ખરૂં કે એ માનવસ્વભાવમા જે સહુ ઉચ્ચતમ અને ઉત્તમ છે તેની પડખેજ રહેવામા ગૌરવ માને છે; અને જે ફીલસુફીમા કે જીવનના દષ્ટિબિંદુમા આ તત્વ રહ્યા છે તેમા કવિતા તેના સૂક્ષ્મતમ પ્રોત્સાહન મેળવ્યા કરશે.

"સુરેન્દ્ર પંડયા" બી. એ.

# ૧૯૩૬ ની કવિતા

## દીપ ધીનો

(મિશ્ર)

એ સૌમ્ય ને સાત્વિક તેજભીનો,
મને ગમે મંગલ દીપ ધીનો ૨

નમી ગયાં રશ્મિ રવિ તણાં અને
આકાશથી ઓસરી માધ્ય લાલિમા,
એનું મને ના હતું ભાન, આંખો
મીંચી પડ્યો ખુરશીમાં વિચારું,
ને ચિત્તનું દૂર તરંગના તટે,
ભારે બની પાંપણ ખૂબ થાકથી
કંટાળીને, દ્રવ્ય ઉપાર્જનાર્થે
દોડેલ અંગો પણ સૌ પડ્યાં હતાં
આરામથી
ના ધ્યાન મારૂં, અહિં આવી ક્યારે
ધીમે પદે, ને મુજ પાસ ઊર્મિના
મૂકી ગઈ કોમલ દીપ ધીનો
ઉજાસ જોતાં નયનો ઉઘાડું
ને દીપની નાજુક જ્યોત ભાળું ૧૬

એ જ્યોતના શુભ્ર પ્રકાશ માંહી
ભિંજાય મારો ગૃહખંડ નાનો
ઊંચે ચડે પાતળી સેર ધૂપની,
હવામહીં વર્તુલ પારદર્શક
પડે, અને વાયુ મહીં મળીને
અદૃષ્ટ થાતાં, પસરે સુગંધ ૨૨

ને એ સુગંધ ! નરથી સુગંધ !
એ સ્પર્શતાં અંતરના ઊંડાણથી
ઊડી જતી ગ્લાનિ, અકથ્ય સૌમ્યતા
ની કુંક આછી ફરકી ગઈ, અને
આગામમાં વ્યાપી રહી પ્રસન્નતા
ભૂલી ગયો ઉજ્જવલ વીજળીની–
બત્તી, અને વિદ્યુતની ત્વરાથી
વિદ્યુતમાં જીવન જીવતો યુગ
સરે પડો ગંભીર ભૂતકાળના,
ને આંખ સામે પળમાં સજીવ,
આર્યો તણા ગૌરવનું પવિત્ર
શાન્તિભર્યું જીવનસ્વપ્ન જાગે

પુષ્પો ભર્યા કાનન, માંહી નર્તતા
મૃગો, અને ગંભીર ગીત ગાતી
સરસ્વતીના ધનસ્યામ વારિ,
બેસી તટે કૈં ઋષિકન્યકાઓ
ઇંગુદી તેને લમંતી કલાપ,
રે ત્યાં સૂકાતાં વિટપાવલીએ
ભિંજાયલાં વલ્કલ કૈં દ્વિજોનાં
તેજસ્વી, પુણ્યોજ્જવલ, મંત્રદ્રષ્ટા
મહર્ષિઓ ઉચ્ચરતા ઋચાઓ,
ગુંજી રહેતા શી ભવ્ય ઘોષથી
મંત્રો તણા, ને ચડતો વિતાને
સુગંધભીનો ધૂપ યજ્ઞકુંડથી

એ દશ્ય ઉલ્લાસભર્યાં નિહાળું
જ્યાં મુજ સામે ઘૃતદીપ ભાળું. ૪૮

ને સાંભરે મોહક બાલ્યકાળ
જ્યારે મળી ગૌતમ અંજુને હું
પંપાળતાં પ્રેમથી ગાવડીને,
બીતાં બીતાં છેક જતાં નજીક
ને ઝાલતાં એ મદમસ્ત શૃંગો
ધીમે કરી, તેલ ઘસી ઉજાળવા.
ઊભી યતી બા દૂધ દોહી જ્યારે,
ત્યાં થોભતાં હારમહીં જ, પીવા
પ્યાલા લઈને, પય ફીણવાળું.
ગોળા મહીં ઊછળતાં વલોણું
ને નિત્યનાં ઘમ્મરગાન ગાજતાં.
બા છેવટે હોંશભરી ઉતારતી
મીઠું મજાનું નવનીત સ્વચ્છ
ને તાવતી માખણ એ તગાઈમાં,
ત્યાં બેસતાં ઉત્સુક નેત્રથી અમે
એ શ્વેતતાને ગળતી નિહાળતાં.
અગ્નિમહીં બા ઘૃતધાર રેડતી;
ઉત્સાહમાં અગ્નિશિખા હસીને
એ ઝીલતી સિંચન, ને સુવાસ
ઊડી રહેતી ગૃહખંડખંડે. ૬૮

આવી સુવા; આવી ઉરે પિપાસા
સૌન્દર્યની, ને ભમતો રહ્યો હું
અસ્વસ્થ ને આર્યવિના અંબુજ શો
વિદ્યુતની રોશની શા નિહાળ્યાં
મુખો,ઘડી બે ઘડી આંખ આંજતાં
રંગીન ને માદક રૂપ કેરું
ફૂટી રહ્યું ચોગમ દારૂખાનું.
ને હું ઊભો સ્તબ્ધ, અતૃપ્ત, એકલો
હૈયે નકામા ભડકા જગાવ્યા;
આવી ત્યહાં પ્રેમલ સૌમ્ય ઊર્મિલા
ને સ્નેહભીનું સ્મિત એક વેરી,
લીધું કરે જીવનનું સુકાન.
બેઠાં અમે ત્યાં ધબકંત હૈયે
ઉલ્લાસ—આશામહીં લગ્નવેદીએ,
ત્યારે પુરોહિત રહ્યા જગાવી
વેદીમહીં, મંગલ એ સુવાસ;
ને ઊર્મિલાએ મુજ ઉર પાથર્યો
શાળો, મૃદુ ને નવલો ઉજાસ. ૮૬

એ સૌમ્ય ને સાત્ત્વિક તેજભીનો
મારે ગૃહે કોમલ દીપ ઘીનો. ૮૮

('પ્રસ્થાન')

નાથાલાલ દવે.



# એક કારમી કહાણી

વને એક પેર ગંભીરો આંબલો ને આંબાની ડાળી,
રમે પંખી બાળ ને બાળી.
રહે ત્યાં મીઠડું નિત્ય કલ્લોલતાં નમણાં એકલ મેનાં,
નાજુક જેને પાય છે ઝીના !

આવ્યાં ત્યાં દોઢ વનેથી ઊડતા પોપટજી રઢિયાળા,
લીલે વાન કાંઠડે કાળા !
ઊઠી એક દિન સીમાડેથી જળતી ધૂણીના ધૂમની સેરો,
વાઈ તેની વનમાં લ્હેરો !
ડોલ્યો આંબો ને ડોલી ડાળ પશુ ને પંખીઓ ડોલ્યાં !
વેલે વેલે ફૂલડાં ફૂલ્યાં !

નાચી રહ્યા મોર ને, મેના ડાળ છૂપી ઝીણું ટહુકી,
સુણી રહ્યો પોપટ ઝુકી !
ઝીણું ઝીણું ટહુકો મેનાબાઈ તમારો કંઠ છે મીઠો,
સુણ્યો કે ક્યાંઈ ન દીઠો !

ક્યારે આવ્યા કેમ પોપટજી બોલ તમારો શો રૂપાળો !
આવ્યો હું તો કરવા માળો.
ચાલો પોપટજી ચરીએ સાથ ને માળો કરીએ સાથે.
ગાતાં ગાતાં રૂડી ભાતે !

ના મેનાં બાઈ તમે ગાઓ અમે સળીઓ ભરીશું,
સુણી ગીત થાક હરીશું !
જોયે પોપટજી હાવાં બેસણાં કેવાં કીધલાં વારુ,
આપણ બે બેસવા સારુ.
ભૂલો છો એ શું બોલ્યાં બાઈ, મારી મેનાં પનોતી,
ઓલ્યે વન વાટડી જોતી.
ભૂંડા ફટફટ તું પોપટ આટલી વારે આ શું બોલ્યો ?
વચનથી આમ શું ડોલ્યો ?
સીમાડે દૂર ઓલ્યા જોગીની કારમી ધૂણી જાગે !
સાચું બોલ એની સાખે !

તમે આગળ હું પાછળ ભાઈ! તમે કહો તેની સાખે,
બોલું, કોઈ આળ ન ભાખે,
આગળ મેનાં ને પાછળ પોપટ ધૂણીની પાસ જ્યા પ્હોંચ્યાં,
ધૂમાડાના ગોટે ગોટા!
જાણે ધરતીનું ફાડી પેટ અંધારના શફડા હાલ્યા!
મેનાને ઊડતા ઝાલ્યાં!
ન કોઈએ ચીસ, ન કોઈએ શબ્દ, ન કોઈએ હાય એ સૂણી!
જરા થઈ તડતડ ધૂણી!
બેભાન ભોંયેથી જાગી પોપટજી જરી આંખ ઉઘાડે,
બળતા બે પાય જ ભાળે.
અહ્મા જાગી તું બેઠો આહી દેખે કે કૈં દેખે ના!
બળી ગઈ મીઠડી મેનાં?
હતા હું સાથ, હવે પ્રાયશ્ચિત કે શિક્ષા શી લહું હું?
કેવી રીતે જીવ ધરું હું?
ભોળા પોપટ, તું કે હું ને મેનામા કોણ દેખે છે?
સાચી એક ધૂણી ધખે છે?
અહીં કોઈ કોઈ જીવનની જોડ જોડી જગમાં પળે છે!
એકલડું કોઈ બળે છે!
લિયે જ્યાં પ્રેમીઓ નિજને હાથ અધીકડી દુઃખની દિક્ષા,
કરે કોણ કોણને શિક્ષા?
જાઓ ભાળે તમારે તમ પોપટજી ઓ રઢિયાળા,
હતા તમ પંથ જ ન્યારા!
ઉડયા ત્યાથી પોપટજી લીલે વાન ને કાંઠલે કાળા,
છાતી ધરી હૈયે જ્વાળા.
વને એક ઘેર ગંભીરો આંબલો ડાળીએ એ આંબાની
બની આવી કારમી કહાણી!

('પ્રસ્થાન') શેષ.

# અધુરી પ્રણુતિ

: મંદાક્રાંતા શિખરિણી :

આલેખું શે કવનપ્રણુતિ ? રક્તથી અશ્રુથી, વા ?
કે ઊલેચું સરવરતણાં વારિ આ માપ હીણાં ?
કે રોકું હું જળ ઘનસર્યાં વ્યોમનાં વાદળોથી ?
સર્વે ઓછાં: નવ લખી શકું પ્રાર્થના આ અધુરી.

આલેખું ક્યાં કવન મુજ આ વિશ્વના ચોક મધ્યે ?
કે અંધારાં 'મુજહૃદય શાં વિશ્વઆંધાર વ્યોમે ?
ઊલ્લેખું જ્યાં અધિર બનીને તારલા શબ્દથી આ,
ત્યાં તો દીઠા ધરણિ નભના દૂર આશ્લેષ ગાઢા.

ઊર્મિ કેરી ગહન અટવી, શબ્દ એકે સૂઝે ના,
નિઃશ્વાસોનાં અસિમ વનમાં ભાવ-એકે મળે ના,
રેખા તારી નવ ઝિલિ શકે દર્શનાં ભવ્ય તરવો,
ત્યારે માડી, કયમ કરી શકું શબ્દ સ્વસ્તિક હું આ ?

છે જ્યાં નાનાં નભ ધનુ તણાં દિવ્ય આ દ્વાર મોટા,
માડી તારી મધમધ થતી કીર્તિના દેહ કાજે.
વાણી કેવી અવચનિયને દિવ્યને સ્વર્ગનાને ? 
સંકલ્પો શા મનુજ મનના ? શબ્દના સાજ ત્યાં શા ?

કદી મારા હૈયે સ્વપ્ન શુભ તારાં છલબલ્યાં,
અને નેત્રે મારા દૃગજળ અમોલા ઉભરિયાં,
કદી નિશ્વાસે મેં સભર અમિક્યારા સુકવિયા
તરંગો ઊર્મિના વહતું શીદ તો ફોગટ . બધાં ?

('ઊર્મિ')

ભાસ્કર દવે.

# અનામિકા

રંભાપણું ના વિકસાવવું હવે,
મ્હારે ન કોની બનવું હવે પ્રિયા,
દાસી બની પ્રેમ–પ્રયોગ–કૌશલે
સ્વામિત્વ ના કોઈ તણું સ્વીકારવું.

માતૃત્વના આત્મપુનર્વિધાનના
આહ્‌લાદના મંગલકારી ઓરતા
સરી સરી ઓસરતા બધા દિસે
અજાણુ કો અંતર શૂન્યતામાં.

સૌન્દર્યનો કેશકલાપ મ્હારો
કોદી નહીં કો નરનેત્ર ખેંચશે;
સૌભાગ્યનામી કરબંધ કંકણો
કોના નહીં અંતરને રણાવશે.

નહીં નહીં ચન્દ્રક ભાલશોભા
રચે; ન વસ્ત્રો તણી શોભના કલા
કદી ય કોના દિલને કલાવશે.
રતિસ્વરૂપા ગણજો ન કો મ્હને;

શરીરભૃંગો ન સમીપ આવશો;
પ્રશસ્તિ ના પ્રેમતણી સુણાવશો.

('ગુજરાત')

સુંદરજી બેટાઈ.



## એનાં સ્મરણોમાં

અહીં તેના નાનાં શ્રમિત ચરણો નિત્ય ફરતાં,
અહીં તેના ફિક્કા અધર મૃદુ ઉચ્ચાર કરતા,
નિરાશા ઘેરાં એ કરૂણનયનો મંદ હસતાં,
અને ઊંડાં નાનાં હૃદયમય ભાવો ધડકતા.

મને તેથી આવું વિજન વન એ એક જ ગમ્યું,
કહે જે જે ધીમે પવન મૃદુ એ એ સ્વરગણ્યું,
મને છાયા તેજે જીવન કથતા એ નયનનું,
બધે એનાં ઊંડાં મૃદુ હૃદય–ભાવો અનુભવું.

ભલે હો ના આ કો' કુસુમિત નિકુંજે લહરતી,
પ્રકાશે રંગેલાં અનિલવદને હર્ષિત યતી;
છતાં આ સ્થાને એ કરણ સ્મરણો અંકિત થયાં,
સદા તેથી ચાહું જીવનભર આમાં જ વસવા.

('પ્રસ્થાન') 'સ્વપ્નસ્થ.'

---

## અશક્યાકાંક્ષા ?

મહત્વાકાંક્ષાના વિવિધવરણા મેઘધનુની,
છટા દેખે ચક્ષુ રિઝવી, પજવી આત્મબળને,
તરે દષ્ટિ સામે કણ થકી થયા મેરૂ દ્યુતિના,
પુરે સાક્ષી કૂડી અફર ઇતિહાસે સ્મૃતિ ભરી.
વિશાળે નાનોશો જગફલક ઇસ્કંદર ઘુમ્યો,
અને બાળે વેશે તખતતખતે બાબર રમ્યો;
ખરી વેળાની ગૈ ફરજ બજવી જોન કુમળી,
યુવાનીમાં શામ્યું પણ વિધનના કીટ્સ–ઉરને.

અસે મારે હૈયે પણ તણખ એ ચેતનતણી,
સરી જે સૃષ્ટિની પ્રથમ પલકે, જે જળચરો,

વનોની સૃષ્ટિ ને ગિરિગિરિ ભમંતા પશુગણો,
તથા પ્રાણો વ્હેતી, યુગયુગ ક્રમે વેગથી ધપી,
પ્રકાશી અંતે જે મનુજ રૂપમાં ઉત્ક્રમવતી.
વિકાસીને આગે પ્રગટ બનું પ્રજ્ઞાપુરુષ હું.

('કુમાર') ઉમાશંકર જોષી.

## ઉત્થાન

: સ્રગ્ધરા :

મેરુકારોની સુધાના સુભગઝરણુને શોધવાને મચેલા
વીરોએ વાયુ ખેડ્યા, અતલતલ હવાસિંધુના તાગ લીધા;
આદ્રિના શૃંગ ખૂંદ્યા ગહન ગિરિવરો ગૌરવે જેર કીધા,
ભૂમિથી અર્ણવોને સમથલ સફરો કાજ સુહેલા બનાવ્યા.

પૃથ્વીપેટાળ થાપી અવકનગરીઓ, ધાતુકોષો ધકેલ્યા,
સૃષ્ટિના સર્વ તત્ત્વો વશ કરી વગતી ગૂઢ લીધા રહસ્યો;
વિજ્ઞાનોને વધાર્યા, નિતનિત નવના રિદ્ધિભંડાર ખોલ્યા,
સ્વાપ્નાદર્શોની સિદ્ધિ પ્રકટ લહી મનોભાવને મૂર્ત કીધા.

ઉત્પાદેલા બળો એ સરજન નવલા ભવ્ય ઉત્થાન માગે,
નાના ગોળો વટાવી અપરિમિત વિશ્વે ધીર વિસ્તાર સાધે;
પક્ષીના, વ્યક્તિઓના, જનપદહિતનાં, બંધનો રાષ્ટ્રના યે
તોડી-ફોડી-વછોડી પ્રમુદિત પગલે મુક્તસંસાર થાપે.

શાસ્ત્રો ક્યાં ? અસ્ત્ર છૂપ્યાં, વિપદવિષમના સૈન્યના સૈન્ય થંભ્યાં,
પોઢેયાં પ્રાણ જાગ્યા, પરિમલ પ્રગટ્યા, માનવીભાવ મહેક્યા.

('કુમાર') રામપ્રસાદ શુકલ.

# કશ્મીરા નાચી રહી

ગિરિચરણેથી ધરતી ઉપર, સરતી સરતી રહેલ કરે
રેલમછેલ કરંતી જેલમ, સુંદરતાની હેલ ભરે
રસમય ધરણી રાજી રહી, શ્રી કશ્મીરા નાચીરહી !

જળ જળ જળમય ભર્યું ધરાતલ, ઝરણા ગિરિવર સતત ઝરે
ખળ ખળ ખળ રવ ઘરર ઘરરરવ, અવનિ ને આકાશ ભરે
ગિરિવર માળ વિરાજી રહી, શ્રી કશ્મીરા નાચી રહી !

વસુધા મધુરી સુધા છલકતી, શૈલ ગગનતલ ચૂમી રહ્યા
ઠામ ઠામ સૌંદર્યદેવીની, હૃદયંગમ અતિ મધુર અહા !
વીણા અજબ વાજી રહી, શ્રી કશ્મીરા નાચી રહી !

ધોધમાર ધસમસતા ઉજળા, ઉછળે હિમજળ અનહદ જ્યાં !
પહાડના શિર પીગળી પીગળી, વહેતા ચોગમ જનપદમાં,
ઉષ્મા અહીંથી નાસી રહી, શ્રી કશ્મીરા નાચી રહી !

ઉભા નભમંડલને ઘેરી, ઉન્નત ભવ્ય પ્રચંડ–સુધીર
ભારતના પ્રતિહાર સરીખા, હિમગિરિ શોભે ધવલ શરીર
ગંભીરતા ગાજી રહી, શ્રી કશ્મીરા નાચી રહી !

બ્હેકે ભરચક કુસુમે ખીલ્યા, નંદનવન શા મનહર બાગ
નૈક ફુવારા બહુમુખ ધારા, ઉછાળતા જલશિકર વિભાગ
સ્વર્ગછટા છાજી રહી, શ્રી કશ્મીરા નાચી રહી !

કાંચનતપ્તસમી તન કાંતિ, સુંદર ચટક ગુલાબી ગાલ
ઘેરી શ્યામલ કુંતલ ચંચલ, અલકલટો શી રમતી ભાલ
સુંદરીઓ રૂપરાશિ મહીં, શ્રી કશ્મીરા નાચી રહી !

દેવદારૂથી ડુંગર લીલા, ધરતી લીલી ડાંગરથી
ઉપવન લીલાં મૃદુલ ઘાસની, મખમલ સરખી ચાદરથી
આદર દિલના યાચી રહી, શ્રી કશ્મીરા નાચી રહી !

તરુ-સૈનિકશાં પોપલરોની, ગગન પ્રલંબિત સરલ છટા
ગાઢી શીતલ ચિનારની શુભ, નયન મનોહર પથતરુઘટા
વનરાજી અહીં લાજી રહી, શ્રી કસ્મીરા નાચી રહી !

વાદળનાં દળ ઉમટી ધવલાં, પર્વતની પાછળ નીકળે
શું ગિરિપાળે ક્ષીરસિંધુનાં, પ્રચંડ એ મોર્જા ઉછળે ?
રમણીયતા રાચી રહી, શ્રી કસ્મીરા નાચી રહી !

ખળખળાને ડેલી ઉલા, પ્રપિતા હિમગિરિના પૌત્રો
યુગ યુગની ઉથલપાથલના, ગાતા ઘોર સ્વરે સૂત્રો
કે ગહનતા ગાજી રહી, શ્રી કસ્મીરા નાચી રહી !

ધરા લસંતી જળ લક્ષ્મીથી, જળ વિલસંતાં કમળોથી
કમળો પ્રેર્યાં નવનવ કુસુમે, રમ્ય ગુલાબ ખીલ્યાં સૌથી
પ્રસરી સૌરભ તાજી રહી, શ્રી કસ્મીરા નાચી રહી !

ચાંદની સરતી છલતા સરપર, ઉડી ખીણે તિમિર સરે
પર્વતપર વાદળદળ સરતા, ચપળા શી ચમકાર કરે !
ઘોર ચઢી ઘનરાજીમહીં, શ્રી કસ્મીરા નાચી રહી !

હિમથી શ્વેત અને હરિયાળો, પ્રદેશ શ્યામલ શૈલ વિષે
સ્ફટિક-નિલમ-વૈદૂર્ય ખચિતશો, ભારત માનો મુકુટ દિસે !
પ્રભા દિગંત પ્રકાશી રહી, શ્રી કસ્મીરા નાચી રહી !

સંધ્યાને ગિરિપર પશ્ચિમમાં, પ્રતિદિન નવલા રંગ ચડે
અને ઉષાને અભિનવ સ્વાગે, અદ્‌ભુત દિવ્ય પ્રકાશ વડે—
સજાવતી પ્રાસી રહી, શ્રી કસ્મીરા નાચી રહી !

જળદેવી શી ચિનાબ જેલમ, જળના બહુ ભંડાર ભરે
અનિલ અનેરો શીતળ બલપ્રદ, સ્થળ સ્થળ હિમઅંબાર કરે
હિમધવલા પ્રતિમા શી થઈ, શ્રી કસ્મીરા નાચી રહી !

ઝાડપ્હાડ ને ઝરા મનોહર, સરિતા સરવર સભર ભર્યાં
પુષ્પે છાયાં લીલા ઉપવન, હિમ નિરખીને નયન ઠર્યાં
કુદરત નિત્ય નવાજી રહી, શ્રી કસ્મીરા નાચી રહી !

('સૌરાષ્ટ્ર શિક્ષક')

ત્રિભુવન વ્યાસ.

# કંસારાનો કોયડો

. રાગ—ધીરાની કાફી .

કાગળિયામાં સાધા રે
  માથા મેઈ સીવી દિયો હોજી !
આતશના અજવાળા રે
  આતમથી કો ઓળખો હોજી !

ઘટઘટના આ ઘટમાં
  બે હારી અંજવાશ,
ત્રિભુવન તમસે ભર્યું
  તયે પ્રગટયો તું આભાર
બે હારોના ભેદુને
  આતશમાં ન ઓળખ્યો હોજી !

પોલાણોમાં પ્રેમની
  તે ચેતાવી ચીનગાર,
ધખાવી ધમનો રહ્યો
  એ ધમણોથી ય દેખાર
ભુવનોના ભગારો રે
  અગની ઓજે ઓરવ્યા હોજી !

એકમ રસની દેગમાં
  તું ઉકળ્યો અપરપાર,
ઘાટ રચીને ઢીમના
  તું સૂક્ષ્મ થયો સાકાર,

કણકણમાં યે કોયો રે !
એ કંસારાનો કોયડો હોજી !

ભવભવની ભઠ્ઠી ચણી
એણે સળગાવ્યો અંગાર,
તાવણુ માડી તાવિયો
એણે આતમનો રસ ભાગ,
  ત્રિભુવનને તારે રે !
જ્યોતિ તો જાપો જપે હોજી !

આજે મેગી મેડિયા
વચ્ચે સૂરજની સગવાગ
  મ્હારે આતમ-શે'રે માંડયો
  મ્હે અજર અમેઘનો પાટ,
  અક્ષર સાધર આવ્યે રે !
  ત્રાપો તરે તોરથી હોજી !

ત્રાપાએ તુબી લઈ
બેરો જીવનમતનો સંઘ
આવ્યા 'ઓહમ્'ના ધણી
  મ્હારા ભર્યા ઓજસે અગ,
દાનામાં ઠેરાણો રે !
  જીવતરના વાસણુ વસ્યા હોજી !

('ઊર્મિ') સુધાંશુ



# કવિનાં કુસુમો

કવિશ્રીએ કાવ્ય ઘણા બનાવ્યા
કો પુષ્પની સૌરભ સ્નિગ્ધ જેવા,
ને અંતમાં કોઈ પ્રિયા રિઝાવા
રચ્યુ પ્રિયા કાજ મધુર કાવ્ય.
તે કાવ્યની પ્રાણ બની પ્રિયા જે
સૌન્દર્ય તેને અદ્દકું વર્ણવ્યું'તુ,
જે વાણી જે કાવ્ય મહીં જ શક્ય
તે વાણીથી વર્ણન રૂપકેરું
પ્રિયાતણું, તે કવિએ કર્યું'તું.

એ રૂપરાણી સમીપે કવિશ્રી
ધરી શકે શો ઉપહાર રમ્ય
સિવાય કે પુષ્પ તણા જૂથોને
ગૂંથી ધરે કાવ્ય મહીં અનેરા ?

ગુલાબ લીધું, બટમોગરો, ને
ચંપો, ચમેલી, જુઈ, મોગરો, ને
ડોલે પ્રિયા સૌરભ જેની લેતા
તેવું ભર્યું ડોલર કાવ્યમાંહે.
અને બીજાં અન્ય અસંખ્ય પુષ્પો
જેના નહીં નામ કદા હું જાણું
તવા બધા કાવ્યમહીં કવિએ
ભરી, પ્રિયાને ઉપહાર આપ્યો.
ને અંતમાં 'આ ઉપહારનો શો
રહ્યો પ્રિયે ! અર્થ તમે કદાપિ
આ પ્રેમીને અંતર જો ન આપો,
જેનું વહે અંતર આપ સોદી ?'
એવું લખ્યુ કૈંક અને પ્રિયાની
કને જઈ કાવ્ય દીધુ સ્વહસ્તે

એ વાચી સૌદર્ય વધે પ્રિયાનું
ઓષ્ટે રમી રહે સ્મિત એક છાનું.

*

અસંખ્ય પુષ્પો વનરાજિ મધ્યે
ખીલી રહ્યા, જેમ સુરમ્ય ઓષ્ટે
આછા સ્મિતો કો નવયૌવનાના,
વસંતની કોઈ પ્રભાતવેળા.
એ પુષ્પની સુંદરતા ભુલાવે
સૌન્દર્ય એવુ નિજમાં ભર્યું'તુ,
એવી પ્રિયા ને કવિ તે રસજ્ઞ,
ત્યા એકદા તે સ્થળમાંહીં આવ્યા.

'પ્રિયે ! હશે સુંદર તું વધુ કે
નિસર્ગની સુંદરતા બધી આ ?'
વદી, પ્રિયાના મુખને નિહાળે
ગુલાબના પુષ્પ રમી રહે ત્યા.

હતું તહીં સુંદર એક પુષ્પ
એ પુષ્પના ગુચ્છમહીં પડેલુ.
ઔત્સુક્યથી તે સહસા ઉપાડયુ
અને ધર્યું તે કવિને સામે
'નિસર્ગની સૌરભથી ભરેલ
આ પુષ્પનું નામ નહીં હું જાણુ
કહો, વસે એ તમ કાવ્યદેશે,
વદી, પ્રિયા એ કવિને નિહાળે.

'એ પુષ્પનું નામ હું યે ન જાણું'
'ને આ ?' પ્રિયા પુષ્પ બીજુ બતાવે.
'નહીં','ન આ ?''ના,નહિ એય જાણુ,'

આશ્ચર્યમુગ્ધા બની તે રહે ત્યાં.

'તમે લખો કાવ્ય નિસર્ગકેરા
પુષ્પો થકી એ સઘળા ભરેલાં
ને પુષ્પને ઓળખી યે શકો ના ?'
પૂછે પ્રિયા વિસ્મિત ચારુ નેત્ર.
'ના, નામ એ તો સઘળા અમોએ
ગૂંથ્યાં મહીં, કાવ્ય સુશોભનાર્થ

માધુર્ય જે શબ્દ ભરે બીજાનાં
કાવ્યોમહીં, શબ્દ જ તે ગ્રહીને
માધુર્ય માટે અમ કાવ્યકેરા
અમે અમારા પદમાં સુહાવીએ.
સંબંધ એ શબ્દ અને પદાર્થનો
જાણ્યે પ્રિયે ! લાભ કશો થવાનો ?

'શું એમ ? એ કાવ્ય સુશોભનાર્થ
વદી ગયા નામપરંપરાઓ
પુષ્પોની, ને એ ઉપહાર આપ્યો

તમે પ્રિયાને ? બસ, એજ દાન ?
કાવ્યો મહીં શબ્દ તણી મીઠાશ
રહે, શું એ માટ જ પ્રેમ વ્હાલો ?
ને જેમ જાણો નહિ પુષ્પ જોતા
શું તેમ ના પ્રેમ કદા પિછાનો ?

પુષ્પો ધરો કિન્તુ ન પુષ્પ જાણો
તે પ્રેમને પ્રેમરૂપે પિછાનો ?
એ પ્રેમ તો કાવ્ય સુશોભનાર્થ,
પ્રિયા ઉરે એ ઝીલવો ન શક્ય.
" ઉરો પ્રવાહી કરી પ્રેમકેરી
નદી વહાવું પ્રિય પાત્ર માટે "
એ સર્વમાં શબ્દ તણી મીઠાશ,
ભલે હશે કાવ્ય, ન પ્રેમ કિન્તુ.

વદી, બની ક્રુદ્ધ, સુરૂપ બાલા
વહી ગઈ ત્યાં કવિને મૂકીને,
ને એકલો તે કુસુમો નિહાળે
પ્રભાતમાં ત્યાં કુસુમો હસી રહે.

['પ્રસ્થાન']

ગુલાબદાસ બ્રોકર.

## કેમ કે અનાદિ

: વસંતતિલકા :

આંબા તણી સુરભિ ફોરતી મંજરીનાં
છૂપાઈને મધુર કોકિલ કૈં કુહૂકે;
ને કંઠથી, ઋતુ-વસંત-મદે સવે છે
બેફામ, મત્ત, કુહુકાવલિ અસ્ખલિત.

પીવા ગએલ જળ પાળ તળાવ કેરી,
જાળે ફસાઈ તરફડે દઈ ચીસ હોલું;
ચિત્કાર આર્ત કરતું અહીં સખ્ત દાબ્યું
પારેવડું કળકળે શકરા—નહોરે.

હોલાં કબૂતર તણી સહુ જિંદગાની
કેરી હરેક ક્ષણમાં પડછાંય-બાજ;
પ્રત્યેક કોકિલ-વિરામ-પલે અનેક
ચીસી તીણી ઉંડી શમે; ક્રમ કો અનાદિ.

તું યે ભલે કવિ ! લવે મૃદુ પ્રેમકાવ્યો,
હર્ષસ્વરો તળ ડુબ્યા જગ આર્તનાદો.

['કુમાર'] તનસુખ ભટ્ટ

---

## ચંડોળને

(: મિશ્રોપજાતિ : પૃથ્વી :)

ચંડોળ ! તારી સ્વરપાદ-પંક્તિ
ધરી જગે તું, નભયાત્રી થાતો;
આકાશની સોનલ પંથ—દડીને
પલોટતો, અંતરગાન રેલતો:

ધપી રહ્યા આગળ વ્યોમ-પંથ જે,
તે માટ તું ચિંધત માર્ગ પાખથી
જણાય ના તું અમને, તથાપિ
દોરી રહે દૃષ્ટિની દિવ્ય દોરે;

તારો પડચો પંથ અનંત ઉચ્ચશો !
શાને છતા ચક્ષુ ખુંપે ભુમિપે ?
અખૂટ સૌન્દર્ય મધૂર પ્રીતિ.
ફેરી ફરે હેલ સ્વનેત્ર દ્વારથી !

'ઘુમી ગગનમાં અને નજર રાખવી પૃથ્વીમાં:'
કવિ ! જીવન ઉચ્ચનો વિશદ મર્મ ઝીલી રહું.

('ઊર્મિ') મોહિનીચંદ્ર



## જૂનાં પગરખાં

[ શિખરિણી ]

ફગાવ્યાં ગુસ્સામાં સડકપર જૂનાં પગરખાં,
ફુલાવી ફૂલાવી જગત કર્યું જેનું વરસદિ:
નવાં લેવા ન્હોતું મન ન થતું જૂનાં નિરખીને
નવાને મોહાન્ધે જીવન કર્યું જૂનું રઝળતું !

ખિજાઈને નાની કુસુમ રડી 'મારે નવ ખપે
જૂની ચુંથાએલી ચુંદડી; લઈ આપો અબઘડી
નવી,' ત્યાં બા બોલી 'જુની કશુંય જાણે ન કરવું,
પથારીમાં આખું વરસ રહી માંદી વહુ; ગગા!'

ગયો હું કંટાળી નિરખી જુનવાણી પગરખાં,
બચુડી યે જુની ચુંદડી થકી ત્રાસી ગઈ હવે,
નહિ બાને જૂની વહુ તણી પથારી પરવડે,
નવી વસ્તુ માટે અધીર બની બેઠાં સહુ અમે !
અમે અંધારાનાં વતની વિજળીચાપ નિરખી,
ભુલી બેઠાં તારાસૂરજશશિની જીવનગતિ.

[ 'કૌમુદી' ] ઇન્દુલાલ ગાંધી

---

## જાની દોસ્ત

બહુએ મિત્ર શેરીના મળ્યા ને ચાલતા થયા,
પરંતુ તું સમો ભેરૂ મળ્યો ના હજુ અન્ય કો.

મળ્યો તું સાંજના જે દિ' ઓળખીને ઉદાર દિલ,
અહર્નિશ સાથ રહેવાને પ્રેમનાં પારખાં દિધાં,

ભૂલથી ગાધીને હાટે જૈ ચડ્યો તોય ના ગમ્યું,
ફરી તું દોડતો આવ્યો ઝાલ્યો હાથ વિયોગથી,

અંધારે મેં દગો દેવા યત્નો કીધા ગણાય તે,
કરી સૌ માફ તેં મારા પ્રેમને પાઠ શિખવ્યો.

ઉર્વશી પ્રેમ ના જાણે, ના જાણે એ શકુન્તલા,
પ્રેમને પેખતું હૈયું તે ખોટા રૂપિયા જ તું!

('ઊર્મિ') ગૌતમ

## ચંદ્રા

તે સૌ એનાં કમળમુખને ચૂમવા રોજ રાત્રે
નાના—મોટાં, રૂપ—કુરૂપ કે વર્ણના ભેદ ભૂલી,
આવે ને એ સ્મિતકુસુમના સ્વસ્તિકો ચારું વેરી,
રહેતી હૈયે થનગન થતી ઊર્મિમાળા અનંત
વ્હીલાવીને, પળ પળ સહી વેદના કો અકથ્ય.

જીવનપંક મલીન મહીં તનુ
કુબજી શોધતી શું રસપોયણી ?
જગતના ધનથોર તમો મહીં
ભટકતી કયું તેજ નિહાળવા ?

રૂપજીવા હતી તો યે જન્મો જન્મ તણો સખા
ઝંખતી ઝંખનામૂર્તિ બનીને ચિત્તશૂન્ય એ,
કોતી શાહે ધરી શ્રદ્ધા ભાવિ જેવું અગોચર
વાંચતી વ્યોમનું હૈયું તેને ન્યાળી પળેપળ ?

હશે જ શા મન્થનની પ્રચંડ
ઝડી ઝિંકાતી ઉરમાંહી એના ?
હશે જ વા કો સ્મૃતિપુષ્પ પૂર્વનું
મ્હોર તું ત્યાં શતશત્ મૃદુ પાખડીએ પ્રફુલ્લ ?
સોભાગ્ય એનું નયને ય ન્યાળવા
મયંકને ના ભાવયોમ કેરા ?
ને ઝીલતા હાસ્ય સુગંદ એનું
બઢાવવી ના ભરતી કદી ય ?

ને એની કામના કેરાં મંગળ પીયુષે ભર્યો
દેવદાસ ઉભો આવી ગેહે તે દિ અચાનક;
ઊગ્યા ઉરી અંકુર સૌ અપૂર્વ
પ્રગાઢ એને ઉર વૃત્તિ કેરા;
અને મૃદુભાર સહી લજામણી
લજાઈ ઊઠી સહસા જ આપથી. ૨૭
અંધારું ચીંધવા કાજે લિસોટો ક્ષણ તેજનો
સળગી આથમ્યો ત્યારે સ્થિતિ સમજી સત્ય તે.
ને તે પછી જીવનવાદ્ય કેરા
તંતુ બન્યો એ, સ્વર સુપ્ત ઉરના
બન્યા અધીરા રણકાર વ્હાવવા!
અંગાંગમાં ચેતનમંજરી ધરી,
વસંતનો વૈભવ મુગ્ધભાવે
ફૂલી ફાલી ચહે અર્ઘ્ય અર્પવા જ ચિરંતન. ૩૫
ને એ ?

એ તો એનાં ઉરઉદધિનો વાડવાગ્નિ અબૂઝ
હૈયા કેરા પ્રણયરસથી અન્યના, ભાવશૂન્ય.
આવ્યોતો ઠારવા કાજે ચંદ્રા પાસે અચાનક. ૩૮
સંતાપના ડુંગર શા શિરે પડ્યા
પ્રચંડ કે વીજઝીલેલ વૃક્ષ શું,
ઘડીકમાં પલ્લવ પુષ્પ હીણું
શોષાઈ તૂટ્યું તન એ પ્રફુલ્લ ?

ને સ્વચ્છ એ જીવનજાહ્નવી જળ
ડહોળાયલાં મ્લાન બની દીસે કયમ ?
શેં નિર્જળા નેનકળા મહીં ઉડે
ભર્યાં દીસે દુઃખ, વિષાદ, મ્લાનતા ? ૪૬
એવા તે શા શ ઓથારે ભીંસાયું ઉર એહનું
કે ધા નાખતો મૂક જીવે જીવ્યાંમૂવાં સમું ?
હતા સ્વજન કોઈના ? નહિ ભવાબ્ધિમાં સંગિની
બની પથ તરાવવા હૃદય પ્રેમભીનું મળ્યું ?

હતુ જ નવ કોઈ કે સદ્દસુકાન હીણું રહે
વિદીર્ણ ઉરનાવ એનું ડૂબતા સુધી આથડી? ૫૨

જીવનવ્યોમ મહીં ઘનઘોર યે
પરમ મંગલ તેજ પ્રસરતી,
યુગયુગોતરની સખિ—સંગિની
હતી; છતા ક્યમ ઈન્દુકલા સમી
ક્ષણુ ઉગી ગઈ આથમી પાર્વતી? ૫૭

મૃત્યુની આંધીમા ડૂબે અનેકાનેક તો પછી
ડૂબે એકાદ તો તેનો કરે કોઇ શું આરતો?
મૃદુલ ના તનવેલડી શૂન્યમા
ભળી હતી પ્રિય પારુ તણી છતાં,
ઊગીને આથમી આભે દેવદાસ તણા સદા. ૬૨

સદૈહા કરુણા જેવી પળી પારૂ પરગૃહે
તે દેખી દાપતું એનું ભગ્ન હૈયુ સનાતન.
ને જીંદગીનો પથ દીર્ઘ કાપતા
પડી, ખડી; શેષ રહેલ એના
જિહ્વાયલાં જીવનની મૃદુતા
પરે ધરીને ડગ શૂન્યભાવે,
ધિક્કાર, ઘૃણા, છળને કટુતા
તણો ધરી બોજ, રૂપાજીવાનો
ઋણાનુબંધને બેઠો પ્રણાધિક પિયુ બની. ૭૧

નિગૂઢ જે નીંગળતા વ્રણો પડ્યા
અનેક, હૈયે મૃદુ દેવદાસના;
ચંદ્રા ચહે જીવનધન્ય માની
રુઝાવવા આતમધાર રેલી;
તો યે એનું હૃદય સ્મૃતિમા અન્યની લુબ્ધ દીસે. ૭૬

ભૂતકાળ તણું પીવા અલભ્ય ઝાંઝવાજળ
ધીમે ધીમે બને એ તો જિંદગી રણુમા મૃગ,

ક્યા આ જાણતી તો યે હૈયે ભર્યાં છલોછલ
પ્રેમામૃતે સહે ચંદ્રા તપ્ત રણો રસાળવા.

વિનવી ભાવ વડે મૂક એ રહે;
'હૃદયમંદિરમા વસજો, પૂજું
પુનિત મૂર્તિ સમાન ગણી' :–તદા
'નવ હું જે નિરખો નજરે તમે'

ઉચ્ચરતો સત ગૂઢ સનાતન
નાદેથી ભવ્ય એના હૃદયતલ થકી ઊઠતા, દેવદાસ ૮૬

તો યે તે ઘેલુડી ચંદ્રા વહાવી ઉરથી સુધા
તોષવા આરજૂ એની ગણે ના અવહેલના.

પરંતુ જે વર્જ્યરેખા- વિધાત્રી
ઝીંકે સદા અંતરમા અદીઠ,
સીંચે કદી સ્નેહ અખંડ તો ય
પ્રયત્નથી માનવના ભુંસાય ?
વંટોળમા કાળ તણા ભયંકર
જતા ઊડી ડુંગર· સિંધુ ને યુગો
મૂક્યા વિના જ્યા અવશેષ એમના
કેવી રીતે ટકે ત્યા ચરણ લથડતા, માનવી રાંક કેરા ? ૯૬

અહીં મણ નિગૂઢની પીઠ અસહ્ય એવું તનુ
પળ પળ વિફલાઇને તિમિરશૂન્યમાહીં ભળે,
છતા નયન ઝંખતા દરસ એક પારુ તણા,
પ્રિયા હૃદયમાહીં જે યુગયુગાતરોથી રમી
રહી; વળી રચાઈ જે જીવન અન્યશી એહના—
પ્રિયા—પ્રિયતમા—પવિત્ર ઉરમૂર્તિ શી પાર્વતી ! ૧૦૨

અને ટમટમી રહ્યો જીવનદીપ એ જાળવી,
'ભૂલીશ નવ કોદિ હું' વચન વેદના નીતર્યાં
વિદાય વખતે વદી; પથ પળ્યો અને ભગનશી

કરુણ નજરે રહે યુગ અનન્ત શો પંથ એ
નિહાળી, ઉરભાવને શબ્દદેહ આપ્યા વિના
વદી ઘણુંય, સ્થાન જો હૃદયમાં મળે તેટલું !' ૧૦૮
અને અધવચે જ એ,
પળ્યો પંથ અજાણ કો;
અજાણ પથ જ્યાં જઈ, નહિ જ કોઈ પાછું ફરે.

અચાનક શું આવશે જયમ સ્વયં હતો એકદા
ઉમેલ ઉરપાસ જે યુગ અનેકથી ઝંખતું
પ્રમુગ્ધ: કદિ આરજૂ પૂરણ એની થાશે અને
પ્રફુલ્લ પ્રિયદર્શને ઉરપરાગ મ્હોરેલ તે
પદે પ્રણયઅર્ધ્ય અર્પી ફરી ધન્ય થાશે હવે ?

[ 'કૌમુદી' ] પ્રેમશંકર હ. ભટ્ટ



## પાર્વતી

સૂતેલા મુજ હૈયાના જગાડે કોણ તારને ?
અને કોણ બહાવે છે ત્યાંથી સ્વરની ધારને ? ૨

સીતા હશે એ करुणस्य मूर्तिं ? વા
તપસ્વિની એ શું હશે શકુન્તલા ?
હશે શું વા એ પિનિલોપ ગ્રીસની ?
વા એ હશે કુમુદ સંસ્કૃતિસત્ત્વ જેવી ! ૬

અથવા ઉરિકમોનાના આર્ય હૈયે અવી રહ્યો
સનાતન હશે પુણ્ય પાવન સ્રોત મૌગ્ધ્યનો ? ૮

નથી કશું; એ નહિ કોઈ મારા
આજે ઉખેળ ઉરના પડોને;
ન આજ તેને સ્મૃતિસ્પર્શ, મારો
ગુંજી રહે અન્તરઐક તારો. ૧૨

દેવી કે દેવજાતા વા વાદળોમાં વિરાજતી
સુન્દરી કોઈ ના મારે વસી આજ ઉરે રહી

પરંતુ આ અન્તરમાહિ મારા
ગાથા રમે આજ ગરીબ કેરી.
કલ્યાણિની; કામણુ મે ધરાના
જેથી લહ્યા સ્વર્ગ થકી અનોખા.

પૃથ્વીને જડ હૈયે યે કવિતા આવી જો સ્ફુરે,
તો કોના ઉરમા જૂદી ઝંખના સ્વર્ગની રમે ?

સ્વર્ગે મદા પ્રેમતણી પ્રસન્નતા,
ગીતો સદા જીવનની વસન્તના,
સંતૃપ્તિનું સંતત ધામ એ તો,
પ્રદેશ એ કેવળ પૂર્ણતાનો.

કલ્પવૃક્ષ તળે શેણે સંભવે ઓરતા તહીં ?
ને તેથી સંભવે શેણે કવિતા તુજ પાર્વતી ?

મનોરથો જ્યા ઉદતા વિરામે,
ના આરજૂ જ્યા કદિ ચિત્ત જાણે,
ત્યા સંભવે કેમ જ કાવ્ય તારું,
સ્વપ્નો તણા સંતત સર્જનોનું

પંકમા પોયણી જેવી જન્મી ગેહે ગરીબના
ભણ્યા વિણ વણી દીધી જીવનને ભવ્ય તે કવ્યા'

શબ્દમાં ન સરી તારી ભાવના ઉર મુગ્ધની,
તો યે કાલ જતા ત્યાથી મ્હોરી કવિતમંજરી

રંગો ગ્રહી યૌવનની ઉષાના
તેં ચીતર્યું ચિત્ર હશે રુપાળુ,
નવા જ ભાવે ઉર મુગ્ધ કેરા,
ગુંજ્યું હશે જીવનગીત ન્યારું.

ગીત તે સંભળાવ્યુ યે હશે તે દેવદાસને,
રાપીને સુખનું શાણું સ્વપ્ન તેને પ અન્તરે

સંચી રહી તું સુખસ્વપ્ન, મુગ્ધ ઓ !
શા ભાવથી અન્તરનાં દળોમાં ?
ને શા પ્રયત્ને પમરાવવા તે
મથી રહી તું જગજંગલોમાં ?

જગતની સહી તેં અવહેલના,
કટુ સહ્યા પણ તેં જગવેણુના;
ચહુ દિશે ચડી આંધી વિરોધની,
પણ ડગી નહિ નિશ્ચયપાખડી.

તે ડગી, ડગતા હૈયું નબળું દેવદાસનું;
સોપાયું મિત્ર તારું ને ગીત તારું ડૂબી ગયું.

અને પરાયાં ઘરમા પળી તું
સ્વમાનની જ્યોતિ અખંડ સંચી;
અને રસસ્વપ્નની ભસ્મમાંગી
સર્જી રહી તું તપ કેરું સ્વપ્ન.

એ સ્વપ્નનાં સર્જનકાર્યમાંથી
માંગલ્ય મ્હોર્યું ઉરના વિષાદમાં;
નૈરાશ્યની નિર્મલ ભવ્યતા ધરી,
તપસ્વિની તું જગમા બની રહી.

ને આત્મની સૌરભ તું બહાવતી
ફોરી રહી કો કુલમાધવી શી;
પૃથ્વી પરે પ્રેમની પૂર્ણિમાના
તું પાથરી પુણ્ય પ્રકાશને રહી.

ને છતાં પૂર્વનાં આષ્યાલીધા અન્તરની કથા
સ્મૃતિનાં પુષ્પ રૂપે પે અન્તરે સાચવી રહી.

દિનના દિન ચાલ્યા ને વીતી કૈં રજની ગઈ,
વર્ષોનાં વર્ષ વીત્યા ને યુગ જાણે ગયો ફરી.

દેવદાસતણી 'પારુ' લાડિલી તું મટી ગઈ,
અને નખશિખાન્તે તું 'પાર્વતીમા' બની રહી. ૬૮

ન તોય તારું સ્મૃતિપુષ્પ સ્નેહનું
વિલાયું અન્તરતપને અખંડ એ;
ઉદાત્ત તારા ઉરકાવ્યના રસે
તું જાળવી એની રહી કુમાશને. ૭૨

'કહ્યું છે દેવદાસે, તો એકદા આવશે જ એ'
શ્રદ્ધાથી સબળા સેવી નિરખી રહી વાટને. ૭૪

અને યદા આખર આવિયો તે,
સન્ધ્યા તણી અન્તિમ રેખ તેના
સૂના સૂના જીવનઆભ માહે
વિલાતી'તી મૃત્યુ તણા તમિસ્ત્રે. ૭૮

ને હતો જગના લોકે, 'હતભાગ્ય, અસંયમી,
પાપિષ્ઠ' કહીને એને વગોવ્યો ને વિછોડિયો. ૮૦

છતા ય તેં જીવનભેર પેલું
સંચેલ તારું ધર્યું પુષ્પ એને;
ને એહની આથમતી કલાને
દીધી રસી તેં કુમળાં કવિત્વે. ૮૪

દેવદાસ ગયો ડૂબી શૂન્ય સિંધુ અનંતમા
અને જીવનના તુ યે ડૂબી ગૈ અન્ધકારમા. ૮૬

અન્ધકારે ય આશાની નિહાળી તેં પ્રભા કશી!
કે ફરી સ્વપ્નભસ્મેથી સ્વપ્ન બીજું ઘડી રહી? ૮૮

સ્વપ્નની ભસ્મથી સ્વપ્નો નવા તુ પ્રગટાવતી,
ભવ્ય કો સ્વપ્નશા તારા કરી જીવન ગૈ઼ી. ૯૦

નમુ જીવન કેરી એ કલાને તુજ, પાર્વતી!
કલા—જે પૃથ્વીહૈયે યે કવિતા પમરાવતી. ૯૨

('કૌમુદી') મનઃસુખલાલ ઝવેરી

## તદા પ્રકટજો નિશા!

: પૃથ્વી :

નિશા! રજની સુંદરી! તવ વિરાટ આ શ્યામલા
સુરમ્ય મૃદુ સાળુને અનિલ લ્હેરતે પાલવે
વીંઝયું જગત જંપિયું સુખદ શાન્ત નિદ્રા મહીં,
સમગ્ર દુઃખ ખેદના જીવન કારતાં બંધનો
ભૂલી ક્ષણ, ઉરે ધરી સ્વપનમાલ્ય શી મોહના
ભવિષ્ય અણજાણની, સુખદ ભૂત સૃષ્ટિતણી
નશા! જગત પોઢિયું તવ કૃપા ભર્યું, કેમ ના
જરા મુજ ગરીબપે તવ ઉદારતા દાખવે?

નહિ—! ઉર ન વાંછતું, મુખ ભલે ચહે એ કૃપા;
યદા જીવનધૂપના મધુ સુગંધગંધે ઉરો
સમગ્ર જગના સુવાસિત કરી જ, દુર્ગન્ધ એ
કરી ઉરઉરેથી દૂર ઘન સ્વાર્થ ભાવો તણી
નવીન પ્રકટાવું સામ્ય—જગ—ભાવના વિશ્વમા,
તદા પ્રકટજો, નિશા! જીવનની જ નિદ્રા ચિરા?

('કુમાર') પ્રહ્લાદ પાઠક

## તારલી

આકાશ સાગર સંગમભોમમા
સન્ધ્યાની જ્યોત રમી વિરમે,
અંધારના પડ વિશ્વને આવરે
આકાશે તારલી એક ઊગે,
વ્યોમ વિરાટમા એ ન ડૂબે.

એવી વસી મારે અન્તર તારલી,
એના ય તેજ અનસ્ત રહ્યા;
વિશ્વને ઘેરતા, ઘૂમરી ઘૂમતા
એને ન વાદળ કોઈ નડયા,
તેજ એના ન જરી પલટયા.

સૂરજચન્દ્રના તેજ તણી મારે
હૈયે જરી નહિ આશ ધરું;
તારલી નાનીશી તેજ ઝીણું ઝરે,
અન્તર એ જ ઉજાસ ભરું,
અંધાર સાથ એ તેજ લઉં,
જીવનમાર્ગ ન ભૂલો પડું.

('પ્રસ્થાન') બાદરાયણ

## નવકાલસર્જના

: વંશસ્થ :

ધરા તણાં નીર, નવાણ ને ઝરા
વરાળની ઝાળ રચી જલાવતો,
અખંડતપ્તા બળતી વસુંધરા—
સૌભાગ્યના સ્વાગ પુરા પ્રજાળતો,
માર્તણ્ડ ચણ્ડો નભમણ્ડલાણ્ડમાં
દહી રહ્યો દારુણ દુઃખિની ધરા;
પૂષા જળાને નભ—ચૈત્ર મધ્યમાં
સ્વનામને બે ઘડી વિરમ્યાં હવા.

આષાઢની આર્દ્રની ઝડી પડી,
ખીલી તડિત્‌–વલ્લરીને વર્ષતથી;
વર્ષા તણા નીર, સમીર–તાંડવે
સંગે કડેડયો ઘન–ભાર માંડવો.
મેઘો રૂઠ્યો મુશળધાર વર્ષતા
આદિત્ય–ભઠ્ઠા પૂર માહી કર્ષતી:
ગાજે દશોદિશ બુલંદ ગર્જના:
ઉત્પાટજો હો! નવ–કાલ—સર્જના

('કુમાર') તનસુખ ભટ્ટ

## પથ્થર ઘડજે રે

પ્રભુ મને પથ્થર ઘડજે રે
નથી મારે હીરલો થાવું રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે.

હીરો બની મારે પેટી પટારે
ઢૂંઢી ન મરવું તેજ,
પ્રભુ મને તેજ ન દેજે રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે,

પથ્થર ઘડજે ને કયાંય પટકજે
નદી સરોવર તીર,
મને સૌ પીડતું છોને રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે

હીરો બની કોઈ એકજ નર કે
નારીનો થાઉં દાસ,
પથ્થર થઈ પૃથ્વીની સેવારે,
કરી મારે લ્હાવજ લેવારે
પ્રભુ મને પથ્થર ઘડજે.

તેજ હીરામાં ને ઝેર હૃદયમાં
ગમતું મને ના એમ,
પ્રભુ મને પથ્થર ઘડજે રે,
ઘડી મન ફાવે ત્યાં ધરજે રે

પ્હાણને આપે પ્રભુપદ લોકો
હીરલે જડતા અંગ
એમાંથી તું ઉગારી લેજે રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે

પ્રભુપદ કોઈને દેજે રે
મને તો તું પથ્થર ઘડજે રે
કહું દેવ, આટલું કરજે રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે

('ઊર્મિ') જેઠાલાલ ત્રિવેદી

---

## દિવાસ્વપ્ન

[ પૃથ્વી ]

હતા ભરબપોર ધોમ ધખતા જ વૈશાખના,
નિવૃત્તિ-ઉરમાં હતું તડફતું જગત-માછલું,
વિશાળ ખુરશીમહીં નિકટ બારીની હું પડ્યો,
મહોદધિ તરંગખેલમહિં મસ્ત હું ન્યાળતો

સમીપ જ પડ્યાં હતાં સરસ કાવ્યનાં પુસ્તકો,
પરન્તુ મુજ નેન તો પવન ફરફરે પરવર્યાં
નવીન જ પ્રદેશમાં, ત્યહિં થયો ચમત્કાર શો !

યુવાન હું મટી ગયો, સરકયું જ્ઞાનગાંભીર્ય સૌ,
કિશોર હું ફરી થયો, થનગનાટ પામ્યો પુનઃ;
સુરેશ, મનુ, બિન્દુ સાથ બસ ખૂબ મસ્તી મચી,
થઈ તુરત ત્યાં શરૂ રમત આંબલાપીપળીઃ
ઉરાંગ સમ કૂદતા વિટપ વૃદ્ધ વડલાતણા,
અધો શિર બની વળી વડજટાસરે હીંચતા;
થયો કડડાટ શો ? વડ હલ્યો ! અમે એ પડ્યા !

ગયાં નયન ઊઘડી સ્વપ્નસૃષ્ટિ પામી વિલય;
કરી નજર બ્હાર–બે ઝગડતા હતા આખલા.

('પ્રસ્થાન') મિત્રાવરુણી

---

## પ્રયાણઘડી

રાગ : સારંગ

રંગ્યા ક્ષિતિજને કિનારે
સૂરજદેવ! ઉભા રહો રે.
સોનેરી સિંધુના એ તીરે
સૂરજદેવ! ઉભા રહો રે.
ફૂલડાંમા ફૂલ બની આ જમીરે મેં ડવું,
પોપટીનું ગીત મારે ગાવુંઃ
સૂરજદેવ! ઉભા રહો.

સૂર્યમુખી આશધરી નીરખી હજી રહું,
હૈયાની આશમાં હું ઝૂલુંઃ
સૂરજદેવ! ઉભા રહો.
ગીતમાળ મેં રચી ઉણું કંઈક ત્યાં રહ્યું,
દૈવી કો સૂર એમાં પૂરુંઃ
સૂરજદેવ! ઉભા રહો.

દેવ ડૂબશો નહિ, પ્રકાશ નીરખી રહું,
તિમિરછાયથી હું કંપું;
સૂરજદેવ! ઉભા રહો.

['કૌમુદી'] જ્યોત્સ્ના શુક્લ

## પ્રભુની સ્નેહઠગાઈ

(પીલ)

જા રે પ્રભુ! આ તારૂં જગત નથી જોઈતું!
એને આગળ કરીં તું શુપ્ત રહે શુ દૂર?
તારી લાખ લીલામાં સર્વ રહ્યા લોભાઈને,
પણ મુજને તો જોઈએ એકજ તુજ ઉરપુર;
જા રે પ્રભુ! આ તારૂં જગત નથી રે જોઈતું!

તારો સૂરજ આવી બાધે તેજકિરણ વડે,
તુજ તારા અમને તમજાળે ઘસડી જાય;
હું તો તેજ તિમિર વચ્ચે મુજ આંખો ફેરવું,
તારી છાય જરા પકડું કે તું લોપાય!
જા રે પ્રભુ! આ તારૂં જગત નથી રે જોઈતું!

તુજ સંદેશા જેવા ગગને ઘન ઘૂમી રહે,
તારા ઘોર નગારા વાગી રહે આકાશ;
અમૃતબિંદુ પડે ટપકી તુજ પ્રેમળ પાત્રથી,
ભિંજવે ભૂમિ, પરંતુ ભિંજાય ન મારી આશ;
જા રે પ્રભુ! આ તારૂં જગત નથી રે જોઈતું!

તારી વીજલપાંખ ઉડી રહે વાદળ વાદળે,
પળમાં જબકાવી જગવે સૂતા અંધાર;
તારા સ્વર્ગતણા દ્વારોના હાકઉઘાડ એ
આ જો સૌને, પણ ક્યાં છે તુજ અંતરદ્વાર?
જા રે પ્રભુ! આ તારૂં જગત નથી રે જોઈતું!

રંગેરંગ ભર્યાં આભે તારા પગલાં પડે,
જાણે એ પૂઠે પડતા જડશે તુજ વાટ;
ઘડીના રંગો એ જગને ઝૂલવી રહે, પણ હું તો
માગું તુજને—નહીં તુજ વસ્ત્રોના ઝળકાટ!
જા રે પ્રભુ! આ તારૂં જગત નથી રે જોઈતું!

તારી માયાના નખરાં મોહી રહે સર્વને,
મારું મનુજહૃદય અપડાય નહીં ઘડી એક;
તારા હોકા ત્યાં સુણનાં જાગે ફરી આતમ મુજઃ–
આ તો તું નહીં–તારી છે પ્રતિમૂર્તિ અનેક?
જા રે પ્રભુ! આ તારું જગત નથી રે જોઈતું!

જીવનભર આવાં જ રમકડાંથી શું રાચવું?
અમારે રોવું ને તારે જોવું સંતાઈ?
તું શું નવા નવા આપે તે નહીં ભાગી જશે?
જા રે! આ તો તારી શાશ્વતે સ્નેહ ઠગાઈ!
જા રે પ્રભુ! આ તારું જગત નથી રે જોઈતું!

તારી દિશા દિશાના પડદા માંડું ખોલવા,
મારા રંગ બધા ધોઈ નાખું રસલોલ:
ઠોકી ઠોકી તારા દ્વાર તને પજવું હું યે,
તારી પાસ અદલ બોલાવી દઉં એક બોલ!
ત્યારે પ્રભુ! જોજે હસી પડશે મુજ બળ જોઈતું!

('ઊર્મિ') અરદેશર ફરામજી ખબરદાર

---

## પૃથ્વી ભરી

: વસંત :

આવે જુવાળ પથ દર્શક પ્રાણભેરુ
ને દૃષ્ટિનો ભ્રમણપંથ બને વિશાળ;
ત્યારે બને જીવનક્ષેત્ર વધુ રસાળ,
ધારી સુકાન નિજ ધ્યેય થકી ઘડેલું.
ઉત્તેજના જગતની જરીએ ન લે છે,
ના પ્રેરણા પરગજુ થઈને પીએ છેઃ
અંધારની જટિલતા મહીં પ્રાણ પૂરી,
સિદ્ધાંતના અકળ પ્રશ્ન ઉકેલી લે છે.

ઊર્મિ અદમ્ય ઉછળતી જગ જીતવાની,
યુગોન્નતિ મહીં સહર્ષ ફના થવાની;
દેખું ચગે ચરણના પડછંદ સંગે,
શ્રદ્ધા સમેત વિચરે જયના ઉમંગે
પૃથ્વી ભરી જીવનતેજ પ્રસાર્યું જેણે,
એણે જ સ્મારક રચ્યું નવપ્રેરણાનું.

('નવચેતન'). ઇન્દુલાલ ગાંધી

## મને અધિક છે પસંદ

(પૃથ્વી)

મને અધિક છે પસંદ,
અગણ્ય ઉડુઓ થકી ખચિત ખુલ્લી રાતોથી યે
મને બસ પસંદ છે સઘન મેઘથી આવરી
અડાબીડ જ અંધકારભર રાત, જેમાં કયહીં
તગી અટુલી તારલી લઘુક એક જાતી જરી.

મને અધિક છે પસંદ,
અસંખ્ય મધુ વાનીઓથી છલકંત મિજબાનીઓ
થકી વધુ પસંદ છે સતત કૈં કડાકા પછી
અથાગ રખડાટના, મળતી દીન યજમાનના
ગૃહે અન્‌-રસ રોટી સાથ ચટણીની તીખી મઝા.

મને અધિક છે પસંદ,
સુરીલ દ્દઢતાલ શાસ્ત્રમય ગાન-જલ્સાથી યે
મને વધુ પસંદ છે ગભરુ નાનકા બાળના
મુખેથી સરતું સુહાસ્ય રમતા, કંઈ ક્રન્દનો
વિષે, વિસરી રોવું, એક અણધાર્યું 'તા...તા' સુખી.

મને બસ પસંદ છે જગતના સુયોજયા બધા
પ્રહર્ષ થકી, લાધતી સહજ એક હર્ષક્ષણ.

('કુમાર') સુન્દરમ્

## માગું બસ રાતવાસો જ હું

ગયો દિ, થયું મોડું ને ઉપર રાત અંધરી છે,
નભે ઝઝૂમતાં ઘનો, નહિ હું માર્ગનો ભોમિયો,
નજીક ન સરાઈ, સાથી વણ થૈ રહ્યો એકલો,
પિછાણુ નહિ ક્યાંઈ, ને મુલક આ અજાણ્યો મને.

બધો દિવસ ચાલી ચાલી ચરણોય થાકી ગયા,
ન આશ્રમ બીજો—ન બારી પણ ખુલ્લી બીજે ક્યહીં,
નિહાળી તમ દીપ દ્વાર પણ આ તમારાં ખુલ્લાં,
અજાણુ અહીં આવી માગું બસ રાતવાસો જ હું.

વિશાળ તમ હર્મ્ય માંહી ક્યહાં કો ખૂણો સાંકડો,
થશે મુજ જ્ગ્યા કેરી મૂકી દેહને પૂરતો;
તમો નસીનદારને નહિ કશું ,જ્યુશે ય ને
પરોડ મુજને થતાં નવીન તાઝગી આવશે.

મુસાફરી હજી રહી હું નવ જાણું કે કેટલી,
પરંતુ તવ પાડ અંત સુધી કો દિ ભૂલીશ ના.

['પ્રસ્થાન'] 'શેષ'

---

### મિત્ર

(ઉપજાતિ)

અનાજદાણા ઉપયોગનાં છે
ચાલ્યા પછી ચારણીમા સદા એ;
મિત્રો ગણો સુહૃદ એ જ કે જે
વિપત્તિની ચારણીમા ચળાયો.

['ગુજરાત'] કેફિન

---

### रसो वै सः

[પૃથ્વી]

"ભલે ઝગડતા બધા ધરમના મહાપંડિતો,
છતા અમર સત્ય કે સકળમાં તું વ્યાપી રહ્યો

સદા રસરૂપે; વૃથા વિવિધ ભેદ છે વિશ્વમાં
અહર્નિશ વધી રહ્યા પ્રગતિ પંથને શોધતા.
જનો સ-રસ આત્મના પરમરૂપને ભૂલતા
થયા નીરસ, શોધતા જગતમાં ફરે શાંતિને.

પિતા ! વિપુલ વિશ્વને મહદ ભાર તારે શિરે,
હું તો શિશુ છતાં સહાય કરવા સદા ઇચ્છિતો.
વિભો ! હું રસરેલથી જગવતો મહાઐક્યને,
મને બલવતો કરી ગરવ અંતરે પામજે.
પ્રસન્ન તુજને ચહું કુસુમમાલથી રાખવા
અને નિતનવાં નિવેદન ધરી ભજું ભક્તિથી. ''

કરી અગરધૂપ, દીપ નિજદેવના ગોખમાં
દુકાનપતિ તાડીનો પ્રતિદિને કરે પ્રાર્થના.

('પ્રસ્થાન') પિનાકિન્ ત્રિવેદી

## રાસ

સાહેલી મોરી રે કાળી કાલંદરીને કાંઠડે,
રાસ ખેલે છે ગોપીઓની સંગ, અલબેલો
વેણુ વગાડતો કાનુડો !

સાહેલી મોરી રે ડોલે છે કાન ને મોરલી,
કાંઈ ડોલે છે ગોપી અંગ અંગ, અલબેલો,
વેણુ વગાડતો કાનુડો !

સાહેલી મોરી રે ડોલે છે ચંન્દ્ર ને તારલા,
તાલ દે છે મહીં મેઘ મૃદંગ, અલબેલો
વેણુ વગાડતો કાનુડો !

સાહેલી મોરી રે ડોલે છે કાલંદરીના પાણીડા,
કાંઈ ડોલે છે કાલિય ભુજંગ, અલબેલો
વેણુ વગાડતો કાનુડો !

સાહેલી મોરી રે ડોલે ગગન દેવ દેવીઓ,
કાંઇ ડોલે છે શંભુ ને અનંગ અલબેલો
વેણુ વગાડતો કાનડો !

સાહેલી મોરી રે રમવા ચાલો ને એ રાસમા,
જહીં રાસ રમે ગોપીઓની સંગ, અલબેલા
વેણુ વગાડતો કાનુડો !

('પ્રસ્થાન') ૬૫

## લોકલમાં

:વસંતતિલકા:

એની દીઠી ન નજરે મુખમાધુરી મેં.
દેખાત તો ઘણી ય ડોક ફિરાવતામાં;
જોયું ન કિંતુ ફરીને જરી, ના જ જોયું.
ને તો ય તે ક્ષણેક્ષણે મુજ અંતરે તો
એ સૌમ્યરેખ રસમૂર્તિ તરે અનસ્ત.— ૫

એના હશે પ્રણયકામણપૂર્ણ નેણ,
ધીરે ઢળી ઉછળતું ય હશે જ હૈયું.
દીઠેલ આ નયનથી ન સ્વયં અરે મેં,
તો યે કહું અમૃતકોશ હશે જ હૈયું
વેગીલી લોકલ તણા ધબકાર તાલે
ધીરેધીરે ઉછળી મસ્ત ઢળી રહેતું.— ૧૧

હું તો શું જાણું, પણ સામી જ બેઠકે કો
બેઠેલ વૃદ્ધ; જરી ફેરવી ક્ષીણ નેત્ર
જે આમતેમ, કદિ ઝોકું ય ખાઈ લેતો.
એ ક્ષીણલોચન મહીં કહીંથી ય ત્યાં તો
મેં જોઇ, જોઈ સહસા ભભુકંતી આગ.
આંખો કરી જરઠ કોઠિક રોમ કેરી
ટાળી મને મુજ પૂઠે કંઈ તાકી જોતો,
ને કૈં ચિરંતૃષિત ચક્ષુથી પી રહેતો.— ૧૯

મે પૂઠ ફેરવી ન જોયુ સ્વપ્ન જરીકે
કે કૈ હતી જરુર ના મુજ આખ સામે
એ વૃદ્ધના પરમ તૃપ્ત પ્રસન્ન નેત્રે
મે એક જોઈ છબી ડોલતી લોલ ભારત — ૨૩

લાવણ્યમૂર્તિ મુજનેનથી જોઈ ભ્રાતે
મે હોત, તેથી અકદા રસરૂપ રંગે
એ કાલજર્જરિત નેત્ર મહી નિહાળી
ને એકવાર નિરખેલ નહી હજી યે
જોયાં કરુ ઉર ભરીભરી નેણુ એના
વિશ્વો ઉછાળી હળતુ વળી મત્ત હૈયુ
ને એ વસતલચતી કરવેલ રમ્ય — ૩૦

['ગુજરાત'] ઉમાશંકર જોષી

---

## વતનનો તલસાટ

મન્દાક્રાન્તા

ગાળી લાબો સમય દૂરના દોહ્યલા પાણી પી પી,
જાવા હાવા જનમભૂમિએ પ્રાણ નાખે પછાડા
કૂનાકાંઠે કમરલળતી પાણીઆરી, રસાળા
ક્ષેત્રે ક્ષેત્રે અનિલલહરે ડોલતા અન્નપૂર્ણા,
હીંડોળતા હરિત તૃણને ખતીલા ખેડૂતોના
મીઠા ગીતો, ગભીર વડલા, શભુનુ જીર્ણ દહેરુ,
વાગોળતા ધણ, ઊડી રહો વાવરો વ્યોમ ગેરુ,
ઓછીઓછી થતી ભગિની, લગોટિયા બાલ્ય ભેરુ,
ઝખી નિદ્રા મહી ઝબકતો, જાગતા નિંદ લેતો

ઘેના હૈયા ! સહુ ય મળશે કિન્તુ કાલાગ્નિમાથી
સભાળેલા સ્મૃતિસુમનના સારવેલા પરાગે
સીંચ્યુ મોઘા મધુપુર સમુ મ્હોડુ ક્યા માવડીનુ ?

વ્હાલી તો યે જનનીહીણ એ જન્મભૂમિ ન તોષે,
જીવુ કલ્પી જનની સહુની જન્મભૂમિ વિદેશે

['કુમાર'] રમણિક અરાલવાળા

## વધામણી

સોહાગી સોણલે વધાવું રે
હું તો સોહાગી સોણલે વધાવું.
સોનારૂપાને દોર તારાની ગુંથણી ગુંથીને પાથણું બિછાવું
સન્ધ્યાના નવરંગ રંગી અંગુલીઓ મોઘેરા છાંટણે વધાવું.
રે હું તો—
આકાશી થાળમાં ચાંદાનો દીવડો મૂકી હું આરતી રચાવું;
ઘેરા સાગરની ઝાલર ઘંટડી છોળે છોળે હું બજાવું.
રે હું તો—
મેઘલી રાતની ઘેરી વાદળીઓ વીજળીની કોરે મઢાવું
ધિનિકિટ ધિનિકિટ વાગે મૃદંગતાલ, થૈ થૈ નાચીને નચાવું.
રે હું તો—

['કૌમુદી'] ચન્દ્રવદન મહેતા



## વિફળ યત્ન

જ્યોત તણી બીનરથી દોડી,
ચંદ્રસૂરજ ને તારક છોડી,
યુગ યુગ કેરી દિવ્ય યોગિની,
રમવાને આવી.
સાગર સરિતા નર્તન કરતી,
દલ કમલે ઊર્જા સર્જન કરતી,
કુંજ નિકુંજે હસતી હસતી,
જોતી ને ફરતી.
પાછળ માનવ આંખ મીંચીને,
ધર્મ કર્મ આનંદ ત્યજીને,
સત્ય તત્ત્વ સૌન્દર્ય દેવીને,
જોવાને દોડ્યો.
જોઈ શકે, નવ પકડી શકતો,
યત્ન કરે પણ પાછો પડતો,
મૂઢ બનીને માનવ અતિ
રોવાને માંડ્યો.

['માનસી'] ભાસ્કર વહોરા

## વાંછા

શબ્દની હોડલી કોઈ જ્યારે નથી
    લઈ જવા ભાવનો ભાર મારો
સ્મિત તણા રશ્મિઓ દાખવી ના શકે
    ઉરનો ભાગ જે એક ન્યારો.

૨

દેહ નાનો લઈ ભાવના ભારને
    રકંધપે ઉદ્દતુ એક આંસુ
નેનના નીરના એક એ કિરણમા
    ઊજળું ઉર આખું ય થાતું

૩

સર્વ અર્પણ તણો ભાવ એ નેનના
    નીરમાહી વહે ભક્તિ કેરો
પ્રેમીનો પ્રેમ, કારુણ્ય મતો તણુ
લઈ જતો અશ્રુનો એક રેલો.

૪

મૂક થાઉં સહુ શબ્દ જાઉં ભૂલી
સ્મિત તણા તેજ કો'દિ ખુઝાયે
કિન્તુ જે અશ્રુમા ઉર મારૂ વહી
ચરણુ તારે જતુ ના સુકાયે.

('કૌમુદી')    પ્રહ્લાદ-પારેખ.

---

## વ્યષ્ટિ અને સમષ્ટિ

ગઝલ :

કોઈ મને વસ્લનો વકીલ કહે છે, કોઈ મને ઇશ્કનો અસીન કહે છે:
કોઈ ખુશાલી તણો ખલીલ કહે છે, કોઈ મને દુઃખનો દલીન કહે છે.
ફાવતું સદુપનું સદુપ કહે છે. કોઇ સખી કે મને બખીલ કહે છે:
રીસ નથી રાખી કોઈ સાથ મેં કદી —ભૂર કહે કોઈ, કોઈ પીર કહે છે:
કોઈ અદુકો મને હરીફ લખે છે, કોઈ મને મિત્ર માનશીલ કહે છે:

કોઈ મને માત્ર મૂર્ખ કાચ ગણે છે,· કોઈ મને જાહેરે જ્લીલ કહે છેઃ
એક થકી અન્ય કાંઇ ઓર કહે છે; સાથ પરંતુ સહુ પતીલ કહે છેઃ
('કૌમુદી') પતીલ

## શરબે વસ્લ !*

: દ્રુતવિલંબિત :

નભ પરે પ્રગતે દૂર લાલીમા,
દિવસનું અવસન થતું પછી—
પ્રગટતો નભમાં શશી હર્ષથી !
જગત શાંત થતું પડી સેજમાં.

પ્રથમ એ મુજ મીલન તો હતું,
હૃદય તો ધબકી ગભરાવતું;
તદપિ અંગ વહે ઝણુગી નવી,
સમજ ના પડતી મુજને કશી.

મન વિચાર—ઝુલે ઝુલતું નવા,
પતિ હવે મુજને લઈ બાથમાં,
અધરથી મુજ ઓષ્ઠ મીલાવશે,
રમત કૈં રમશું નવી પ્રેમની.

કુમુદિની જ્યમ વાટ શશી તણી,
નિરખતી પતિવાટ હું બારીએ;
ધવલ સેજ કરી જરી લેટતી
ઘડિકમા મમ દ્વાર થતા ખુલા.

પ્રિય તણો ગઈ કોટ ઉતારવા,
પ્રિય કહે,'નવ સ્ત્રી તણું કાર્ય આ'!
મુજ સમીપ પછી કર તે ગ્રહી,
વચન કૈં ઉચરે ઉપદેશના;

'રમત હો નવ આશય આપણો,
લગન જ્ઞાન પ્રસારક હેતુ છે!
નવ ભણી પ્રિય તું તવ ઘેર તો,
તવ પતિ તવ શિક્ષક માનજે'!'

'લઇ દઈશ તને નવી ચોપડી,
શીખવવા તુજને નીત બેસું હું;
શ્રવણ જો કરશે દઈ ધ્યાન તો,
ઘડિકમાં ઇંગ્લીશ વદતી થશે.

'પ્રથમ આ દિન, પાઠ તને દઉં,
ઉચરતું વદતાં 'યસ', 'હા' નહીં:
ફીકર તું ધરતી નવ અંતરે!'
જઈ પછી સરતાં કૃય સેજમા.

નૂતન સૂર્ય ભરે પગલા જગે;
શયન ત્યાગી જઉં ઘર કામમાં;
પતિ ગયા નિજ ઓફિસમા પછી
લઈ ગઈ નણદી મુજને દૂરે.

શ્રવણમાં વદતી 'કહે, રાત્રી તેં
રમતમા પિયુ સાથ વિતાવી કે?'
કથન કાજ હતી જીભ ના મને?
નયનથી મમ અશ્રુ વહી વદે!

('નવચેતન') 'મુરારી'.

---

* દંપતિના પ્રથમ મિલનની રાત્રી.

## સત્યં શિવં સુંદરમ્

પેલા નિકુંજ ભણી ચાલ પ્રિયે ભરીશું,
આનંદ કૈં પ્રણયગોષ્ટિ મીઠીથી લેશું;
ને આ સરોવર અમીરસથી ભર્યું જે
ત્યાં ચાલી જાશું દિલ વાત કરંત ધીમે.

૨

મારી ભણી નજર રાખી પ્રિય જુએ છે
નિષ્પાપ જે ઉર નિષ્પાલસ નેત્રમાં તે ?
કેવું દિસે સઘળું શાંત જ આ સમે ત્યાં !
જાણે મળ્યા શિવ અને સત સુંદરં ત્યાં !

૩

જો વામ ભાગ સરની રચના રસાળી,
આ બાળ-પુષ્પ રમતાં ફુલ સંગ મ્હાલીઃ
સૌન્દર્ય નિર્મળનીતિ મૃદુ લગ્નબંધે,
છે સંકળાયલી અહિં દિસતી જ સંધે !

૪

આ આપણો વિમલ સુંદર સ્નેહબંધ,
સૌન્દર્ય ને સરળ ભાવભર્યો પ્રબંધ
અંધા હશે તદપિ નેત્ર વિના નિહાળે !
સત્યં શિવં મહિં જ સુંદરતા વિરાજે.

૫

કુંજે અને સરવરે કુસુમે શિશુએ,
છે આ ભર્યાં ઉભય અંતરમાં નિશાએ
ઉદ્દાત્ત ને મધુર ભાવભિના વિચારો;
સત્યં, શિવં અનુપ સુંદરને વિષે હો !

('માનસી') નંદનાથ કેદારનાથ દીક્ષિત



# શ્રેષ્ઠ કુમ્ભકાર !

: ગનદ્દર :

ઉંડા ઉંડા અંધારાની ખાણુથી ખણી લેવાને;
હૈડે દાબી હેત પ્રેમ-પાવડો પછાડ્યો છે.

બાલ માનગોની માટી, ખંતને ગધેડે ખેંચી;
સ્નેહ છાલકામાં કોડચે-નિશાળોની લાવ્યો છે.

શિસ્ત અને નિયમોના ચારણામાં ચાળી એને;
પ્રેરણાના પાણી સીંચી પીંડલો બનાવ્યો છે.

પદાર્થો ને પુસ્તીકાને લાકડે ગતી આપી ને;
શિક્ષણ પ્રણાલીઓને ચાકડે ચઢાવ્યો છે.

ઘડ્યા રૂડા ઘાટો એના, વિશ્વમાં વિકાસો માટે;
મનન નિદિધ્યાસન—ટપ્પે ટીપાવ્યો છે.

કોર્યાં ને કંડાર્યાં એમાં કાગરા કળાના કેવા!
સંસ્કૃતિ સીંચીને રૂડી, ઓપ ચળકાવ્યો છે.

નિભાડે તિતિક્ષાઓને, ભલું થવા કાજે ભાર્યો;
પરિક્ષાના અગ્નિઓના, તાપમાં તપાવ્યો છે.

ટકોરા બજાવી તેને તપાસ્યો પરિક્ષકોએ;
બોલ્યો નહીં બોદો તે ઉત્તીર્ણ થઈ આવ્યો છે.

જ્ઞાન પરબોને કાજે માટલું બનાવી માંડ્યો
ત્રાસતો તૃષાતુરોના પ્યાસનો બુઝાયો છે.

વાદળા વડે પીનારા સિતળા પીયૂષવારી;
શ્રેષ્ઠ કુંભકાર તું તો શિક્ષક જણાયો છે।

('શારદા') દેવકૃષ્ણ પિતાંબર જોશી

# સ્વાતંત્ર્ય

અલૌકિક પ્રભાતપાંખ પર નીલ સ્વાતન્ત્ર્યનું
વિહંગ નભ ખૂંદતું ફરત નીડની શોધમાં;
દિગંતભર ગાજતું ઉલટના નિજાનંદનું
વિમુક્ત જયગાન જાગરણ આણતું લોકમાં.
ઘૂમ્યું નિધિવને વને, રતન, મોતી ને હીરલા–
તણાં ફળ લુભાવતાં લચત, ના તહીં ઊતર્યું;
સુવર્ણમય મેરુશૃંગ નિરખ્યાં, ના ત્યાં ય ઠર્યું;
સરસ્વતીતણાં ય ધામ મન ના રુચ્યાં નિર્મલાં

પણે વિપુલ કુંડમાં અગન ઊછાળ્યો યજ્ઞનો,
શિખા પર શિખા ચઢી રમત આભઉત્સંગમાં,
મહાબલિ અપાય ભક્તિભરઃ અન્ન ને પ્રાણનો,
પડાપડી કરે શહીદ નરનારીઓ રંગમાં.
વિહંગ તહીં સ્વાર્પણાગ્નિ પર નીડ બાંધી ઠર્યું,
વિરાટ શિવશાંતિતેજ સુખસ્વર્ગમાં પાંગર્યું

('પ્રસ્થાન')

પૂજાલાલ

# હું માત્ર

સતૃષ્ણ સંવ્યાકુલ સ્વપ્નામાં
હું આજ તારાં પગલાં સુણી રહું.
અખંડધારા અસહાય કાર્યમાં
સંતાપ કર્તવ્યમહીં ધરી લઉં.
અસ્તિત્વ હું ભાવભર્યાં શરીરમાં
હું એક તારો ધબકો ઝીલી રહું.

['પ્રસ્થાન']

'પારાશર્ય'

## હોડી સઢે

આજ મારી હોડીસઢે પવન ભરાણો રે.
કાકે એમાં આવી બેઠો મહારાવ ગણો રે.
આજ મારી હોડીસઢે પવન ભરાણો રે.

તરતી ફરંતી કાંઈક કંઈક એ તો ચાળા ચેન,
મારતે હલેસે એ તો માલતી'તી જેમ તેમ;
આજ એ હલેસે બેઠો માલમી ય થાણો રે.
આજ મારી હોડીસઢે પવન ભરાણો રે.

તર્ક ને વિતર્ક વધ્યા જોતાંમાં મને ઘડીક,
ઊઠશે તોફાન હોડી ડૂબશે એ લાગી બીક;
વળિયો પ્રસ્વેદ અને ખૂબ ઘભરાણો રે.
આજ મારી હોડીસઢે પવન ભગણો રે.

ત્યા તો ઉડી પંખીણીશી ઝટપટથી ફડફડાટ,
પવનવેગે એ કાપે પાણી જોતાં સરસરાટ,
અહા! પેલો સામેનો કિનારે દેખાણો રે,

આજ મારી હોડીસઢે પવન ભરાણો રે.
કાકે એમાં આવી બેઠો મહારાવ રાણો રે,
આજ મારી હોડીસઢે પવન ભરાણો રે.

[ 'કૌમુદી' ] ભગવાનલાલ લ. માંકડ



# અનુક્રમણિકા

(ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક એકથી આઠ)

| | | | |
|---|---|---|---|
| ૧૫૦ | શ્રી. નરહરિ બી. શર્મા | ત્રીજું | ૪૧ |
| ૧૫૧ | ,, નટવરલાલ મૂળચંદ વીમાવાળા | ચોથું | ૧૩૪ |
| ૧૫૨ | ,, નગીનદાસ નારણદાસ પારેખ | પાંચમું | ૧૬૬ |
| ૧૫૩ | ,, નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ | ત્રીજું | ૪૫ |
| ૧૫૪ | ,, નર્મદાશંકર ભોગીલાલ પુરોહીત | છઠ્ઠું | ૬૮ |
| ૧૫૫ | ,, નટવરલાલ રણછોડદાસ શાહ | ,, | ૬૯ |
| ૧૫૬ | ,, નવલરામ લક્ષ્મીરામ | ,, | ૮૭ |
| ૧૫૭ | ,, નથુસિંહ હ. ચાવડા | સાતમું | ૧૯૪ |
| ૧૫૮ | ,, નંદશંકર તુલજારામ મ્હેતા | પાંચમું | ૨૧૯ |
| ૧૫૯ | ,, નાગરદાસ ઇશ્વરભાઈ પટેલ | બીજું | ૪૯ |
| ૧૬૦ | ,, નાગરદાસ અમરજી પંડ્યા | ત્રીજું | ૪૨ |
| ૧૬૧ | ,, નાનુકલાલ નંદલાલ ચોકશી | ,, | ૪૪ |
| ૧૬૨ | ,, નાગેશ્વર કવિ | છઠ્ઠું | ૧૦૧ |
| ૧૬૩ | ,, નાગરદાસ રેવાશંકર પંડ્યા | સાતમું | ૧૯૫. |
| ૧૬૪ | ,, નારાયણ હેમચંદ્ર | આઠમું | ૧૨૫ |
| ૧૬૫ | ,, ન્હાનાલાલ દલપતરામ કવિ | પહેલું | ૧૧૧ |
| ૧૬૬ | ,, ન્હાનાલાલ ચમનલાલ મ્હેતા | ચોથું | ૧૩૭ |
| ૧૬૭ | ,, નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ | પહેલું | ૧૨૦ |
| ૧૬૮ | શ્રી આચાર્ય નૃસિંહાચાર્યજી | છઠ્ઠું | ૧૦૪ |
| ૧૬૯ | મુનિશ્રી ન્યાયવિજયજી | સાતમું | ૧૯૬ |
| ૧૭૦ | મી. પાલનજી બરજોરજી દેસાઈ | પહેલું | ૧૨૨ |
| ૧૭૧ | શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ | પહેલું | ૧૨૭ |
| ૧૭૨ | ,, પોપટલાલ પુંજાભાઈ શાહ | બીજું | ૫૧ |
| ૧૭૩ | મી. પોચાજી નસરવાનજી પાલીશવાળા | છઠ્ઠું | ૭૦ |
| ૧૭૪ | શ્રી. પોપટલાલ જેચંદ અંબાણી | ,, | ૭૧ |
| ૧૭૫ | ,, પ્રભુદાસ લાધાભાઈ મોદી | ત્રીજું | ૪૮ |
| ૧૭૬ | ,, પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત | છઠ્ઠું | ૭૨ |
| ૧૭૭ | ,, પ્રાણલાલ કીરપારામ દેસાઈ | ત્રીજું | ૪૯ |
| ૧૭૮ | ,, પુરૂષોત્તમ શિવરામ ભટ્ટ | ,, | ૫૧ |
| ૧૭૯ | ,, પ્રીતમરાય વ્રજરાય દેસાઈ | ચોથું | ૧૩૮ |